श्री स्वामिनारायणो जयति ।



સત્સંગ સેવા મંડળનું ધ્યેય અને જ્ઞાનનું

# સમાલોચન-

મંડળના પ્રમુખ પંડયા વકીલશ્રી ઇશ્વરલાલ લાભશંકરભાઇ એ
સંપ્રદાયના તત્વજ્ઞાન વિરુદ્ધ લખેલા લેખોનું

# દિગ્દર્શન-

## પ્રથમ ભાગ



સંપાદક શોધક પ્રકાશક—
શાસ્ત્રી હરિજીવનદાસ, વડતાલ.

મુદ્રક : ભગવાનદાસ રામદાસ પટેલ
વાકળ પ્રિન્ટરી; રાવપુરા, વડોદરા.

સંવત ૨૦૨૫ * સન ૧૯૬૯

કિંમત રૂ. ૨-૫૦

श्री :

नमो नमः श्रीहरये—

# સત્સંગસેવા મંડળનું ધ્યેય અને જ્ઞાનનું સમાલોચન

હાલમાં પરં તીર્થ ~~સ્નાન~~ સ્થાન ઉગમણી બેઠકે મળેલી સાંકેતિક સત્સંગિઓની સભામાં આમંત્રિત આયોજક આચાર્યશ્રીની હાજરી અને શુભાશીર્વાદથી આવકારેલા **"શ્રી સ્વામિનારાયણ સેવા મંડળ"** એવા નામથી મંડળની સ્થાપના તા. ૭-૮/૧૧-૬૫ ના રોજ આડંબરથી થઈ છે. એને મેળવવા માટે **'જાહેર વિજ્ઞપ્તિ"** નામની પત્રિકા આગળથી (૨૯-૧૦-૬૫ના રોજની) બહાર પાડી હતી. એમાં આમંત્રક ૩૫ અગ્રેસર એકાંતિક હરિભક્તોનાં નામો નીચે લખ્યાં છે. એમાં બહુધા શ્રી નાથજીભાઈના મંડળવાળા મુખ્ય જણાય છે. પાળા કાનજી ભક્તનું નામ પહેલું છે. પારીખા ગામનો આખું છે. (આ સભામાં કોઈપણ ત્યાગિઓને આમંત્રણ નહિ આપેલું હોવાથી તા. ૭-૧૧-૬૫નાં દિને મળેલી ત્યાગિયુવાનોની સભામાં "સમેલનમાં અમારા પૂજ્ય વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને સંપ્રદાયના સ્તંભરૂપ સંતોને આમંત્રણ નહિ આપવાની **અવગણના** કરી છે. સમેલનમાં આચાર્યશ્રીને આમંત્રણ આપવામાં આવ્યું છે. સંમેલન સત્સંગના ઉત્કર્ષ માટે હતું તો સંપ્રદાયની પ્રથમથી આરંભીને સ્થાપના, ઉત્કર્ષ અને પ્રબળ ફેલાવો ત્યાગિઓથી જ થયો છે. તો તેમને આ સંમેલનમાં સ્થાન નહિ હોવાથી આ સભા સર્વાનુમતે ખેદ વ્યક્ત કરે છે." આવો સત્ય ઉહાપોહ કરવામાં આવેલો, છતાં આચાર્યશ્રી પોતે એકલા પધારે અને સાથે પક્ષના ત્યાગીઓને પણ લઈ જાય નહિ એનો અત્યંત **ખેદ** કરવા યોગ્ય છે. આ સભા કેવી કહેવાય? મંડળમાં દાખલ થવા માટે એક **પ્રતિજ્ઞાપત્ર** ચાર કલમોનું. (૧) હું વડતાલ ગાદીનો આશ્રિત હોઈને પ્રતિવર્ષે નામ ધર્માદો ભરું છું (૨) સેવામંડળનો અમુક પ્રકારનો સભ્ય થઈને અમુક રૂપિયા ભરીને પાવતી લીધી છે. (૩) હું સ્વા.ના. નિયમોનું પ્રામાણિક પણે પાલન અને મંડળના નિયમોનું પાલન કરીશ. (૪) મંડળના ધોરણો અને આદેશો મને માન્ય છે અને તેમાં સુધારા વધારા થાય તેને માન્ય રાખીશ) છાપીને ગામોગામ મોટા પ્રમાણમાં મોકલાવ્યું છે. તેમાં સહી કરે તેનેજ દાખલ કરવાનો કાયદો છે. સેવા મંડળના પ્રતિનિધિ બનેલા સત્સંગિઓ ઉપર એક **હેંડબીલ** ઉપરની હકીકતવાળું ગામોગામ પ્રમુખ ઈ. લા. પંડયાના નામથી પ્રતિજ્ઞાપત્રોની નકલો સાથે મંડળના સભ્યો નોંધવા માટે મોકલ્યાનું પણ જાણવામાં આવે છે. વળી સમિતિની ચુંટણી માટે એક ઉમેદવારી પત્રક ભરી મોકલવાની અને તે પત્રક નડીઆદ નાગરવાડા પ્રમુખશ્રી અથવા વડતાલ મોકલવાની અને વાડીને બંગલે પ્રસિદ્ધ કરવાની રીતસરની વિગતોવાળું એક **હેંડબીલ** પણ મંત્રી ર. લા. પંડયાશ્રીના નામથી છપાયેલું બહાર પાડવામાં આવ્યું છે. મંડળનું કામ શાસ્ત્ર અને કાયદાની મર્યાદા પ્રમાણે પદ્ધતિસર ચાલે એ ઉદ્દેશથી તેનું **બંધારણ** તા. ૪-૪-૬૮ના રોજનું ૩૬ કલમોમાં ઘડેલું પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. મંડળમાં ચાર **વિભાગો** (મુરબ્બી, (૫૦૧) આશ્રયદાતા, (૨૫૧) આજીવન, (૧૦૧) સામાન્ય (૫) એમ ઉચ્ચ નીચ રકમને અનુસારે રાખ્યા છે. આ મંડળમાં મુખ્ય તો પ. ભ. નાથજીભાઈના મંડળના હરિભકતો સભ્યો થયા છે. અને એમનેજ વધુ પડતો રસ હોવાનું જણાય છે. તેમના અમુક વળગાળડથી બીજાં મંડળોના પણ સભ્યો દાખલ થયા દેખાય છે. મંડળોથી બહારના હરિભકતો તો બહુ થોડા પ્રમાણમાં દાખલ થયા જણાય છે. પરંતુ રહી રહીને નિયમોમાં છૂટછાટ મૂકીને અથવા અન્ય બહાના હેઠળ પાછળથી બીજાઓ એક વર્ષ માટે ઉમેરાયા હોય, એ બનવા યોગ્ય છે. મંડળ સ્થાપનનો **ઉદ્દેશ** "સંપ્રદાયનું **હિત** સચવાય, **ગૌરવ** વધે અને **ઉત્કર્ષ** સાધી શકાય, એવી દરેક પ્રવૃત્તિ કરવી. ધ. ધુ. આચાર્ય મહારાજને એવી દરેક પ્રવૃત્તિમાં સંપૂર્ણ **સાથ** અને **સહકાર** આપવો, અર્થાત્ સંપ્રદાયના **ચાર અંગો** દેવ, શાસ્ત્ર, આચાર્ય અને આશ્રિત પુષ્ટ થાય એવી **પ્રવૃત્તિ** કરવી એજ મંડળનો ઉદ્દેશ છે" આ રીતે અત્યુચ્ચ

જણાવ્યો છે. એમાં "અસંગિધતા કે દ્વિઅર્થ જેવું કોઈ નથી" એમ પણ સાથે આગળથી શંકાલુંના સમાધાન માટે જણાવી દીધું છે.

આને અંગે સંપ્રદાયના સમ્યક્ જ્ઞાન અને ધર્મપ્રણાલિકાના પ્રચાર અર્થે એક પત્રિકા કાઢવાનો ઠરાવ થયો છે. એ અનુંસંધાને સ્વા. ના. સેવા મંડળના મુખપત્ર તરીકે **સત્સંગપત્રિકા** માસિક તરીકે નીકળે છે. એનું મુદ્રાપણ કાર્ય **નડીઆદ** "ગુજરાત ટાઇમ્સ" પ્રેસમાં થાય છે. એના તંત્રી **ડૉ. મોહનદાસ લક્ષ્મીદાસ શાહ** (ઉમરેઠ) છે. સેવા મંડળના મંત્રી પંડ્યાશ્રી **રમેશચંદ્ર લાભશંકર છે. "ફક્ત સભ્યો માટે"** એમ મથાળાના પેજ ઉપર લખવાની પદ્ધતિ છે. પણ કેટલાંક મંદિરોમાં પણ મોકલાય છે. આ પત્રિકાના પ્રથમ વર્ષના ૬ અને બીજા વર્ષના ૫ અંકો નીકળ્યા છે. આમા લેખો લખનારા તો બહુધા શ્રી નાથજીભાઈના મંડળમાં મુખ્ય મનાતા ઈ. લા. પંડ્યા ર. લા. પંડ્યા, મોહનલાલ શાહ, ભટ્ટ કેશવલાલ જજ્જ, શુક્લ લક્ષ્મીનારાયણપ્રસાદ, નારાયણહરિ, ઉત્સવ પંડ્યા, મનુભાઈ શાહ, વિગેરે નામાંકિતો છે. આ મંડળની પહેલ વહેલી સભા **વિરશદ** મંદિરમાં ૮-૧૦-૬૭ ના રોજ મળી હતી. સ. સ્વામી કો જ્ઞાનજીવનદાસજી તથા પાર્ષદ કાના ભક્ત વિગેરેની હાજરી લખી છે. ( કોઈ હરિભક્તનું નામ લખ્યું નથી. પરંતુ ત્યાંતો અમીન **અંબાલાલ દાજીભાઈ** મુખ્ય કાર્યકર્તા છે ) બીજી સભા ઉપપ્રમુખ શેઠશ્રી **બાબુભાઈના** આગ્રહભર્યા આમત્રંણથી **ખંભાત** મંદિરમાં ૧૨-૧૦-૬૭ ના રોજ રાખી હતી. ત્રીજી સભા **પેટલાદ** મંદિરમાં ભરાઈ હતી. આમંત્રિત જ્ઞાન સ્વામીએ ખૂબ મનનીય પ્રેરક વાત કરી હતી. ( સ્થાનિક હરિભક્તનું નામ લખ્યું નથી પણ સભ્ય બનેલા **ડૉ શાંતિલાલ** વિગેરે હશે ) ચોથી સભા યુવકમંડળના આમંત્રણથી **વડોદરા** સ્વા. ના મંદિરમાં ભરાઈ હતી. ( કોઈનું નામ લખ્યું નથી ) પાંચમી સભા તા. ૭-૭-૬૭ ના રોજ **ભરૂચ** સ્વા. ના મંદિરમાં મળી હતી. ( કોઈ સ્થાનિક હરિભક્તોનું નામ લખ્યું નથી. ) આમંત્રિત જ્ઞાન સ્વામીએ લાક્ષણિક શૈલીમાં શ્રીજીની આજ્ઞા મુજબ વર્તવાનો અનુરોધ કર્યો હતો. આ રીતે જુદા જુદા મંદિરોમાં સભાઓ ભરાઈ છે. સભા મળતા પહેલા હરકોઈ યજમાન તરફથી પ્રમુખશ્રીના હસ્તે શ્રીહરિની **મહાપૂજા** કરવાની પદ્ધતિ રાખી છે. સભાના આરંભમાં પ્રમુખશ્રી ઉદ્દેશ મુજબ યુક્તિપૂર્વક ભાષણ કરે છે. એની સઘળી આવૃત્તિ-પ્રવૃતિનું કેન્દ્રસ્થાન આચાર્યશ્રીનો **બંગલો** છે ( પ્રસંગે પ્રસંગે ત્યાં પણ બીજી બેઠકો થતી જાય છે ) આચાર્યશ્રી અને તેમના વહીવટ નીચેનાં મંદિરોના સર્વાંગી આશ્રયથી પ્રચાર ચોમેર ચીવટથી ચોક્કસ ચાલે છે. સભ્યો વધે અને સ્થિર રહે અને ઉત્સાહ ઉત્તેજન મળ્યા કરે એ હેતુથી સભ્યોના અમુક પરીક્ષામાં અમુક ગુણે પાસ થયેલા વિદ્યાર્થી પુત્ર પુત્રીઓને અમુક **ઈનામ** આપવાની પણ યોજના ઘડી છે. તે મુજબ ઈનામ પણ બંગલે પૂ. આચાર્ય આચાર્યાણીના વરદ હસ્તે અપાયાં છે. તેની કીંમત ૫૨૫ પ્રમુખ પંડ્યા શ્રીએ આપી છે રકમ ખુટતાં પુરાતત્વખાતાની શિક્ષાપત્રી અને પ્રસાદીના પત્રો છાપેલા પાછળથી અપાયા હતા. વિદ્યાદાનની પ્રવૃત્તિના એક ભાગ તરીકે આ કામની શરૂઆત થઈ છે. ( આ બધી મુક્ત મનની નિખાલસ ચર્ચા છે) ઉપર પ્રમાણે સેવામંડળને સર્વાંગ સમાશ્રય છાનો કે છતો અપાતો હોવાથી પત્રિકામાં જે કોઈ વિરુદ્ધાંશ આવ્યો હશે કે આવશે તેની જવાબદારી ધ. ધુ. આચાર્યશ્રીની રહેશે. એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. **આ રીતે ઉપોદ્ઘાત** છે.

આ મંડળના **પ્રમુખ** મુરબ્બીશ્રી નડીયાદમાં રહેતા વકીલશ્રી **ઈશ્વરલાલ** લાભશંકર પંડ્યાશ્રીના લેખો પ્રત્યેક અંકમાં પ્રથમ આવે છે. એમાં સમ્યક્ જ્ઞાનને સાથે અત્યંત અસમ્યક્ જ્ઞાન સંદિગ્ધ દ્વિઅર્થી આવે છે. પ્રથમ સત્સંગનાં **અંગો**-પાયા ગોઠવ્યા છે તેમાં કેટલીક મનસ્વી ગોઠવણી જણાય છે. સંપ્રદાયની રીત અને પરંપરામાં પારાવાર ગોટાળો વાળ્યો જણાય છે. સંપ્રદાયનાં શાસ્ત્રો અને ઉપાસ્ય ઈષ્ટદેવની વાતમાં ચિત્ર ચતુરાઈ કરી દેખાય છે. રામાનુજ સંપ્રદાય અને ઉદ્ધવસંપ્રદાયની તાત્વિક માન્યતા વચ્ચે અત્યંત અંતર અસમ્યક્ અનિચ્છનીય અયોગ્ય દેખાય છે. વર્ષ ૨ અંક ૩ માં આવેલા આજ્ઞા-ઉપાસનાવાળા લેખમાં તો છેવટે અવશ્ય જ્ઞાતવ્ય આત્મા પરમાત્માના સ્વરૂપ સ્વભાવ વિષયમાં જ અસમ્યક્ જ્ઞાનનો આડો આંક વાળી દીધો દેખાય છે (નિરાકાર આત્મા સાકાર બની જાય છે. પરમાત્મા પણ તેજ

વિગેરે ) બોજીપણુ બહુ આડાઈ અવળાઈ અસહ્ય આવી છે. એમાં ભોળા લોકો ભરમાઇને મોક્ષવિરોધી અસમ્યક્ જ્ઞાન પંથે ચઢી જાય નહિ અને ચઢેલા પાછા વળે એવા હિત હેતુથી કાંઈક કહેવાની અનિવાર્ય આવશ્યકતા સમજીને આ સત્ય કથન છે.

આ પત્રિકાના પ્રાથમિક મંગળાચરણમાં પ. ભ. ઈ. લા. પંડયાશ્રીએ "**અમારૂં ધ્યેય**" એવું સુંદર હેડીંગ બાંધીને લાંબા લેખની શરૂઆત કરી છે. તેના વર્ષ ૧, અંક ૧ પાન ૨ ઉપર આરંભમાં "પરાત્પર ભગવાન શ્રીસ્વામિનારાયણે ભારત દેશમાં પ્રવર્તાવેલા સત્સંગ સંપ્રદાયનાં **દેવ, શાસ્ત્ર, આચાર્ય** અને **આશ્રિતો** એ ચાર પાયાનાં અંગો છે. **સંપ્રદાય** એટલે ગુરુપરંપરા પ્રાપ્ત શુદ્ધ પ્રણાલિકા અને જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરંબ્રહ્મ એ પાંચ અનાદિ તત્વોના સ્વરૂપ અને સ્વભાવનું સમ્યક્ જ્ઞાન" આ રીતે સત્સંગ સંપ્રદાય શબ્દને આગળ ધરીને તેનાં ચાર પાયાનાં અંગો ગોઠવ્યાં છે. (આ પછી એનું **વિવેચન** વિવિધ વિચિત્ર રીતે વિસ્તારથી ઉત્તરોત્તર ક્રમ વિના.મનસ્વી કરવામાં આવ્યું છે) આ ગોઠવણી કોઈ શાસ્ત્રના આધારે કે કોઈ મોટાની માન્યતાને આધારે કરી હોય એમ જણાતું નથી. ઉપલક ઉપરચોટીયા કે ઉટાંગ જેવી જણાય છે.

સુધા માસિકના તંત્રી બ્ર. બાળકૃષ્ણાનંદજી "આચાર્ય, ત્યાગી, સત્સંગી, દેવ, શાસ્ત્ર અને મંદિર," આ છ અંગના સમુદાયને **સત્સંગ** કહીને તેની સેવાને પોતાના ધર્મ તરીકે કહે છે દેવ અને મંદિરને અલગ કહે છે. એમાં એમનો આશય એવો હશે કે મંદિરોની મીલકતોને સાચવવારૂપ એક ખરી સેવા છે. આ કથનપણ ઠીક જણાય છે. મંદિરને દેવની અંદર ગણે અને આચાર્યને અલગ રાખે અને ત્યાગી સત્સંગીને આશ્રિતમાં ગણે તો શાસ્ત્ર સાથે ચાર પાયાનાં અંગો બન્નેને મળતાં થઈ શકે છે. અથવા દેવ, મંદિર, શાસ્ત્ર અને આશ્રિત (આચાર્ય ત્યાગી, સત્સંગી) એમ ગણે તો પણ ચાર અંગો થઈ શકે છે. પરંતુ આ પણ ઉપલક મનસ્વી ગોઠવણીતો છેજ. ઘણા લેખકો ગતાનુગતિ ન્યાયે આ છ અંગોને સેવ્ય તરીકે લખતા આવે છે. છતાં ચારને બદલે છ અંગ કહે તે વધુ ઠીક તો છેજ.

અત્રે એપણ કહેવું અસ્થાને નહિ ગણાય કે "સત્સંગ પત્રિકામાં" ચાર અંગો કહ્યાં છે તેમાં દેવની અંદર 'મંદિર' નો સમાવેશ કરીને મંદિરનો અલગ અંગ તરીકે નિર્દેશ નહિ કરવાનું કારણ એમ જણાય છે કે મંદિર આવે તો તેને લગતી બધી મીલ્કતો અને તેના સદુપયોગ તથા સદ્વ્યવહારરૂપ વહીવટી વ્યવસ્થાપણ આવે અને તે આવે તો મીલ્કતોનો દુરુપયોગ અથવા ગેરવહીવટ થતો હોય તે અટકે એવી પ્રવૃત્તિરૂપ તે અંગેની સેવાપણ કરવી પડે. અને તેવી સેવા કરવા જતાં વહીવટકર્તા ગુરુ સાથે અથડામણ તથા અણગમો ઉભો થવાનો પ્રસંગ આવે. અને એમ થાય તો સત્સંગ સેવામંડળના પાયા હચમચી જાય અને ધાર્યા ઉદ્દેશો ઉંધા થઈ પડે. એટલે મંદિરરૂપ એક અંગે સેવા અને ઉન્નતિ માટે છોડી દીધું જણાય છે. પણ ગૃહસ્થાશ્રમ જેમ બીજા બધા આશ્રમોનો આધાર છે તેમ અંગતો બધાંજ અંગોના આધાર છે. મહાપ્રભુજીએ પણ ધર્મરક્ષા ઉપરાંત મંદિરો અને મીલ્કતોની વ્યવસ્થા માટે અને તેના સદ્વ્યવહાર તથા ધારણ માટે પણ આચાર્ય સ્થાપીને દેશ-વિભાગનો સંપ્રદાયમાં પ્રમાણભૂત લેખ લખ્યો છે. તો તેની અને તેની સેવાની ઉપેક્ષા કેમ થઇ શકે? અને તેને છોડી દેવામાં આવે તો આખા સત્સંગની સેવા કરી એમ કેમ કહેવાય ?

વળી સત્સંગ સેવા મંડળના પ્રમુખ અને સદરહુ લેખના લેખક પંડયાશ્રી પોતે વડતાલ ટેમ્પલ કમીટીમાં એક મેમ્બર હતા. ત્યારે તેમની તથા પા. ભીખાભાઈની હિસાબ જોઈ રીપોર્ટ કરવા સબકમીટીરૂપે નિમણુંક થઈ હતી. તે વખતે તા. ૨૯-૯-૪૭નો રીપોર્ટ તેમણે કરેલો. જેમા સંસ્થાના વહીવટમાં થતી ગોલમાલ, હિસાબી દૂષિત પદ્ધતિઓ, આચાર્યશ્રીની બેકાળજી તથા તેમના વધુ પડતા ખર્ચા, કોઠારીઓની (બીચારી) પરાધીન સ્થિતિ અને એ પ્રમાણે ચાલે તો સંસ્થાની મીલ્કતો વેચાઈ જવાનો ભય, વગેરે બહુ બહુ બાબતો અંગે ઘણી સખત ટીકાઓ કારણો આપીને કરી છે. અને સંસ્થાના આર્થિક માળખા પ્રત્યે ભારે ચિંતા પણ વ્યક્ત કરી હતી. અને એ રીપોર્ટ સુધા માસિકના વર્ષ ૨૦ અંક ૧૧માં છપાઇને પ્રસિદ્ધ પણ થયો હતો. અર્થાત્ તે વખતે આ લેખના

લેખક પંડયા ઈશ્વરલાલભાઈ સંપ્રદાયનાં મદિરો અને મીલ્કતો પણ એક અગત્યનું અંગ છે એમ માની તેની જાળવણી અને પુષ્ટિ કરવારૂપ સેવાને પણ પરમ કર્તવ્યપણે માનતા તો હતાજ. પરંતુ આજે તે અંગો અને તેની સેવારૂપ કર્તવ્ય પ્રત્યે જાણી જોઈને ઉદાસીનતા બતાવવામાં આવી છે. માટે ઉપર જણાવ્યું તેવું તેમાં કાંઈ મહત્ત્વનું કારણ તો હોવુજ જોઈએ.

વળી તા. ૨–૫–૪૮ ના રોજ નડીયાદ મંદિરમાં સભા ભરીને, **"ચરોત્તર સત્સંગ મંડળ"**ની સ્થાપના કરીને તેના પ્રમુખ તરીકે પોતે રહીને, અમીન ચંદુભાઈ મોતીભાઈને મંત્રી તરીકે નીમીને, એ સભામાં કરમશદના પા. ઉમેદભાઈ વિગેરે સભ્યોની હાજરીમાં ગેરવહીવટ અંગે ઠરાવો પણ થયેલા અને એને અંગે કોઠારી તથા આચાર્યશ્રી સાથે લાંબો પત્રવ્યવહાર પણ થયેલો ( આ બાબત સુધા વર્ષ ૨૧ અંક ૮ માં સવિસ્તર આવી છે ) છતાં હવે એ સેવાને કેમ ત્યજી દેવા માગે છે. એ રીતે સફળ ન થયા કે ન થવાય તેથી કરીને સત્સંગના એ મહત્ત્વના અંગને અંગમાંથીજ કાઢી નાખવામાં આવે એતો યોગ્ય નજ ગણાય ?

ભગવન્નિષ્ઠ શ્રી નાથજીભાઈએ પણ પૂર્વે દેવમંદિરની એવી સેવા કરવાની ઉમેદથી કમીટીના સભ્ય તરીકે ચુંટાવા માટે ઉમેદવારી કરેલી અને વકીલ ઈશ્વરલાલ લાભશંકર પંડયાશ્રીએ એક ગુણાનુવાદ ભરપુર હેંડબીલ મતદારોને મત આપવાની ભલી ભલામણનું મુદ્રિત બહાર પાડેલું અને પોતે ચૂંટણીમાં ઉભા રહેલા પરંતુ કાળ સંજોગે તેમને પાંચ વોટ મળવાથી સફળ થયા ન હતા. વળી આ પહેલાં બોટાદમાં એવી જ સેવા કરવાના વિચારથી મળેલીસત્સગિઓની સભામાં પ્રસંગોચિત પ્રવચન પણ કરેલું. એટલે આવી સેવા ગુરુપરંપરા પ્રાપ્ત પણ છે.

"સત્સંગ" માસિક કે જે પાછળથી પૂ. લાલજીશ્રી નરેન્દ્રપ્રસાદ મહારાજ સંચાલિત સતાવાર મુખપત્ર બન્યું હતું. તેના મંગળ આરંભમાં તંત્રી શાસ્ત્રી ચતુર્ભુજદાસજી માસિકને યથાનામ તથાગુણ મનાવા માટે શ્રીમુખના કહ્યા મુંજબ સત્સંગનાં ચાર અંગોનું સવિશેષ વિવેચન રચીને, પછી ૭ અંગોની પણ વાત લીધી છે. એમ બન્નેનો સહ ઉપયોગ કર્યો છે. ક્રમમાં થોડો તફાવત છે. વીરશદ મંદિરમાં ૧૮–૫–૫૯ દિને મળેલી સભામાં આચાર્યશ્રી થઈને પહેલ વહેલા પધારેલા ન. આ પાડેશ્રીએ "આપણા સંપ્રદાયમાં **દેવ, આચાર્ય, ત્યાગી, ગૃહી"** એ ચાર અંગ છે. સંપ્રદાય દિવ્ય છે એટલે એનાં અંગ પણ દિવ્ય છે" એમ મંગળ પ્રવચન કર્યું છે. (સ. વર્ષ ૨ અં. ૫) આ સભામાં પ્રથમ પ્રશંસા પર્યવસાયી પ્રવચનકર્તા લેખક પોતે છે. વળી બાગને બંગલે તા. ૨૯–૩–૫૮ દિને મળેલી આમંત્રિત સત્સંગિઓની પ્રથમ સભામાં "આ સંપ્રદાયનાં ચાર મુખ્ય અંગ છે. (૧) પ્રતિમા દેવ, (૨) આચાર્ય, (૩) ત્યાગી અને (૪) ગૃહસ્થો...તેમના સ્થાપેલા સંપ્રદાયમાં ત્રણ **અંગો વચ્ચે સોનેરી સુમેળ સધાય એવો અવસર સત્વરે આપે**......ત્યાગિવર્ગ ગામડે ફરી ફરી પ્રતિકૂળતાઓ વેઠીને ઉપદેશ આપી હરિભક્તોને સત્સંગ કરાવે છે અને તમારા સુખ દુઃખના સમાચાર અમને પહોંચાડે છે" એમ પૂ. લાલજીશ્રી ન. આ પાંડેશ્રી ચાર અંગોને સવિવેચન કહે છે. (સ. વર્ષ ૧ અંક ૧૨ના વધારામાં) વળી એજ સભાના સમારંભમાં આ. આ. પ્ર. મહારાજ લેખિત પ્રવચનમાં "દેવ, આચાર્ય, ત્યાગીઓ અને ગૃહસ્થ એ આ સંપ્રદાયરુપી શરીરનાં ચાર અંગો છે. અમો એમ માનીએ છીએ કે **શરીરનાં સર્વે અંગો એક બીજા સાથે પરસ્પર હળી મળીને કામ કરી શકે.** આ સંપ્રદાયમાં અમારૂં અને ત્યાગીનું જે સ્થાન છે તેવું મહત્ત્વનું હરિભક્તોનું પણ છે" વગેરે. આ લેખિત પ્રવચનને પરિષદમાં વાંચનારા અને તેની કાર્યવાહીને ભજવનારા ઘણું કરીને એ લેખકજ હતા. (લખાણ પણ લેખકે કરી આપેલું જણાય છે) આચાર્યોક્તિની સ્વલ્પ સામાલોચના કરીએ તો થોડુ જુદા પ્રકારે ચાર અંગો કહે છે. આમાં શ્રીજી પ્રોકત સદ્ધર્મ અને **સચ્છાસ્ત્રો** કે જે બે અત્યાવશ્યક અંગો છે તે આવતાં નથી. એટલે થોડુ ઉપલક ઉભાંગડ જેવું ગણાય. બન્ને પાંડેશ્રી પંડયાશ્રીના કથનથી થોડું જુદુ કહે છે બન્ને પાંડેશ્રી જ્યારે પોતા પછી બીજાજ નંબરે ત્યાગિઓને સહેતુક સ્થાન આપે છે ત્યારે પંડયાશ્રી તો તે રી

આપતા નથી. તેતો ત્યાગીઓને બહુ દૂર કાઢી નાખવા જેવી દુર્દશામાં મુકવા માગે છે. અભિપ્રાયમાં ભેદ ઉઘાડો જણાય છે. ચાલુ આચાર્યશ્રી સંપ્રદાયને દિવ્ય સમજવા પૂર્વક તેનાં અંગોને પણ દિવ્ય સમજીને તે વચ્ચે સોનેરી સુમેળ સાધવાનો અવસર સત્વરે મેળવવાની સુરુચિ ધરાવે છે તે સમ્યક્ છે અને "ત્યાગિવર્ગ ગામડે ફરી ફરી પ્રતિકૂળતાઓ વેઠી ઉપદેશ આપી સત્સંગ કરાવે છે" એમ સમજે છે એ પણ વધુ ઠીક છે. અને આ. આ. પ્ર. "સંપ્રદાયરૂપ શરીરનાં સર્વે અંગો એક બીજા સાથે પરસ્પર હળી મળીને કાર્ય કરી શકે" એમ માને છે એતો અતિ સમ્યક્ છે. (પરંતુ હવે હાથમાં બાજી રહી નહી) હવે મૂળ વાત ઉપર આવીએ.

પત્રિકાને અને મંડળને **'સત્સંગ'** આ મંગળ **નામ** સુસંગત અને સમુપયોગી આગળ લાવવામાં આવ્યું છે. તો તેનો સદર્થ પ્રથમારંભમાં સત્સંગિઓને સમજાવ્યો હોત તો બહુ સમ્યક્ હતુ. ( જેમ સંપ્રદાય શબ્દનો અલ્પ અર્થ, માન્યતા મુજબનો સમજાવ્યો તેમ ) આમાં પાયાનાં ચાર અંગો જે ઇપ્સિત છે તે વ્યવસ્થિત યથાસ્થિત રહે છે. આશ્રિત સાધુઓમાં આચાર્યશ્રી અને સત્સંગી આદિકનો સમાવેશ સ્વરસતઃ થઈ શકે છે. સત્સંગ શબ્દની સાર્થકતા આવે છે. **સેવા** શબ્દ પણ સંગત સાર્થક થાય છે. શ્રીમુખના વચનનો મંગળ આધાર મોટો મળે છે. આમાં અધુરુ કશું જ રહેતું નથી. સર્વાંગે સંપૂર્ણ થાય છે.

સ. પ્ર. ૩. અ. ૨૨ માં "સર્વેએ **સત્સંગી** પદ સાર્થક ધારવું" એમ કહાને તેનો સમ્યક્ અર્થ આ રીતે સ્પષ્ટ કર્યો છે. (૧) 'સત્' શબ્દથી પરંબ્રહ્મ **ભગવાન** શ્રીકૃષ્ણ, (૨) એ પરંબ્રહ્મના આશ્રિત **સાધુઓ** (૩) એ પરંબ્રહ્મ શ્રીનારાયણે નારદજી પ્રત્યે કહેલો ત્રીશ લક્ષણવાળો **સદ્ધર્મ** (૪) અને એ ત્રણ બાબતોનું જેમાં પ્રતિપાદન હોય એવું **સચ્છાસ્ત્ર** ( વેદાદિ આઠ ) આ ચારને 'સત્' શબ્દથી કહ્યા છે. ( આ ચારનો યથાયોગ્ય સંગ તે સત્સંગ ) આમાં ૧ નંબરે મુકેલા પરંબ્રહ્મને સ્થાને લેખમાં સેવ્ય દેવને મુકયા છે તે બરાબર છે. ચાર નંબરે મુકેલા શાસ્ત્રને લેખમાં ૨ નંબરે મુકયું છે તે સંગત નથી. ૨ નંબરે મુકેલા આશ્રિત સાધુઓને બીલકુલ કાઢી નાખ્યા છે તે સમ્યક્ ન કહેવાય. ૩ નંબરે સદ્ધર્મને મુકયો છે તેને તો મૂળથી કાઢીને તેના સ્થાને લેખમાં એકલા આચાર્યશ્રીને મુકયાછે તેપણ ઠીક ન કહેવાય. ૪ નંબરે શાસ્ત્ર હતું તેને સ્થાને લેખમાં આશ્રિતોને મુકયાછે તેપણ સ્થાને નથી. (આચાર્ય અને આશ્રિતોને પૃથક્ પાડયા છે) આશ્રિતોમાં ગૃહસ્થ ત્યાગી સધવા વિધવા સ્ત્રીયોનો સમાવેશ પાછળથી કર્યો છે. શ્રીજીએ ૨ નંબરે કહેલા આશ્રિત સાધુઓમાં આચાર્ય સત્સંગી આદિક સમસ્તનો સમાવેશ સુખેથી થઈ શકે છે. એવોજ અર્થ શ્રીજીએ ઘટાવ્યો છે. શિક્ષાપત્રી " लिखामि.........सर्वान्निजाश्रितान् " એમાં આચાર્યશ્રીને પણ આશ્રિત તરીકે ગણ્યા છે. જો ત્યાગિઓનો સમાવેશ આશ્રિતમાં કર્યો તો આચાર્યનોપણ તેમાં કરવોજ જોઇતો હતો. અથવા શ્રીજીએ કહેલા અર્થ પ્રમાણે ત્રણેયનો સાધુ પુરુષોમાં સમાવેશ કરવો જરૂરી હતો. સત્સંગનાં છ અંગોને કહેનારા સુધાના તંત્રીશ્રી "આચાર્ય ત્યાગી સત્સંગી" એમ ત્રણેયને સાથે ક્રમથી લે છે.

શ્રીહાર ઉપદિષ્ટ ક્રમમાં જો કંઈ સંગતિ કે મહત્વ કે ઉપયોગિતા ન આવતી હોય કે કાંઈ બાધ કે અપૂર્ણતા આવતી હોય તો ક્રમને ફેરવવાની જરૂર પડે આમાં તો સર્વાંશે સંગતિ, મહત્વ અને ઉપયોગિતા ઉત્તમ આવે છે. અને લેશ બાધ કે અપૂર્ણતા આવતી નથી. સર્વ શાસ્ત્રોમાં ઉપાસ્ય પ્રાપ્ય પરંબ્રહ્મને પ્રથમ નંબરે મુકયા છે એ સર્વથા યોગ્ય છે. બીજા નંબરે તેમના આશ્રિત સાધુ ભક્તોને મુકયા છે તેપણ સર્વ પ્રકારે સમુચિત છે. ભગવાન્ અને ભક્તોને અત્યંત સમીપ સંબન્ધ સ્વામિસેવકભાવનો અખંડ છે. શ્રીનારાયણે પ્રથમ કહેલો મોક્ષહેતુ સદ્ધર્મ કે જેમાં જ્ઞાન ભક્તિ આદિક સમગ્ર સાધનોનો સમાવેશ છે તે સદા સર્વેએ પાળવાના હોવાથી તેને ત્રીજે નંબરે સ્થાપ્યો છે તે અત્યંત ઉચિત છે. એ સર્વેનું જેમાં સંવર્ણન છે એવાં સચ્છાસ્ત્રોના અભ્યાસની અત્યાવશ્યકતા હોવાથી તેને ચોથે નંબરે મુકયાં છે તેપણ સુસંગત સમુચિત છે, આ રીતે મોક્ષોપયોગી બધી બાબતોની સારી સંગતિ અને સમુપયોગિતા અનુસ્યૂત આવે છે. કશો બાધ કે અપૂર્ણતા આવતી નથી.

આ પ્રસંગથી 'સત્' શબ્દ સહ સંયોજેલા 'સંગ' શબ્દનો સદર્થ પણ સમજવાની ખાસ જરૂર છે. (૧) 'સત્' શબ્દથી સંબોધેલા પરબ્રહ્મનો સંગતો તેમની સ્થિર ભક્તિ ઉપાસના કરવી તે. (૨) 'સત્' શબ્દથી સંબોધેલા સાધુઓનો **સંગ** તો એમની અન્ન વસ્ત્રાદિના દાનથી **સેવા** કરવી, ચંદન પુષ્પાદિ વડે તેમની પૂજા કરવી, તેમણે હિતાર્થે કહેલાં વચનો **પાળવાં** વિગેરે. (૩) 'સત્' શબ્દથી સંબોધેલા સદ્ધર્મનો **સંગ** તો આપત્કાળમાં પણ તેનો ત્યાગ ન કરવો–તેમાંજ સ્થિર સ્થિતિ રાખવી તે. (૪) 'સત્' શબ્દથી સંબોધેલાં શાસ્ત્રોનો **સંગ** તો ભક્તિ આદિકની પુષ્ટિ માટે તેનું **શ્રવણ, કીર્તન, પાઠન,** શ્રાવણ વિગેરે કરવું તે. આ રીતિએ 'સત્' શબ્દથી સંબોધેલા ચારનો આ રીતે જે સંગ કરે તેને **સત્સંગી** સંજ્ઞાથી સંબોધ્યા છે. આમાં આચાર્ય ત્યાગી ગૃહી વિગેરે સમસ્ત સમાશ્રિતાનો સમાવેશ સુખેથી થાય છે આમાં આચાર્યશ્રીને પ્રથમ નંબરે મુક્યા હોત તો યોગ્ય હતું. ચાર પાયાનાં અંગો પણ આવી જાય છે. ચાર અંગોની સેવા સજવાની તમન્ના છે તે પણ ઘટતી આવે છે. આમાં શ્રીમુખના વચનનો મુખ્ય આધાર મળે છે એ પરમ ધ્યેય સચવાય છે. આ ચાર અંગો સત્સંગનાં લીધાં હોત તો બહુ સમ્યક્ થાત. શાસ્ત્રાદિકના આધાર વિનાની આ ગોઠવણ જો મંડળના સભ્યો પુરતી ખાનગી ખુણીયા કરી હોય તો કાંઈ કહેવાનું નથી. પણ હવે પત્રિકાના અંકો કેટલાંક મંદિરોમાં પણ દરેક હરિભક્તોને વાંચવા માટે મોકલાય છે તેથી કહેવાની જરૂર છે.

બીજા બહુ વ્યાખ્યાતા–વિવેચકોએ પણ ઉપર્યુક્ત ચાર બાબતોનુંજ અનુસંધાન પોતાના લેખમાં લીધું છે. બીજાઓની વાત બાજુપર રહી. પરંતુ જેમને સત્સંગ સુધારસનું પાન કરાવનારા, પરમ હિત ચિંતક દયાળુ ગુરુજી તરીકે માને છે તે શ્રીનાથજીભાઇએ શ્રીહરિપ્રોક્ત ચાર બાબતોનુંજ અનુસંધાન બહુધા લીધું છે. નડીયાદના મંદિરમાં ખેડાના કલેક્ટર સાહેબ દેહળજીયા કે જે સત્સંગિ કુટુંબના હતા તેમની બદલી થતાં તેમને વિદાયમાન આપવા મળેલી સ્થાનિક સત્સંગિઓની સભામાં સભ્ય જનોની સદભિલાષાથી ભગવન્નિષ્ઠ શુક્લ **શ્રી નાથજીભાઇએ** પ્રવચન કરેલું. તેમાં આ રીતે આરંભ છે. (સુધા વર્ષ ૧૯ અંક ૨ પાન ૨૩)

સત્સંગની વ્યાખ્યાપણ સત્સંગિજીવન મોક્ષગ્રંથમાં કરેલી છે.

" सच्छब्देन परंब्रह्म साधवश्च तदाश्रिताः ।
प्रोक्तास्तदीयो धर्मश्च शास्त्रं चेतत्त्रिकाश्रयम् ॥ ४ ॥

"સત્" શબ્દથી સત્યસ્વરુપ પ્રગટ પ્રમાણ પરબ્રહ્મ પરમાત્મા **સ્વામિનારાયણ** ભગવાનને સમજવા, તેમજ તે પરમાત્માના દૃઢ આશ્રિત **સાધુપુરુષો** તે પણ 'સત્' શબ્દથી કહેલા છે. વળી 'સત્' શબ્દથી સત્યસ્વરૂપ પરમાત્મા, અને સત્યસ્વરુપ સાધુ પુરુષોએ કહેલો તેમની વાણીરુપ **ભાગવત ધર્મ** કહેવામાં આવ્યો છે. 'સત્' શબ્દથી પરમાત્મા, સંત, ભાગવત ધર્મ, આ ત્રણેના સ્વરૂપનું જે શાસ્ત્રમાં નિરૂપણ કર્યું હોય તેવું **શાસ્ત્ર** કહેવાય છે, આ ચાર સત્યસ્વરૂપનો **સંગ તે સત્સંગ**" આ રીતે ચાર પાયાનાં અંગોને સ્વીકારીને તેના અર્થો ઘટાવ્યા છે. ભગવાન શ્રીહરિએ જે અનુક્રમ કર્યો છે તે સુરક્ષિત રાખ્યો છે. અર્થના વિવેચનમાં ખાસ બાધ નથી. આ સભામાં આ લેખનાં લેખક વકીલ **ઈશ્વરલાલ પંડ્યાથી** તથા અત્રેના સીવીલ જજ્જ **કેશવલાલભાઈ ભટ્ટની** હજુરી હાજરી હતી. વળી ઉમરેઠ મંદિરમાં શ્રાવણ માસ અંગે ખાનદેશી શાસ્ત્રી હરિપ્રસાદદાસજીએ સત્સંગિજીવન ગ્રંથની કથા કરેલી. તેના સમાપ્તિ દિન અમાવાસ્યાએ સભા થએલી. તેમાં બીજા વક્તાઓએ પ્રવચન કર્યા બાદ પરમ ભગવન્નિષ્ઠ શુક્લ નાથજીભાઇએ પ્રસંગોચિત પ્રવચન કર્યું હતું. "**આપણા સંપ્રદાયમાં વક્તાપદ ત્યાગિઓનું** છે. શ્રીજીની આજ્ઞા પ્રમાણે કથા વાર્તાથી ત્યાગિઓએ આપણું ગૃહસ્થોનું પોષણ કરવાનું છે. અને આપણે ત્યાગિઓની અન્ન વસ્ત્રથી **સેવા** કરવાની છે. **સંતો તો આપણા સંપ્રદાયના આભૂષણરૂપ છે.** સર્વ

સાધતા ફળરૂપ અને કલ્યાણનું કારણ એવો સત્સંગ જેના સેવન સિવાય કે પરમાત્માની ભક્તિ સિવાય વિદ્વાન પણ અધોગતિને પામે છે. **તેવા સત્સંગનો પ્રચાર આપણા મહાનુભાવ સંતો દ્વારાજ થાય છે. પરમાત્માનું સ્વરૂપ ઓળખાવનાર સંતોજ** છે. જેથી શ્રીજીએ "નિત્ય પ્રત્યે સાધુનો સમાગમ કરવો" એવી સ્વરૂપ શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે...... **સત્સંગ**-સારા માણસના સંગરૂપતો જગતમાં ઘણા કરે છે. પરંતુ સત્ એવા પરંબ્રહ્મ **શ્રીસ્વામિનારાયણ** ભગવાન્, તેમના આશ્રિત **સંતો,** તેમની વાણીરૂપ **ભાગવત ધર્મ** અને ત્રણેનું જેમાં નિરૂપણ હોય એવું **શાસ્ત્ર,** એ ચારેયનો સંગ કરવા રૂપ સત્સંગ તો પૂર્વના પુણ્યવાળાને પ્રાપ્ત થાય છે. ઈત્યાદિ. (સુધા વર્ષ ૨૧ અંક ૧૧-૧૨.) હવે જરા શાંતિ રાખીને પૂર્વ ગ્રહને ક્ષણ પડયો મુકીને ભગવદ્વચનમાં વધુ વિશ્વાસ લાવીને પૂર્વાપરનું અનુસંધાન રાખીને સમાલોચન કરો કે ગુરુજી શું કહે છે ? અને તેમના પટ્ટ શિષ્યો પાછળથી શું કહે છે ? બન્ને વચ્ચે તારતમ્ય આવે છે કે નહિ ? ભગવદ્વચન અને ગુરુવચનથી પૃથક્ પડવાથી શો લાભ અલભ્ય મેળવવાના હશે ? તે જો શાંત મને સમાલોચન કરવામાં આવે તો બસ થશે. ગુરુએ કહેલો અર્થતો શિષ્યોએ અવશ્ય સ્વિકારવો જોઈએ એવી સ્થિતિ છે. એનુંજ નામ સંપ્રદાય છે. ગુરૂક્ત ચાર પાયાનાં અંગોને અંગીકાર કરવામાં કશો બાધ કે દોષ આવતો નથી. ઉપલક ઉભાગડ ઉટાંગ ગોઠવણીમાં એ બધા દોષો આવે છે. એવી તો બહુ બાબત ગુરુમુખની છે. વિસ્તારભયથી મુકતા નથી.

સત્સંગ શબ્દની સાથે સ્થાપેલા **સંપ્રદાય** શબ્દનો અર્થ "સંપ્રદાય એટલે ગુરુપરંપરા પ્રાપ્ત ધર્મપ્રણાલિકા અને જીવેશ્વરાદિ પાંચ અનાદિ તત્ત્વોનું સમ્યક્ જ્ઞાન આ રીતે ઘટાવ્યો છે. આમાં પદાર્થ આવતો નહિ હોવાથી એ પણ ઉથડક ઉપલક ઉપરચોટીઓ અપૂર્ણ હોઈને ચકાસણીહીન છે. સંપ્રદાય શબ્દનો સદર્થતો 'ગુરુ પરંપરા પ્રાપ્ત સદુપદેશ" એવો કરવામાં આવ્યો છે. એમાં કોષ, વ્યાકરણ, આપ્તવાક્ય, વ્યવહાર આદિક પુરતાં પ્રમાણો છે. ઉપદેશમાં ધર્મપ્રણાલિકા અને સમ્યક્ જ્ઞાન પણ આવી જાય છે. એમાં ઉપાય ઉપેય સર્વેનો સમાવેશ છે. સંપ્રદાય શબ્દમાં 'સં. પ્ર. દાય' આ ત્રણ અવયવો છે. **દાય** શબ્દથી દાન કહ્યું છે. આ **દાન** જ્યાંથી ત્યાંથી જેમ તેમ ગ્રહણ કરેલું નહિ પણ ગુરુ પરંપરાગત હોવાથી 'સં' ઉપસર્ગથી સૂચવેલું બહુ સમ્યક્ છે. વળી આ **દાન** સામાન્ય ધનાદિક ક્ષુદ્ર નહિ પણ પરબ્રહ્મવિદ્યાનું હોવાથી 'પ્ર.' ઉપસર્ગથી સૂચવેલા બહુ ઉત્કર્ષવાળું થાય છે. ગુરુ પરંપરા પ્રાપ્ત હોવાથી સમ્યક્ અને પરમાત્મવિદ્યાનું હોવાથી બહુ ઉત્કૃષ્ટ જે વિશિષ્ટ દાન (ભગવન્મંત્રાદિકનું) મુમુક્ષુ શિષ્યોને અપાય છે એ સંપ્રદાય શબ્દનો અવયવાર્થ છે. **સંપ્રદાય** શબ્દ યોગરૂઢ છે-તેમાં 'સ' ઉપસર્ગથી જણાવેલું સમ્યક્પણું અને 'પ્ર' ઉપસર્ગથી જણાવાયેલું પ્રકર્ષપણું અને 'દાય' શબ્દથી કહેલું દાન, આ બધો અર્થ યૌગિક સમજવો, ગુરુપરંપરાગત ભગવન્મંત્રાદિકનું ઉપદેશદ્વારા દાન, આ બધો અર્થ રૂઢિશક્તિથી સમજવો. આ બે બાબતોને લીધે સંપ્રદાય શબ્દ યોગરૂઢ કહેવાય છે. દાનમાં ધર્મતત્ત્વ અને પરમતત્ત્વ એ બે બાબતોનું મુખ્યપણું પૂર્વોત્તરમીમાંસા માન્ય છે. સત્સંગ અને સંપ્રદાય એ બન્ને શબ્દનો અનુગત અર્થ અલગ અલગ છે. ભલે એકાર્થ સમજીને વ્યવહારમાં ઉપયોગ કરાતો હોય. એમ તો મત માર્ગ દર્શન પંથા વિગેરે શબ્દ પણ વપરાતો છે. 'ઉદ્ધવ સંપ્રદાય પ્રકાશન" નામના અધ્યાયમાં એની સ્પષ્ટતા કરી છે. (સ. પ્ર. ૨ અ-૩૭) એકલો સત્સંગ કે સંપ્રદાય શબ્દ લીધો હોત તો પણ અલં હતું. સત્સંગ શબ્દના અર્થમાં પણ ધર્મપ્રણાલિકાનું તથા પરમાત્મા આદિક તત્ત્વોનું સમ્યક્ જ્ઞાન પણ આવી જાય છે. ધર્મને ત્રીસ લક્ષણવાળો કહ્યો છે. એમાં આત્મા પરમાત્મા આદિકનું જ્ઞાન ઉપાસન પણ ગણ્યું છે. 'सम्प्रदीयते इति सम्प्रदाय:' એવી શાસ્ત્રીય વ્યુત્પત્તિ છે.

△ શ્રીમુખે ચોથા નંબરે મુકેલા શાસ્ત્રને આ લેખમાં બીજા નંબરે મુકીને ખાલી થએલા ચોથા નંબરે આશ્રિતને મુક્યાં છે. શ્રીહરિએ ત્રીજા નંબરે મુકેલા સદ્ધર્મને સમૂળ કાઢી નાખીને તેને સ્થાને આ લેખમાં એકલા આચાર્યને મુક્યા છે. એમ મનમાન્યું ગોઠવીને "દેવ, શાસ્ત્ર, આચાર્ય, અને આશ્રિત" એમ ચાર પાયાંનાં અંગો પુરાં કર્યાં છે.

(૧) યોગરૂઢ - સમ્પ્રદાય અવયવ શબ્દથી બને - સંપ્રદાય
૨) રૂઢીશક્તિ - સંપ્રદાય નો અર્થ

"અને આશ્રિત શબ્દમાં સંપ્રદાયના આશ્રિત ગૃહસ્થ, ત્યાગી અને સધવા વિધવા સ્ત્રીવર્ગનો સમાવેશ થાય છે એમ શ્રીજીએ બીજા નંબરે સ્થાપેલા સાધુઓને ચોથા નંબરે પણ ગૃહસ્થો પછી નિવેશ્યાનું સાહસ કર્યું છે આગળ ગૃહસ્થ અને પાછળ સધવા વિધવા સ્ત્રીઓ અને વચ્ચે ત્યાગીઓને મુકામા છે. (એટલ મધ્યે મુકે ત્યાગિઓને ભરણ પોષણ માટે તો કશો વાંધો આવવાનો નથી, કેમકે બન્ને બાજુ સહ સેવકો ગૃહસ્થો છે. ભલે એકલા આચાર્યશ્રી ત્રીજા નંબરે અલગ મહાલે

ગુરુ પદનો અર્થ કરતાં "પોતે **ભગવાન,** તેમણે પોતે પદે પ્રતિષ્ઠાપેલા **આચાર્ય** અને એ બન્ને સા સંબન્ધ જોડી આપનાર **સત્પુરુષ"** એમ ત્રણને ગુરુમાં ગણ્યા છે. સ્વયં ભગવાન અને આચાર્ય એ બે વસ્તુતે સમજાય એવી સુસ્પષ્ટ છે. શાસ્ત્રોમાં બન્નેને ગુરુ શબ્દથી બહુધા નિશંક સંબોધ્યા છે. પરંતુ સત્પુરુષ શબ્દ ન રીતે ગુરુ માટે વાપર્યો છે તેનો આશય તો એવો જણાય છે કે આચાર્ય પછીનું ગુરુસ્થાન, દેવ અને આચાર્ય વિષે જોડનારા ત્યાગી હોય કે ગૃહસ્થ હોય તે બન્ને માટે સમાન છે. એટલે એ રીતે પણ ગૃહસ્થ કરતાં ત્યાગિસ્થાનનું કાંઈ મહત્વ નથી. અને આશ્રિતો તરીકે ગણવામાં આવે તો પણ તે બન્નેનું સરખુંજ મહત્વ છે, એમન જણાવાનો આશય છે. આ બાબતને બાજુ પર રાખીએ તો પણ ઉપરોક્ત સત્પુરુષની વ્યાખ્યા પણ વ્યાખ્યા પૂરતીજ છે પણ ખરી હકીકતે તેનો અમલ ભાગ્યેજ થતો હોય છે. [કારણ કે ઘણા ખરા સત્પુરુષ તરીકે ગણાતા પૂજાત ગૃહસ્થો અને ત્યાગીઓ પોતાના ખાસ શિષ્યોને પ્રથમ દેવમાં અને પછી બીજા નંબરે પોતામાં જ જોડતા હોય છે આચાર્યને તો તો શિષ્યો ઔપચારિક રીતે શ્રીજી મહારાજની આજ્ઞાના અનુસંધાનથી તે તે પ્રસંગે માનતા પૂજતા કે પગે લાગતા હોય છે. ખરો પ્રેમ કે ભક્તિભાવ સાથેનું જોડાણ તો તેઓના શિષ્યોને દેવ પછી તેવા સત્પુરુષરૂપ ગુરુ સાથેજ હોય છે. અને સર્વાધિક સેવા પુજા તેવા ગુરુઓનીજ કરતા હોય છે. અને દેવની સાથેના સંયોજક કડી પણ તેઓ પોતાના માનેલા સત્પુરુષનેજ ગણતા હોય છે. છેવટે તેમને ભગવાન પણ માની લે છે કેટલાક ગુરુ તો સ્વયંપણ ભગવાનની પેઠે વાણી વર્તનનો ડોળ અને રીતભાત અપનાવતા બની જાય છે. આ બધી બગડેલ બંડ બાબત બાહ્ય ગણાતાં આચાર્ય વિનાનાં સ્વતંત્ર મંડળોમાં ઉઘાડી અને અંદર ગણાતાં આચાર્યવાળા પરતંત્ર મંડળોમાં પ્રચ્છન્ન જોવામાં આવે છે. અને એ રીતે દેખાદેખી ઓછા વધુ અંશે કોઈપણ સત્પુરુષને ઘણું કરીને છેવટે થોડા પણ શિષ્યોએ ખરડ્યા વિના રાખ્યા નથી. અને ગુરુઓએ પણ તે પ્રત્યે થોડી ઘણી ઉપેક્ષા રાખીને તેવી બાબતને આડકતરી કે સીધી રીતે પણ પુષ્ટિ આપી હોય એવું ઘણા ભાગે જોવાય છે.] આ જોતાં તો તેઓ સંયોજક કડી નહિ પણ વિયોજક કડીજ ખરી રીતે કહેવાય જેથી ઉપર જણાવેલી વ્યાખ્યા તો બંધારણથી બહાર ગયા ન જણાય અને આચાર્યનો રાજીપો મળે તથા પોતાના ગુરુનું મહત્ત્વ પણ સચવાઇ રહે તથા ત્યાગીઓના સ્થાનની વિશિષ્ટતા પણ આપોઆપ ટળી જાય એ દીર્ઘ દૃષ્ટિ રાખીને બહુજ સમજ પૂર્વક કરેલી જણાય છે. વળી આમાં એવો પણ સંકેત છે કે એકલા ભગવાન સાથે સંબન્ધ જોડી આપે તે ખરા સત્પુરુષ નહિ. પણ ભગવાન્ સહ આચાર્ય સાથે સંબન્ધ જોડી આપે એજ સત્પુરુષ. આથી સત્પુરુષ માથે તો ડબલ ફરજ આવે છે. જો ત્યાગી સાધુઓ માટેનો સદાશય હોય તો શ્રીજીએ બીજા નંબરે સ્થાપેલા તેમને બહુ દૂર કરીને ચોથા નંબરે આશ્રિત ગૃહસ્થ પછી શા માટે મૂકે ? ગુરુ આચાર્ય સાથે ત્રીજા નંબરે પાછળ મુકેજ. આચાર્યને તો તદ્દન પૃથક પાડ્યા છે. એમાં કોઇનો સમાવેશજ નહિ. ત્યાગીઓને ગુરુપદમાંથી કાઢી નાખવાજ આ બધી પ્રપચ જાળ પાથરી છે એમ કોઈ કહે તો ખોટું નથી. બરોબર બંધ બેસતું છે.

[સાધુ ત્યાગિઓને પણ પૂજ્ય ગુરુપદથી બહુધા સંબોધ્યા હોવાથી તેમનો ગુરુપરંપરામાં સમાવેશ સ્વરસતઃ છે.

સ. પ્ર. ૪ અ. ૫૧ માં સાધુ દીક્ષા દાન પ્રસંગે :-

" दापयेद्दीक्षां त्यागिना स्वाश्रितेन सः" (९) 'वसन् गुरुकुले नित्यं धर्मानैकान्तिनां भजेत् । अभ्यसेत ब्रह्मविद्या च सेवमानो गुरु सच ॥ २० ॥ नित्यकर्मविधिं तस्माद्गुरोः शिक्षेवतन्द्रितः । तथैव चानुदिनसं विदधीत स दीक्षितः ॥ २१ ॥ शिष्येत सोऽथ कायेन वचसा मनसा च गुरोर्हितम् । आचरन् स्याद्वशस्तस्य गोपतेरिव गौर्मुनिः ॥ २२ ॥" આવી સુંદર રીતે દીક્ષાદાપયિતા સાધુને પણ ગુરુશબ્દથી શ્રીમુખે સંબોધ્યા છે. સંક્ષિપ્ત સદર્થ એવો છે કે આચાર્ય પોતાના આશ્રિત ત્યાગી સાધુ પાસે દીક્ષાને અપાવે. દીક્ષા દાનમાં સ્વાશ્રિત સાધુ પાસે આપવા યોગ્ય અંશ એટલો છે કે પ્રથમ રક્ત મૃત્તિકાથી રંગેલી કૌપીન, એવું જ બહિર્વસ્ત્ર, એવીજ કંથા, ભિક્ષાપાત્ર, જળપાત્ર, આપીને ચાર ઊર્ધ્વપુંડ્ર તિલકને કરાવીને તુલસીની કંઠી આપે (આ બધી મહેનત અને ખર્ચો સાધુ ગુરુ કરે) આટલો વિધિ થયા પછી આચાર્ય વૈષ્ણવી ગાયત્રી મંત્રનો ઉપદેશ કરે અને એક નવું યજ્ઞોપવીત આપે અને એનું દાસાન્ત નામ પાડે. (આચાર્યને તો કશી મહેનત અને ખર્ચોજ નહિ. ઉપવીત પણ સાધુ લેતા આવે) આટલો વિધિ બન્ને ગુરુઓ મળીને કરે. આમાંથી તાત્પર્ય એ નીકળે છે કે એકલા આચાર્યશ્રી ગુરુ નહિ પણ સાથે સાધુ પણ ગુરુ થાય છે. એટલે બન્નેનું સંયુક્ત ( જોઈન્ટ ) ગુરુપણું સાબીત થાય છે. એમાં બન્નેનો અંશ ( ભાગ ) આવે છે. ( એક ગૃહસ્થ અને એક ત્યાગી, તેમાં વળી એક શુક્લાંબર અને એક કાષાયાંબર, તેમાં વળી એક અમુક વસ્તુઓને આપે અને બીજા બીજી અમુક વસ્તુઓને આપે એવો ભેદ છે. જેથી સેળભેળ અને હકોપનિષદના જ્ઞાનની તેમાં જરૂર પડે છે. લોકમાં નહિ મળતી એવી અલૌકિક આ પ્રથા હોવાથીજ બહારના લોકોને અત્યાશ્ચર્યજેવું લાગે એ સહજ છે. ત્યાગીના ગુરુ ગૃહસ્થ હોવામાં અયોગ્યપણું સમજીને સંકોચાઇને કે શરમાઇને એવી સંયુક્ત વ્યવસ્થા રાખી જણાય છે) આ ઉપર્યુક્ત પ્રકારે દીક્ષા પામ્યા પછી તે દીક્ષિત સાધુ આચાર્યશ્રીને દંડવત પ્રણામ કરીને બીજા વૈષ્ણવ સાધુ વર્ણીને નમસ્કાર કરે. પછી ગુરુકુળમાં (સ્વાચાર્યે દીક્ષા દાન કર્યું તે સમયે કાષાય વસ્ત્રાદિ દાનરૂપ સાધુ દીક્ષાના એકાંશમાં દ્વારપણે જે ત્યાગીને પોતે ગુરુ કર્યા હોય તેના મંડળમાં) રહીને તે દીક્ષિત સાધુ પોતાના ગુરુની સેવા કરતોથકો એકાંતિક ધર્મોને પાળે અને બ્રહ્મવિદ્યાને ભણે અને આળસનો ત્યાગ કરીને તે ગુરુ થકી પ્રતિદિન કરવાના નિત્યવિધિને શીખે અને તે પ્રમાણે પ્રતિદિન કરે. અનંતર તે સાધુ કાય વચન મનથી ગુરુનું હિત કરતો થકો ખેડુતના આધીનમાં જેમ બલીવર્દ રહે તેમ વશવર્તી થઈ રહે. (આ અર્થમાં શંકાવાળાએ મૂળ સાથે બન્ને ટીકાઓ વાંચીને નિઃશંક થવું)

એવાં તો સદ્ગ્રંથસ્થ વચનો ઘણાં છે. ભલે મંડળવાળા સભ્યો ત્યાગિઓને દૂર કરવાનું પરમ ધ્યેય માને અને સેવાને ન કરે. પરંતુ શ્રીહરિએ તો બહુધા ગુરુ નામે અસંકોચથી ત્યાગીઓને સંબોધ્યા છે અને પ્રથમ સેવા કરવાની કહી છે. કિં બહુના ઉદ્ધવાવતાર શ્રી રામાનંદસ્વામી ત્યાગી હતા અને ભગવાન શ્રીસહજાનંદ સ્વામી પણ ત્યાગી હતા. તેમનીજ પરંપરામાં ત્યાગીઓ આવેલા છે અત્યારે પણ ત્યાગીઓના ગુરુ તરીકે મુક્તાનંદસ્વામી ગોપાળાનંદ સ્વામી નિત્યાનંદ સ્વામી બ્રહ્માનંદ સ્વામી વિગેરેનાં નામો ગુરુ તરીકે માનવા લખવામાં આવે છે. શ્રીજી પણ મુક્તાનંદ સ્વામીને ગુરુ ભાવે માનતા હતા. આ વ્યવહાર પરંપરાગત પ્રમાણભૂત પ્રચલિત પ્રબળ છે. (આચાર્યો પણ અદ્યાપિ એવો વ્યવહાર કરતા રહ્યા છે. પત્રકમાં દીક્ષિત સાધુનું નામ ગુરુ સાથે લખતા આવે છે) સ્થાપિત સંપ્રદાયના સંરક્ષણાર્થે સત્સંગના આધાર સ્તંભ ( પાયા ) તરીકે ચાર સદ્ગુરુઓની સ્થાપના શ્રીહરિએ પોતે પાટે બેસારીને કરી છે અને પૂજા પણ કરી કરાવી છે. તે પછી બીજા આઠની સ્થાપના કરીને બાર સંખ્યા પુરી કરીને તેમને પ્રકાશક બાર સૂર્ય તરીકે વર્ણવ્યા છે ( હરિલીલામૃત. ક–૭–વિ.૭૪–૭૫. ) આ સદ્ગુરુ પદે સ્થાપેલા બધા ત્યાગીઓજ હતા. પરંતુ માયારામ ભટ્ટ કે પર્વતભાઈ જેવા પરમ એકાંતિક ગૃહસ્થ સત્પુરુષની સદ્ગુરુ પદે સ્થાપના કરી નથી. તેપણ ત્યાગી અને ગૃહસ્થનો મૂળભૂત મહત્વનો ઉપયોગી ભેદ જ સૂચવે છે. આ બધી બાબત વચનામૃતાદિ માન્ય ગ્રંથોમાં પણ ગ્રથિત છે.

પ્રમાણોનું અનુસંધાન ન લેતાં અર્થનુંજ અનુસંધાન લઇએ તો પણ ઉપરોક્ત બાબત બહુ ઘટતી આવે છે. "આચાર્યશ્રી મુમુક્ષુને આશ્રિત બનાવી તેને દેવ સાથે પોતે જોડનારો સંયોજક કડી છે. આશ્રિત બનેલા મુમુક્ષુનો દેવ સાથે પોતે જોડી આપેલો સંબન્ધ અખંડિત ચાલુ રહે એ જોવાનું મહા પુણ્ય કાર્ય પણ આ કડીજ કરે છે. ગોવિંદ સાથે ઘનિષ્ઠ સંબન્ધ જોડી આપનાર ગુરુઓનો તેથીજ શાસ્ત્રોમાં મહિમા ગાયો છે" એમ સેવામંડળ માને મનાવે છે. તેમ સંપ્રદાયનિષ્ઠ ત્યાગિઓ પણ આરંભ કાળથી મુમુક્ષુને આશ્રિત બનાવીને તેને ઇષ્ટદેવ સાથે સુદૃઢ જોડી આપનારી સંયોજક કડીરૂપ થાય છે. અને આશ્રિત બનેલા મુમુક્ષુનો ઇષ્ટદેવ સાથે પોતે જોડી આપેલો સંબન્ધ અખંડિત અવિઘ્ન ચાલુ રહે એ જોવાનું મહા પુણ્ય કાર્ય પણ અપ્રેરિત ત્યાગીઓજ ખરા રૂપમાં સક્રિય રીતે કરતા આવે છે. ઇષ્ટદેવ સાથે દૃઢ સંબન્ધ જોડી આપનારા ત્યાગિ ગુરુઓનો એ કારણથીજ સંપ્રદાયનાં સર્વ શાસ્ત્રોમાં મહા મહિમા શ્રીજીસ્વરૂપ જેવો બહુ ગાવામાં આવ્યો છે. શ્રી હરિએ સ. પ્ર-૪ અ-૬૭ તથા પ્ર-૫ અ ૫૫ તથા ભ. ચિ. પ્ર.-૧૬૦ માં સર્વકોઈને ગોપાળાનંદસ્વામીની આજ્ઞામાં રહેવાનું કહ્યું છે અને સર્વેને ધર્મ માર્ગમાં પ્રવર્તાવવાની આજ્ઞા પણ ગો. સ્વામીને કરી છે. (એ શ્લોકો વાંચી લેવા) શ્રી હરિને સ્વયં ભગવાન તરીકે મનાવીને પૂજાવનારા અને સર્વોપરી પદે ભજાવનારા પણ ત્યાગીઓજ મૂળથી તત્પર હતા. ( આચાર્યો ત્યારે કયાં હતા ? ) અત્યારે પણ મુમુક્ષુઓને મહિમા સમજાવીને ઇષ્ટદેવ સાથે અને આચાર્ય સાથે પણ જોડી આપનારા ત્યાગીઓજ પ્રત્યક્ષ છે. આરંભમાં સદુપદેશ આપીને "कालमाया पापकर्म.......श्री कृष्णदेवं शरणं प्रपद्ये" (સ. પ્ર. ૪ અ. ૪૬) એમ શ્રી કૃષ્ણદેવનું શરણ શિષ્ય પાસે સ્વીકારાવીને સુદૃઢ સંબન્ધ બાંધી આપનારા ત્યાગીઓજ એ મહા પુણ્ય કાર્ય સદા કરતા રહે છે. મંડળો બાંધીને દેશદેશમાં ફરવા મોકલવામાં આવે છે એનો ઉદ્દેશ પણ મુખ્ય ધર્મોપદેશજ છે. એ મહાપુણ્ય કાર્યને ત્યાગીઓજ પરંપરાથી કરતા રહ્યા છે. (આચાર્યશ્રીતો બહાર બંગલે વિરામ આરામ લે છે) ભલે આચાર્યશ્રીએ મંત્રાદિ દીક્ષા પછીથી કોઇને આપી હોય પરંતુ પૂર્વ ઉત્તર કાળમાં તો હિતેચ્છુ ત્યાગીઓ ઠેઠસુધી સઘળી સંભાવના અપ્રેરિત રાખે છે. (આચાર્યશ્રીતો ક્ષણમાત્ર કાનમાં મંત્ર આપીનેજ કૃતકૃત્ય થઈ બેસે છે) આ લેખનુંજ અનુસંધાન લઈએ તો તે પ્રમાણે પણ ત્યાગીઓ ગુરુ તરીકે સ્થિર છે. ભલે આદર્શ સ્થિતિએ પહોંચેલા સ્વા. ના. સેવા મંડળના અધ્યક્ષો સભ્યો ન માને પરંતુ લેખકના ગુરુશ્રી માને છે એટલે પર્યાપ્ત છે. આ આ રહ્યાં તેમનાં સુવિચારવાળાં **સુવાકયો**–"આપણા સંપ્રદાયમાં **વકતાપદ** ત્યાગિઓનુંજ છે. સત્સંગનો પ્રચાર આપણા મહાનુભાવ સંતોદ્વારાજ થાય છે. ( ગામોગામ ફરીને કરે છે ) પરમાત્માનું સ્વરૂપ ઓળખાવનાર પણ સંતોજ છે (આ બાબતતો બહુ જાણીતી છે) તેથીજ નિત્યપ્રત્યે સાધુઓનો સમાગમ કરવાની શ્રીજીની આજ્ઞા છે. (શિક્ષાપત્રી વિગેરેમાં જાણીતી છે) છેવટે "સંપ્રદાયના દેવ અને આશ્રિતોની વચ્ચે આ કડી (આચાર્ય) સાથે સંયોજીત રહેવું અને બીજાઓને તેવી રીતે સંયોજીત રહેવામાં સહાયભૂત થવું એ અમારું એટલે સત્સંગ સેવા મંડળનું પરમ ધ્યેય છે" એમ લેખક એકલા આચાર્ય સાથે સંયોજીત રહેવાનું અને બીજાઓને તેમાં સહાયભૂત થવાનું પરમ ધ્યેય માને મનાવે છે. ભલે એકલા સેવા મંડળવાળા સભ્યો, ઇષ્ટદેવ અને આચાર્ય સાથે પણ સુદૃઢ સંબન્ધ જોડી આપનારા ત્યાગીઓ સાથે સંયોજીત ન રહેતાં વિયોજીત રહે અને તેમને સહાયભૂત (સેવા વિગેરેમાં) ન થાય તેની લવલેશ ચિંતા નથી. ત્યાગીઓ માટે અન્ય વિશાળ સત્સંગિસમાજ સમજુ સદા સમ્યક્ સન્નદ્ધ છે.

"ગૃહસ્થાશ્રમ અને ત્યાગાશ્રમ એ માનવ જીવનની બે પાંખો છે. અને પ્રગતિ અને ઉન્નતિ માટે તે એક સરખી મહત્વની અને ઉપયોગી છે. તેમાં એક ઉંચી અને બીજી નીચી છે એવી ભાવના કરવી યોગ્ય નથી. મહાપ્રભુએતો તેથી સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે કે "ત્યાગી હોય યા ગૃહસ્થ હોય અમારી આજ્ઞા પાળે તે મોટો એમ આજ્ઞાને આગળ અડાવીને ત્યાગીઓ કે જેમને સંપ્રદાય સ્થાપક મહાપ્રભુજીએ સર્વોચ્ચ પદે સ્પષ્ટ શબ્દોમાં સંમાન્યા સંપૂજ્યા છે તેમને નીચે કે બહુતો ગૃહસ્થને સમાન મનાવા માટે આડાં અવળાં અપ્રકૃત અસંબદ્ધ પદ વાક્યોને ગોઠવીને સમ્યક્ યુક્તિ પ્રયુક્તિ દ્વિઅર્થી વાપરી છે. માહાપ્રભુજીએ તો સ્વરૂપભૂત શિક્ષાપત્રીમાં 'मान्याः सन्तश्च'

એમ પૂજ્ય આચાર્યોએ પણ માનવા યોગ્ય સહેતુક કહ્યા છે. વળી માન્ય માતુશ્રી ભક્તિદેવી પ્રત્યે શ્રીનીલકંઠ ભગવાને કહેલી સર્વ સચ્છાસ્ત્રસાર હરિગીતામાં 'दृष्टा स्पृष्टा नता वा' (સ. પ્ર. ૧ અ-૩૨) આ આખા શ્લોકમાં સંગ્રહથી સંતોનો માહામહિમા સકારણ સમ્યક્ કહ્યો છે વળી સ. પ્ર. ૫ અ-૬૬માં "स्नेहातुरः" આ શ્લોકથી સ્નેહાતુર આદિકનાં દૃષ્ટાંતો આપીને લોકોને શિખવાડવા માટે "માન મુકીને સંતો આગળ દીનપણું દાખવનારા" એમ ભગવાન્ શ્રીહરિએ કહ્યા છે. વળી સ. પ્ર. ૧ અ. ૫૫ માં લોજપુરે પ્રથમ પધારેલા શ્રીનીલકંઠ વર્ણીએ ૩૬-૩૭-૩૮ શ્લોકથી સંતોનો મહિમા સમ્યક કહ્યો છે. વળી પ્ર. ૧ અ-૩૩ માં ગૃહસ્થો પ્રત્યે "नित्यं कुर्यात्सतां सङ्गम्" એમ કહીને બ્રાહ્મણ વિગેરે સર્વ જીવોની અપેક્ષાએ એકાંતિક સંતોનું માન-રક્ષણ પૂજનાદિ કરવામાં આધિક્ય શ્રીમુખે કહ્યું છે. આવી તો બહુ બાબતો મહાપ્રભુ માન્ય સંપ્રદાય સિદ્ધ છે. ત્યાગિઓનું આશ્રમથી શ્રેષ્ઠપણું તો સર્વશાસ્ત્રસિદ્ધ હોઇને સર્વ લોક સંમાન્ય છે. આ બાબત ગૃહસ્થાશ્રમનિષ્ઠ ગુરુજી શ્રીનાથજીભાઈએ સ્પષ્ટ શબ્દોમાં સપ્રમાણ સકારણ સમ્યક્ કહી છે. એટલે હવે વિશેષ વદવાનું રહેતું નથી.

ગૃહસ્થાશ્રમ અને ત્યાગાશ્રમ એ બેને માનવ જીવનની પાંખો તરીકે અને પ્રગતિ તથા ઉન્નતિ માટે ( બન્ને શબ્દો એકાર્થ છે) એક સરખી મહત્ત્વની અને ઉપયોગિતી ઉચ્ચ માને છે. પરતું કેવી રીતે પાંખો અને કેવી રીતે માનવજીવન અને કેવી રીતે ઉન્નતિ અને કેવી રીતે ઉપયોગીતા માની છે તે સ્પષ્ટ નથી. પરંતુ લેખકના કહેવા મુજબ ગૃહસ્થાશ્રમ અને ત્યાગાશ્રમ એ બન્નેને માનવ જીવનની પાંખો કહેવામાં આવે તો પક્ષી જેમ એક પાંખથી ઉડી શકતું નથી પણ બન્ને પાંખોનો ઉપયોગ કરે છે ત્યારેજ ઉડી શકે છે. તેમ ઉન્નતી કે પ્રગતિ માટે દરેક મનુષ્યે ગૃહસ્થાશ્રમ અને ત્યાગાશ્રમ બન્નેનો આશ્રય લેવો પડે. પરતું એતો શાસ્ત્રસંમત નથી. ગમે તે એક આશ્રમથી પ્રગતિ અને ઉન્નતિ મેળવી શકાય છે. અને એવું તો લેખક પોતેજ આ લેખમાં આગળ સ્વીકારે છે. માટે બન્ને આશ્રમોને માનવ જીવનની પ્રગતિ અને ઉન્નતિ માટે પાંખો નહિ કહેતાં પ્રકાર કે માર્ગ કહ્યા હોત તો વદતો વ્યાઘાત જેવું ન થયું હોત. પરંતુ ત્યાગાશ્રમને ગૌણ પાડી ગૃહસ્થાશ્રમને સમાન મનાવવાના અભિનિવેશમાં એવું અનુંસધાન રહ્યું જણાતું નથી. આ પ્રસંગે એ પણ જણાવી દેવાની જરૂર છે કે મુક્તિ કે ઉન્નતિ કે પ્રગતિ મેળવવા માટે ગૃહસ્થાશ્રમ કે ત્યાગાશ્રમ બન્નેમાંથી ગમે તે એક આશ્રમ તેની તેની વ્યવસ્થિત રીતે સંપૂર્ણ છે. પરંતુ વ્યાવહારિક દૃષ્ટિએ કે જીવન જીવવાની દૃષ્ટિએ કે શાસ્ત્રની દૃષ્ટિએ ગૃહસ્થાશ્રમને માટે ત્યાગાશ્રમ સર્વથા અને સર્વદા માન્ય પૂજ્ય અને શ્રેષ્ઠ છે. તેને સરખા કહેવાની ધૃષ્ટતા કોઈપણ સુજ્ઞ વ્યક્તિ કરી શકેજ નહિ. (વૃથા ચર્ચા છે)

વળી "સંપ્રદાયને મહારથપણે અને ત્યાગી ગૃહીઓને રથનાં બે ચક્રો પણે નિરૂપીને રથની સલામતિ અને પ્રગતિ માટે આ ચક્રોના સહક્રિયા સહઅસ્તિત્વ, સહપુષ્ટિની અનિવાર્ય જરૂર છે" એમ જણાવીને એક ચક્રમાં (ડાબુ જમણું એવા નક્કી વિભાગ વિના) ગૃહસ્થને અને એક ચક્રમાં ત્યાગીઓને ઘાલીને સત્સંગ સેવા મંડળ સંપ્રદાયરથને સ્થિર સતત ચલાવવા માગે છે. જ્યારે સત્સંગ સેવા મંડળમાં એક પણ ત્યાગીનો સમાવેશ કર્યો નથી. સંપ્રદાયરૂપી રથમાં બેસનાર રથી સારથી કોણ છે તે જણાવ્યું નથી. પરંતુ આચાર્યશ્રી જે જે પ્રવૃત્તિ (ગમે તેવી મનસ્વી) કરે તેને પુષ્ટિ આપવાનું પરમ ધ્યેય (ઉદ્દેશ) હોવાથી આચાર્યશ્રીનેજ રથી માન્યા લાગે છે (સારથી કોઈ ગોઠવ્યા હશે) એટલે કે એકલા ગૃહસ્થોજ રથ ખેંચવાનું અને તેલ પુરવાનું કામ કરવા માગે છે ફક્ત કહેવા પુરતોજ ત્યાગીઓનો બીજા ચક્ર તરીકે નિર્દેશ કર્યો છે. પણ ક્રિયા ઉપરથી તો તેમને બીજા ચક્રની બીલકુલ જરૂરજ નથી. અને તેથી સત્સંગ સેવા મંડળમાં આરંભથીજ ત્યાગીઓને રાખ્યા નથી. તેલ પુરનાર સેવામંડળમાં એકલા ગૃહસ્થ સભ્યોજ હોવાથી તેઓ પોતાનાજ ચક્રમાં તેલ પુરવાના અને તેલ પુરનાર કોઈ ત્યાગી નહિ હોવાથી ત્યાગિવાળું ચક્ર કોરૂં કટ રહેવાનું. જેથી રથની ગતિ વિકૃત બને અને રથને આંચકા આવે એવી એકતરફી પ્રવૃત્તિ ચાલી રહી છે. છેવટે કોરા ચક્રને વધારે ઘસારો લાગેતો તે નિષ્ક્રિય કે નિરુપયોગી બની જાય. રથની ગતિ બિલકુલ અટકી જાય એવું પણ બને.

છેવટે "એક હાથે તાળી પડતી નથી" એમ માને છે તો ત્યાગીઓને કેમ બીજા હાથ તરીકે સ્વીકાર્યા નથી. બીજા નાના મોટા સર્વ આશ્રિતોના સક્રિય સાથ સહકારની નમ્ર ભાવે યાચના કરી છે તેતો ઠીક છે. પરંતુ ચાર કલમો વાળા પ્રતિજ્ઞા પત્રથી સેવા મંડળમાં બંધાએલા સિવાયનાઓનું જ્યાં સ્થાન ન હોય અને પત્રિકા જેવી અત્યલ્પ વસ્તુ પણ ફક્ત સેવામંડળના સભ્યો માટેજ હોય ત્યાં બીજા આશ્રિતો પ્રત્યે સાથ સહકાર માગવાનો રહેતો નથી. સર્વફળપ્રદ પરમાત્માની પ્રાર્થના તો સર્વકોઈ સ્વાર્થસિદ્ધિ માટે કરે એ સુયોગ્ય છે. ટાઈટલના પ્રત્યેક અર્ધા પેજમાં સેવામંડળના ગૃહસ્થ સત્સંગિઓનાં સુલક્ષણોનો સુવિચાર કરવામાં આવે છે. એમાં બીજાઓને કાંઈ લેવા દેવા નહિ હોવાથી કાંઈ કહેવાતું નથી.

---

૨-૩ અંકમાં ચાલુ લેખને બંધ રાખીને બીજી બાબત ઉપર ઉતર્યા જણાય છે. અંક ૪ માં **"સંપ્રદાયની રીત"** એવું મોહક મથાળું બાંધીને તેની ચર્ચા-વિચારણાનો પ્રખર પ્રારંભ કર્યો છે. થોડો મનસ્વી ઉપોદ્ઘાત કરીને "સંપ્રદાયના આશ્રિતે પણ સં.ની રીત, સં.ની ગુરુપરંપરા, સં. માં પ્રમાણ મનાએલાં સચ્છાસ્ત્રો, સં. ના સર્વ આશ્રિતોના નિયમો અને સં. નું જ્ઞાન એટલે ઉપાસના રીતિ, એ **પાંચ** બાબતો અવશ્ય જાણવી જોઇએ...એ પાંચ બાબતો પૈકી પહેલી બાબત સંપ્રદાયની રીત અંગે આપણે અત્રે સંક્ષેપમાં વિચાર કરીશું.........વડતાલ પ્રકરણના ૧૮ મા વચનામૃતમાં શ્રીજીમહારાજે ઉપર્યુક્ત **પાંચ** બાબતો સમજાવેલી છે. તેમાં સંપ્રદાયની રીત અંગે 'અમે અમારા ધર્મકુળનું સ્થાપન કર્યું છે તેની રીત જાણી જોઈએ, આ એકજ વાકય કહેવામાં આવ્યું છે' આ રીતે મનસ્વી પ્રસ્તાવ કર્યો છે. હવે એની **સમાલોચના** સ્વલ્પ કરીએ.

જ્યારે વચ. વર. ૧૮ નું અનુસંધાન લઈને શ્રીહર્યુક્ત પાંચ બાબતો લીધી છે તો તેમનાંજ પ્રસાદભૂત પદવાકયોને યથાસ્થિત મુકીને પછીથી તેના ઉપર સુવિચાર કરવો જોઇએ પણ પોતાની મનધારી રીતે યદ્વાતદ્વા પદવાકયોને ગોઠવવાં જોઇએ નહિ. **શ્રીજીતો** 'સત્સંગી હોય તેણે અવશ્યપણે શી શી વાર્તા જાણી જોઇએ એમ પોતે પ્રશ્ન પુછીને પોતેજ પ્રત્યુત્તર આપે છે કે **"એકતો** આપણો **ઉદ્ધવ** સંપ્રદાય છે તેની રીત જાણી જોઇએ તથા બીજી ગુરુપરંપરા જાણી જોઇએ. તે કેવી રીતે તો ઉદ્ધવ તે રામાનંદસ્વામીરૂપે હતા ને તે રામાનંદસ્વામી શ્રીરંગ ક્ષેત્રને વિષે સ્વપ્નમાં સાક્ષાત રામાનુજાચાર્ય થકી વૈષ્ણવી દીક્ષાને પામ્યા, માટે રામાનંદસ્વામીના ગુરુ તે રામાનુજાચાર્ય છે. ને તે રામાનંદસ્વામિના શિષ્ય અમે છીએ. એવી રીતે ગુરુપરંપરા જાણવી અને અમારા ધર્મ કુળનું સ્થાપન કર્યું છે. તેની રીત જાણવી અને **ત્રીજા** અમારા સંપ્રદાયમાં અતિપ્રમાણરૂપ જે શાસ્ત્ર છે તેને જાણવાં અને **ચોથા** સર્વે સત્સંગિના જે જે નિયમ છે તેને જાણવા અને **પાંચમા** આપણાં ઇષ્ટદેવ જે શ્રી કૃષ્ણ ભગવાન તેને જાણવાં એમ અવશ્ય જ્ઞાતવ્ય પાંચ બાબતોને આવા અનુક્રમથી કહે છે.

વચનામૃતના સંસ્કૃતમાં અનુવાદરુપ **હ. વા. સિં.** 'सम्प्रदायस्तथाभीष्टा ग्रन्था गृहिसतां वृषाः । इष्टदेवश्च' એમ સંપ્રદાય શબ્દમાંજ ગુરુપરંપરા તથા ધર્મકુળ રીતિનો સમાવેશ કરીને ચાર બાબતો જ્ઞેય ગણી છે. 'सम्प्रदायो गुरुक्रमः' આ બન્ને શબ્દો કોષમાં પર્યાયવાચી લીધા હોઇને એકાર્થ થતા હોવાથી તેને એકમાં ગણીને, ધર્મકુળને પણ પાછળની ગુરુપરંપરામાં ગણીને તેનો પણ એમાંજ સમાવેશ કરીને એક બાબત ગણી છે. એ રીતે સમજતાં બન્ને ગ્રંથો વચ્ચે કશો વિરોધ આવતો નથી.

સ. પ્ર. ૨ અ. ૩૭ કે જે "ઉદ્ધવસંપ્રદાય પ્રકાશન" નામથી કહેવાય છે. તેમાં સંપ્રદાય કયો ? અને વિષ્ણુદીક્ષાદાતા ગુરુ કયા ? એવા શિવરામ વિપ્રના પ્રશ્નના પ્રત્યુત્તરમાં શ્રીહરિએ ઉદ્ધવાવતાર રામાનંદસ્વામી અને રામાનુજાચાર્યને પૂર્વ ગુરુપરંપરામાં ગણીને પોતાનો પણ તેમાં પ્રવેશ ગુરુતરીકે ગણીને તેની સઘળી સમ્યક્ રીતિ સુજ્ઞેય સુસ્પષ્ટ સવિસ્તર વર્ણવીને "उक्तस्ते सम्प्रदायः" એમ ઉક્ત બધી બાબતો સંપ્રદાય શબ્દમાં સમાવિષ્ટ કરી છે ( આ અવસરે ધર્મકુળની સન્નિધિ ન હતી ) વધુમાં સ્વગુરુનો મહિમા શિષ્યોને સહજ હોવાથી સ્વસંપ્રદાયને

"ઔદ્ધવોઽસ્તુ" એમ આશ્રિતોની ભરસભામાં ગુરુના નામથી સંપ્રદાયની સત્ખ્યાતિ પણ સ્વયં કરી છે સ. પ્ર. ૧ અ ૧૪ ૧૫ ૧૬ માં સંપ્રદાયની સુરીતિ સંવર્ણવી છે. હરિદિગ્વિજયમાં પણ આરંભના અધ્યાયોમાં જ એ બાબત બહુ વિસ્તારથી વર્ણવી છે.

સ્વાભિમત ગુરુનું મુખ્ય મહત્વ મનાવા માટે "ઉદ્ધવ સંપ્રદાયની રીત જાણવી" એમ કહીને, તેની રીતિને સંગ્રહથી પોતેજ જણાવી દીધી છે. પોતાના ગુરુની અને તેમના ગુરુની અને ગુરુવર્ય પોતાની રીતિ કહેવાની સાથેજ પાશ્ચાત્ય ગુરુ તરીકે ધર્મકુલસ્થાપનની રીતિ પણ કહી દીધી છે. કેટલીક રીતિ જે તત્ક્ષણ જાણવા જેવી હતી તે આચાર્યસ્થાપન સાથેજ સ. પ્ર. ૪ અ ૪૦ માં જણાવી દીધી છે. એટલે હવે સંપ્રદાય અંગે ખાસ જાણવાનું અવશેષ રહેતું નથી. લેખકતો લેખમાં સંપ્રદાયશબ્દ સાથે પૂર્વમાં 'ઉદ્ધવ' શબ્દ જ મુકયો નથી. અને પાંચ બાબતો પૈકી જે મુખ્ય બાબત ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ સંબન્ધી છે તેનું પણ નામ લીધું નથી. એ અતિશય આશ્ચર્ય જેવું લાગે છે. ભલે પછીથી ઉદ્ધવ શબ્દાર્થને કહેશે પરંતુ શ્રીમુખનો પ્રસાદી શબ્દ અહીં મુકેલો નથી. તેથી જ અલ્પ વિષમ કહેવું પડે છે. શ્રીજીપ્રોક્ત ક્રમને અને એ ખાસ શબ્દોને મુખ્ય માન આપવું જોઇએ. ગુરુપરંપરામાં 'ઉદ્ધવ' એ અવાંતર વિશેષને સૂચવનાર વિશેષણભૂત છે. અને 'સંપ્રદાય' પદ મુખ્ય અર્થને સૂચવનાર વિશેષ્યભૂત છે. (સંપ્રદાય કેવો ? તો ઉદ્ધવ) સંપ્રદાયનો પૂર્વ પૂર્વ ગુરુ પરંપરાથી પ્રવર્તનો પ્રાચીન સર્વસાધારણ અનાદિ હોવાથી તેનો અર્થ તો પ્રાચીન પ્રબન્ધોમાંથી મળી આવે છે. તેનું ઉદ્ધવપણું તેમજ સ્વા.ના. પણું તો સંપ્રદાયપ્રબન્ધોથી જાણવા યોગ્ય હતું તે પોતે જણાવી દીધું છે.

આ લેખકતો મુખ્ય બીજી બધી બાબતોને બાજુપર મુકીને, જેનો પ્રકૃતમાં કશોજ ઉપયોગ નથી, કોઈ ખાસ એવો પ્રસંગ નથી. કોઇનો એવો પ્રશ્ન નથી અને જેમાં એવું જ્ઞાતવ્ય મહત્વપણ નથી એવી એક ધર્મકુળ રીતિનેજ મુખ્ય માનીને શ્રીજીએ તેનો ગુરુપરંપરામાં અંતર્ભાવ કર્યો છે છતાં તેને 'સંપ્રદાય રીત છે' એમ માનીને તેની વિગતોને વેગથી વારંવાર આપી રહ્યા છે એ કોઈ અપૂર્વ આગ્રહનો પરિપાક જણાય છે.

"એની વિગતો જાણવા સમજવા માટે આપણે સત્સંગિજીવન અને હરિદિગ્વિજય જેવા મુખ્ય પ્રમાણ ગ્રંથોનો આશ્રય લેવાની જરૂર છે. સં. ૧૮૮૨ના કા. શુ. ૧૧ ના રોજ વડતાલમાં શ્રીજીમહારાજે સંપ્રદાયનું આચાર્યપદ ધર્મદેવના કુળમાં પ્રસ્થાપિત કર્યું તે પછી છ દિવસ બાદ તે જ્યારે વડોદરા પધાર્યા ત્યાં મળેલી પંડિતોની સભામાં તેમણે સંપ્રદાયની રીતની વિગતોની ખુબ સ્પષ્ટતા કરી છે" એમ સ્વમાન્ય રીતિમાં વધુ પ્રામાણ્ય લાવવા માટે કહે છે. હવે જેનો આશ્રય લેવાની જરૂર છે તે એ મુખ્ય ગ્રંથોની સ્વલ્પ સમીક્ષા કરીએ.

સ. જી. સં. ૧૮૮૨ના કાર્તિક સુદી ૧૧ રોજ આચાર્યને સ્થાપ્યા પછી છ દિવસ બાદ નહિ, પણ દશમે દિવસે એટલે કા. વદી ચોથે નીકળીને પાંચમે વડોદરા પધાર્યાનું કહે છે. તે વખતે પંડિતો સાથે સભામાં લેખક કહે છે એવો શ્રીજીએ શાસ્ત્રાર્થ કર્યાની વાતને કહેતો નથી. હ. દિ. તો આચાર્ય સ્થાપન પછી ઘણા દિવસો બાદ શિક્ષાપત્રી લખી (માઘ સુદી ૫) અને તે પછી મુક્તાનંદ મુનિને વડોદરા મોકલ્યા અને ત્યાંના વાદિઓને જિતીને વડતાલ પાછા આવ્યા. અને તે પછી મહારાજાની પ્રાર્થનાથી શ્રીજી વડોદરા પધાર્યા અને ત્યાં સભામાં સંપ્રદાય અંગે વિવાદી શાસ્ત્રાર્થ થયો એમ કહે છે. કોઈ દિવસ જ નક્કી કહેતો નથી. પણ આ દૃષ્ટિએ બહુ અંતર આવે છે. એમ બહુ તફાવતને કહે છે. આ ઉપરથી આચાર્ય સ્થાપ્યા પછી છ દિવસ બાદ વડોદરા પધાર્યાની વાત લેખક કહે છે તે ખોટી ઠરે છે. દશમે દિવસે પધાર્યા એમ સ. જી. કહે છે તે સંગત છે. શાસ્ત્રાર્થ થયાની વાતને સ. જી. તો કહેતો નથી. એટલે એ બાબત પણ ખોટી ઠરે છે. સ. જી. ને સાથે નહિ લેતાં એકલા હ. દિ. ને લીધો હોત તો આ ઉપાધિ અણસર્જી અનુપયોગી ન આવત. અસ્તુ જ્યાં પાંચમું દેવ ભુલાવે ત્યાં ઉપાય નથી. વળી લેખક શિક્ષાપત્રી વિગેરે ચાર ગ્રંથોનેજ મુખ્ય પ્રમાણભૂત માનીને હ. દિ. ને મુખ્ય પ્રમાણપણે આ લેખમાંજ

સ્વીકારતા નથી. એટલે એની દશા આ દષ્ટિએ કેવી થાય છે ? એ લેખકેજ વિચાર કરવો રહ્યો. વળી હ. દિ. તો ગ્રંથના આરંભમાંજ બહુ વિસ્તારથી ઉદ્ધવસંપ્રદાય શબ્દાર્થને સુસ્પષ્ટ કહે છે. અને અધ્યાયની ઇતિમાં શ્રીહરિને 'ઉદ્ધવસંપ્રદાયાચાર્યપ્રવર' એવું વિશેષણ આપે છે. એટલે આટલાથી અલંબુદ્ધિ રાખવાની હતી. વિશેષ વિગતોની (ઉ. ૪૫ માં કહેલી) ચર્ચા વિચારણા કરવાની કશી જરૂર અત્યારે પ્રકૃતમાં ન હતી. (હવે શું થાય ? )

△"સંપ્રદાય બહારના માણસોની શંકાઓના નિવારણ અર્થે પ્રશ્નોત્તર રુપે આપેલી હોવાથી સામાન્ય માણસને પણ સમજવી સુગમ થાય તેમ છે" એમ અભિમાને છે. પરંતુ વસ્તુસ્થિતિ વિચારતાં આવી વિગીત વિગતો તો ઉલટી ઉત્તરોત્તર શંકાતિશંકાને પ્રસવનારી થાય તેમ છે. એ વિગતોથી અદ્યાપિ સંપ્રદાયના બહારના માણસોની શંકાનું નિવારણ થયું નથી. અને સામાન્ય માણસને પણ સુગમ થયું નથી. એની એજ સ્થિતિ ચાલુ છે. એટલાજ માટે ૪૫ અધ્યાયની વિગતો મુખ્ય માન્ય ગ્રંથોએ ચર્ચી પણ નથી. એ ચર્ચાની જરૂરજ નથી. 'ન બુદ્ધિભેદ જનયેત્' એમ રાખવાની જરૂર છે. સંપ્રદાયની કેટલીક સાંકેતિક વસ્તુઓ સંપ્રદાયનિષ્ઠોએજ સમજવાની હોય છે.

ઉપર પ્રમાણે સંપ્રદાય શબ્દમાં સર્વાર્થનો સમાવેશ જ્ઞાનવૃદ્ધોએ સપ્રમાણ કર્યો છે. તેમાં "અધુરો જણાય છે. નિર્ભર હોતો નથી. એ અર્થ સંપૂર્ણ લાગે છે." વિગેરે અપવાદી આપડહાપણ કરવું એ યોગ્ય ન કહેવાય.

"પોતે (સ્વા.ના.) વૈષ્ણવી દીક્ષાવાળા બ્રહ્મચર્યાશ્રમી હતા. છતાં તેમણે પોતે પ્રવર્તાવેલા સંપ્રદાયના આચાર્ય પદે પોતાના વર્ગના કોઈ બ્રહ્મચારીને કે ત્યાગીવર્ગના ત્યાગીને ન બેસાડતાં ધર્મકુળના બે ગૃહસ્થાશ્રમી પુરુષોને પ્રતિષ્ઠિત કર્યા એ નિર્ણય ધર્મજગતના ઇતિહાસમાં આજે પણ અજોડ છે." આ રીતે અજોડપણાની ચર્ચાને કરે છે. શ્રીજીને વૈષ્ણવી દીક્ષાવાળા અને બ્રહ્મચર્યાશ્રમી કહે છે એ યોગ્ય છે. બ્રહ્મચર્યાશ્રમમાં ચાર વિભાગ ઉચ્ચ અનુચ્ચ વર્તે છે. તેમાં નૈષ્ઠિકને શ્રેષ્ઠ કહ્યા છે. શ્રીજીને 'નૈષ્ઠિકાગ્રણી' એવા શુભ નામથી બહુધા સંબોધ્યા હોવાથી 'નૈષ્ઠિક બ્રહ્મચારી' એમ કહેવું સુયોગ્ય છે. શિક્ષાપત્રી સંપ્રદાયના વર્ણીને નૈષ્ઠિક' કહે છે જીવંતપર્યંત બ્રહ્મચર્યને પાળે તે નૈષ્ઠિક વર્ણી કહેવાય છે. નૈષ્ઠિકને ત્યાગીમાં ગણ્યા છે. એ પ્રક્રિયાએ શ્રીજી પણ એક ત્યાગી હતા. ગુરુ રામાનંદજીએ દીક્ષા આપી ત્યારે ત્યાગી દીક્ષાજ આપી છે. એ દીક્ષા શોભે એવો વેષપણ ધરાવ્યો છે. 'બ્રહ્મચર્યાશ્રમ' શબ્દ પહેલાં 'નૈષ્ઠિક' શબ્દ કે જે શ્રેષ્ઠપણાને કહેનાર છે તે મુકવો જોઇતો હતો. શા હેતુથી એ પૂજ્ય શબ્દ મૂક્યો નથી એતો લેખક પંડ્યાશ્રી વકીલનું મન જાણે કદાચ શાસ્ત્રથી કે કાયદાથી બાધ આવતો હોય તો તેમ કરવું પડે,

પોતાના વર્ગના કોઈ બ્રહ્મચારીને કે ત્યાગિવર્ગના ત્યાગિને ન બેસાડતાં" એ વાક્યોથી એ અર્થ નીકળે છે કે કે શ્રીજી પણ એક બ્રહ્મચારી ત્યાગિવર્ગના હતા. ગૃહસ્થમાં આચાર્ય પદતો છેક છેલ્લે સ્થાપ્યું છે. [૧૮૭૯ માં ૧૪૫ શ્લોકની શિક્ષાપત્રી લખી છે તેમાં ધર્મવંશીને સામાન્ય વિપ્રોતરીકે લખ્યા છે.] ત્યાં સુધીતો એ બાબતનો વિચાર ન હતો. તે પહેલાં પોતાના વર્ગના નૈષ્ઠિક વર્ણીને અને ત્યાગી સાધુને પણ ગુરુપદે પધરાવ્યા હતા શ્રીજીએ સ્વગુરુ તરીકે બહુ માનેલા **મુકતાનંદ** મહામુનિને સર્વ સદ્‌ગુણસંપન્ન સમજીને ગુરુશ્રી રામાનંદસ્વામિએ પોતાના પૂજ્ય પદે સ્થાપ્યા હતા આ વાત બહુ પ્રસિદ્ધ પરંપરાગત છે. અને લોયા ગામમાં શ્રીજીએ વિદ્વદ્વર્ય **વાસુદેવાનંદ** વર્ણિરાજને દઢ બ્રહ્મચર્યવ્રતવાળા નૈષ્ઠિક જાણીને પોતાની ગાદીએ બેસારીને આરતી ઉતારીને પૂજા કરી હતી અને પાદોદક પણ પીધું હતું અને એમનાં દર્શન કરીને સર્વસમાજને જમવાની આજ્ઞા પણ કરી હતી. (આ વાત ગુજરાતી સત્સંગ ભૂષણની પ્રસ્તાવનામાં લખેલી છે. એમાં કૃષ્ણાનંદ મુનિરચિત શ્રીહરિચરિત્રામૃત ગ્રંથનું પ્રમાણ પણ આપ્યું છે. (આ બાબત ભલે મુખ્ય ગ્રંથોમાં ન હોય પણ વાત ગ્રંથોમાં ગ્રથિત હોઇને દૃઢ પરંપરા પ્રચલિત છે) આ પણ એક શ્રીજીની પૂર્વ લીલાતો છેજ. બંધારણ તો ધર્મકુળ આવ્યા પછી અને તે સ્થિર થયા પછી છેવટે ૧૮૮૨માં નક્કી થયું છે. તે પહેલાં એવી વ્યવસ્થા કરી હતી. આ જોતાં વર્ણી સાધુ ત્યાગિને એ પદમાંથી શ્રીજીએ અયોગ્ય અહિતાવહ જાણીને ટાળી મુકયા છે એમ તો કહી શકાય નહિ. એથી 'ગૃહસ્થમાં આચાર્યપદ સ્થાપ્યું' એ નિર્ણય ધર્મજગતના **ઇતિહાસમાં અજોડ નહિ પણ ત્યાગિથી સજોડ સાબીત થાય છે. (આ ચર્ચા રહસ્યની હોવાથી ચોગાનમાં કરવા**

જેવીજ નથી. એક કરે એટલે બીજાએ સામી કરવી પડે એવી સ્થિતિ છે) લેખક જેવી પ્રશ્ન દૃષ્ટિથી એક તરફી આવી આવીને વારેવારે વાત કરે છે તેવી મહાપ્રભુએ કે તેમના સુજ્ઞોએ કરી નથી. તેમને મોટાઓને ખોટા દેખાડવા જેવી આ વાત વાયડ થાય છે.

"મહાપ્રભુએ પ્રચલિત ધર્મ પ્રણાલિકાઓમાં સૌથી પહેલો સુધારો આચાર્ય પદ અંગે કરેલો છે. જગતમાં સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે લોકોને અધ્યાત્મ જ્ઞાનનો ઉપદેશ આપવાનો અને સંપ્રદાયના ગુરુપદે બેસવાનો અધિકાર એકમાત્ર ત્યાગાશ્રમીનેજ પહોંચે છે. મહાપ્રભુએ જાહેર કર્યું છે કે એ માન્યતા ખોટી છે. શ્રુતિ સ્મૃતિ પુરાણ અને ઇતિહાસના આધારો દાખવીને એમણે વડોદરામાં મળેલી પંડિતોની સભામાં સિદ્ધ કર્યું છે કે અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ આપવાનો ગૃહસ્થાશ્રમીને પણ એટલોજ અધિકાર પહોંચે છે" એમ લેખક ઉપદેશ અને ગુરુપદ માટે ત્યાગી ગૃહીના સમાન હક્કની સિદ્ધિને સપ્રમાણ કરી બતાવે છે. ત્યાગિઓમાં ગુરુપરંપરા પ્રચલિત ગુરુપદને ખેંચી લઇને ગૃહસ્થમાં આપ્યું એને એક મહાન સુધારો કર્યો અભિમાને છે. એમ કહેવાથી તો ત્યાગિઓમાં એ પદ પ્રચલિત હતું તે કુધારો હતો એવો આક્ષેપ કે કટાક્ષ પૂર્વ ગુરુઓ ઉપર આવે છે. કુધારો હોય તોજ તેને સુધારવો પડે છે. પૂર્વ ગુરુઓ તો ભગવાન શ્રીસહજાનંદસ્વામી, રામાનંદસ્વામી અને રામાનુજાચાર્ય સુપ્રસિદ્ધ ત્યાગિઓ છે. કોઈ ધર્મ પ્રણાલિકામાં દેશકાલવશાત્ અપેક્ષિત સુધારો કરે તેનો યોગ્ય છે. "લોકોને અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ આપવાનો અને તેને માટે ગુરુપદે બેસવાનો અધિકાર ત્યાગાશ્રમીને છે" એવી જગતમાં સામાન્ય માન્યતા છે તે સાવ ખોટી નથી પણ ઘણે અંશે ખરી છે. એ માન્યતા લોકગુરુ મહાપ્રભુએ અને તેમના ધુરંધર જ્ઞાનવૃદ્ધોએ ચાલુ રાખી છે. લોકોની માન્યતા ખોટી છે' 'એમ શ્રીજીએ જાહેર કર્યું છે એમ એમને અપવદે છે તે અતિસાહસ છે. તેને ફેરવી નાંખવાનો સુધારો કર્યો નથી. જગતની માન્યતાને સામાન્ય કહીને કાઢી નાખવા જેવી નથી. એમાં અમુક વિશેષો પણ ગર્ભિત છે. તેથીજ "**લોકા: પ્રમાણ**" એવી અભિયુક્તિ વર્તે છે. જેમને પરમ હિતચિંતક ગુરુજી માનવામાં આવે છે એ શ્રીનાથજીભાઇએ પણ "વક્તાપદ ત્યાગીઓનું છે." એવાજ પરમ હિતનું ચિંતન કર્યું છે. શિષ્યો ગમે તેવું અવળું કરે કે બોલે એમાં કાંઇ તત્ત્વ નથી.

વડોદરામાં મળેલી પંડિત સભાની વાત કરે છે તે સ. જી.માં નથી. શ્રુતિ સ્મૃતિ પુરાણ ઇતિહાસના આધારને તો લેખક પણ ખરી રીતે ક્યાં માને છે? પરોક્ષ શાસ્ત્રો કહીને કાઢી નાખે છે. સ. જી. આદિક ચાર શાસ્ત્રોને મુખ્ય પ્રમાણ ગણીને હ. દિ. ને પણ અમાન્ય જેવી દશામાં સ્વયં લેખકજ મુકે છે. એનો આધારતો અનાધાર જેવો એમને મતે ગણાય. એ ગ્રંથ પણ સંપ્રદાયમાં માન્ય છે. એ ગ્રંથ ઉદ્ધવ સંપ્રદાયાર્થને આરંભમાંજ સપ્રમાણ સવિસ્તર કહીને દિગ્વિજયના પ્રસંગથી વડોદરાના સભા પ્રસંગને છેલ્લે કહે છે. એની હવે સમાલોચના કરીએ.

હ. દિ. ઉ. ૪૫ "અમારા ગુરુશ્રી રામાનંદજી ઉદ્ધવજીનો અવતાર હોવાથી અમારો સંપ્રદાય **ઔદ્ધવ** સપ્રમાણ કહેવાય છે' એમ ઉત્તર આપ્યા પછી–"તમોએ ભાઇના બે **પુત્રોને** દત્તક લઇને તેમને ગુરુતા વહેંચીને આપી છે. આ વ્યવસ્થા **વિલક્ષણ** જણાય છે. ત્યાગી હોઇને ગૃહસ્થને દીક્ષા આપે એતો યોગ્ય છે. નીચ સ્થાનમાં રહેલો હોય તે ઉચ્ચ સ્થાને રહેલાને દીક્ષા આપે એનો **યોગ્ય ન કહેવાય**. તમારા મતમાં ત્યાગિદીક્ષાને પણ ગૃહસ્થ આચાર્યજ આપે છે. તો એવું **અયોગ્ય** આચરણ કેમ કરવામાં આવે છે" એવો પંડિત **પ્રશ્ન** છે.

ઉત્તર–મહર્ષિઓએ દેશ કાળાદિકનો સુવિચાર કરીને ધર્મો કહ્યા છે. સત્ય વગેરે યુગોમાં જુદા જુદા ધર્મો કહ્યા છે. એ ધર્મો દુષ્કર માનીને કેટલાક ધર્મો કલિમાં વર્જ્ય માન્યા છે. ગુરુ કરવાનું કારણ તો કલ્યાણ છે. એ વિધિ વ્યવહાર માટે નથી. 'तस्माद्गुरु प्रपद्यत जिज्ञासुः श्रेय उत्तमम' ઇત્યાદિ વિધિવાક્યોનું તાત્પર્ય એવુંજ છે. જ્ઞાનની પ્રાપ્તિ ગુરુ થકી થાય. અને પ્રાપ્ત થએલા જ્ઞાનથી કલ્યાણ થાય. એ ગુરુ જ્ઞાનસંપન્ન ધર્મભક્તિનિષ્ઠ હોવા જોઇએ. જન્મથીજ બ્રાહ્મણ ગુરું છે. તે જો ઉક્ત ગુણવિશિષ્ટ હોય તો તે વિશેષપણે ગુરુ થવાને યોગ્ય છે. એવા ગુરુનો આશ્રય કરવો. વળી શિષ્યશાખા બાંધવી એ ગૃહસ્થનેજ ઘટે. ત્યાગિને ન ઘટે 'त्यागज्ञान् न गुरुमंवेत" એવું

સ્મૃતિવાક્ય છે. ભાગવતમાં કહ્યું છે કે-'શિષ્યોને ન બાંધે, બહુ ગ્રંથોનો અભ્યાસ ન કરે' માટે ત્યાગિઓ પણ ગૃહસ્થ ગુરુને આશરે. આ કારણથી ગૃહાશ્રમને શ્રેષ્ઠ કહ્યો છે. સર્વ વૈષ્ણવ માર્ગોમાં એવો શિષ્ટાચાર પ્રવર્તે છે. પૂર્વે પણ એ હતો. ઘણા ત્યાગિઓએ ગૃહી ગુરુનો આશ્રય કરેલો છે. અમુક આશ્રમજ ગુરુપદમાં યોગ્યતાને જણાવનારો નથી. બીજે ગૃહસ્થાશ્રમ કાંઈ ગુરુપણામાં વિરોધી નથી. ગૃહસ્થ યાજ્ઞવલ્કય આદિકો પણ બ્રહ્મદર્શી ગુરુઓ થયા હતા. **બ્રહ્મનિષ્ઠતા** એ ગુરુનું અને **મુમુક્ષુતા** એ શિષ્યનું લક્ષણ છે. માટે સંન્યાસી પણ એવા ગૃહસ્થ ગુરુનો આશ્રય કરે. ઇત્યાદિ વિવેચન કરીને, આ જે બધો વિચાર છે તે ઉચ્ચ નીચ વર્ણાશ્રમબન્ધવાળી ક્રિયાઓમાં છે. દીક્ષાવિધિમાં તો આ વિચાર ઉપયોગનો નથી. દીક્ષાગ્રહણ માર્ગમાં જાણવા યોગ્ય અવાંતર ભેદ છે. કેવો ? તો ત્યાગિજન કાષાય વસ્ત્રો અને કમંડળુ વિગેરે બધાં બાહ્ય ચિન્હોને ત્યાગી ગુરુ થકીજ ગ્રહણ કરે. આ ચિન્હોને ગૃહી ગુરુ ત્યાગિને ન આપે. મંત્રને ગૃહી ગુરુથકી ગ્રહણ કરે. એમાં પંચરાત્રનું પ્રમાણ છે. વિગેરે.

△ હવે અલ્પ આલોચના કરીએ-બહુબહુ કહીકહીને છેવટેતો સંપ્રદાયના સંકેત ઉપર આવ્યા. સંયુક્ત (જોઈન્ટ) ગુરુપણું એકબીજાની અપેક્ષાવાળું ગોઠવ્યું. છેવટે ત્યાગિઓનું ગુરુપણું અંશથી માન્ય રાખવું પડ્યું છે. એકલા ગૃહસ્થનું સર્વાંશે રાખ્યું નથી. કાઢી નાખવામાં શરમાયા સંકોચાયા અને ખચકાયા જણાય છે, તેથીજ માર્ગાન્તર લેવાની ફરજ પડી છે. પ્ર.૪ અ ૫૧ માં કહેલો ત્યાગિદીક્ષા પ્રકારની આજ રીતિ અપનાવી છે. એટલે આ મુદ્દાની બાબતમાં બન્ને ગ્રંથોની એકાર્થતા મેળવી છે. સંદિગ્ધ દ્વિઅર્થી જેવું તો થાય છે પણ બીજો ઉપાય નથી.

[ગૃહસ્થોના ગુરુ ગૃહસ્થ ભલે રહે. બહુધા મળતાપણું હોવાથી એમાં કાંઈ અયુક્તપણું નથી. એવા દાખલા જગતમાં ઘણા શિષ્ટાચારપ્રાપ્ત ચાલુજ છે. 'ત્યાગિઓના ગુરુ ત્યાગિઓજ હોવા જોઈએ' એવી લોકમાન્યતાને પણ અનુસરવું પડે. શ્રીજીએ એ માન્યતાને અનુસરીનેજ દીક્ષામાં બન્નેનું સંયુક્તપણું લોકોને વિલક્ષણ વિસ્મય લાગે એવું વિચિત્ર રાખ્યું છે. તત્વજ્ઞાન માટે તો એકજ ગુરુ કરવાના કહ્યા છે. પરંતુ ગુરુએ આપેલા જ્ઞાનની સ્થિરતા અને પુષ્કળતાને માટે બીજા ગુરુઓનો પણ સાથ સહકાર લેવો જોઈએ. કારણકે ઋષિઓએ અદ્વિતીય બ્રહ્મને બહુ રીતે ગાયું છે. એમ અમુક અમુક જ્ઞાનમાટે ચોવીશ ગુરુ કરનાર ભગવાન દત્તાત્રેય મુનિએ સમાધાન કર્યું છે. આ દૃષ્ટિએ કોઈ ઉપયોગી ગુણના ગ્રહણ માટે બીજાઓને ગુરુ તરીકે વરે એમાં કોઈ બાધ જેવું જણાતું નથી.]

સંપ્રદાયના પ્રવર્તન વખતે ગૃહસ્થ આચાર્યની સન્નિધિ હતી જ નહિ. અધ્યાત્મ જ્ઞાનના ઉપદેશ માટે ગુરુઓ તરીકે ત્યાગિઓજ હતા. બહુ અધ્યાત્મગ્રંથોને ભણનારા, ગુંથનારા અને ગુંથેલા તેને લખનારા પણ શતાનંદ મુક્તાનંદાદિ **પાંચસો પરમહંસો** હતા. એમને ભણાવવાનો આગ્રહ પણ શ્રીહરિજ રાખતા હતા. એમનીજ સદ્‌ગુરુ પદે સંસ્થાપનાં શ્રીહરિએ સુપ્રસિદ્ધ કરી છે. અધ્યાત્મજ્ઞાન તો પ્રાચાર્ય શ્રી રામાનુજાચાર્યે કહેલું શિષ્યોએ સ્વીકારવાનું કહ્યું છે. તેઓપણ ત્યાગી સંન્યાસી હતા. શિષ્યશાખા પણ ત્યાગી તેમણેજ બાંધી છે. અને ઘણા ગ્રંથોનો અભ્યાસ પણ ત્યાગી તેમણેજ કર્યો છે. જેનો અત્યારે આપણે જ્ઞાન માટે ઉપયોગ કરી રહ્યા છીએ. ગૃહસ્થમાં કોઈનું મંડળ બાંધીને ઉપદેશ માટે મોકલ્યા કે સ્થાપ્યા કે ભણાવ્યા જણાતા નથી. ત્યાગી જેટલો અધિકાર ગૃહસ્થોને પહોંચતો હોય તો સેવામંડળવાળા ગૃહસ્થો અધ્યાત્મજ્ઞાનના ઉપદેશોનું કામ તાકીદે ઉપાડી લે. નવા મુમુક્ષુઓને અલભ્ય લાભ થશે અને ત્યાગીઓને વિશ્રાંતિ મળશે. ઉપર્યુક્ત બાબત સંપ્રદાયમાં રૂઢ દૃઢમૂળ થઈ ગઈ હોવાથી તે ઉખડી ઉખડે તેમ નથી. તો હવે એવી સુધા કુદા મહેનત લેવાથી કશો લાભ મળવાનો નથી. 'આ સંપ્રદાયમાં છે તેવું આચાર્યપદ (અભણ) જગતના બીજા કોઈ સંપ્રદાયમાં પ્રવર્તતું નથી' એવું અભિમાન ધરાવે છે તે સંપ્રદાયનિષ્ઠને માટે યોગ્ય છે. વિશિષ્ટતા સાથે અતિશયોક્તિતો કહેવીજ પડે. ગુણવત્તાની ચર્ચા-વિચારણાને કોણ કરે છે ? ગૃહસ્થમાં આચાર્યપદ સ્થાપ્યું તેની પ્રમાણતામાં વૈષ્ણવ સંપ્રદાયોને ઉદાહરણ તરીકે અને તેને એક શિષ્ટાચાર તરીકે અભિમાને છે એપણ વિચારણીય છે. કેમકે તેમને તો બહુ રીતે તુચ્છકાર્યા છે. 'ત્યાગી ગુરુ ન થઈ શકે' એવું સ્મૃતિવચન છે એમ કહેવામાં આવ્યું છે. 'શિષ્યશાખાને ન બાંધે, બહુ ગ્રંથોને ન ભણે એવું ભાગવત વચન છે એમ પણ કહેવામાં આવ્યું છે. પરંતુ ત ચોક્સ રીતે તેવા રૂપમાં મળતું નથી. જેથી સંશય રહે છે. કોઈ અભ્યાસી ચોક્કસ સ્થળ બતાવશે તો ઉપકાર થશે. અસ્તુ. પંડિતોની સભાની શાસ્ત્રાર્થની સમાલોચના કરતાં જરા લાંબુ થઈ ગયું છે તે સહ્ય છે.

સાધુની પેઠે વર્ણીને પણ ત્યાગી વર્ણી દ્વારા દીક્ષાદાન સંયુક્તપણે સ. જી. માં કહ્યું છે. અમુક વસ્તુઓ વર્ણી ગુરુ આપે અને મંત્ર આચાર્યશ્રી આપે એવી વિભક્ત સત્તા રાખી છે.

[ હવે આચાર્યને કોણ મંત્રાદિ દીક્ષા આપે એ પ્રશ્ન ઉકેલવાનો રહ્યો, શ્રીજીએ બન્ને દત્તપુત્રોને દીક્ષા આપેલી. એ પરંપરા પશ્ચાત્ ચાલી છે. ધ. ધુ. આ. વિહારીલાલજી અક્ષરવાસી થઇ ગયા. એમણે કોઈ પશ્ચાત્ આચાર્યને દીક્ષા આપેલી નહિ. પાછળથી લક્ષ્મીપ્રસાદજીને બોલાવીને ગાદીએ બેસાર્યા. હવે એમને મંત્રદીક્ષા કોણ આપે ? આ મહાન પ્રશ્ન વિકટ આવ્યો. આ આપત્તિમાં સદ્‌ગુરુઓએ મળીને વિચારીને બ્ર. સ. ~~કપિલેશ્વરાનંદજી~~ પાસે લક્ષ્મીપ્રસાદજી આચાર્યને મંત્રદીક્ષા અપાવી હતી. આ. લક્ષ્મીપ્રસાદજી પદભ્રષ્ટ થતાં નવી નિમનોકને એક માસ વીતિ ગયો. શ્રીપતિપ્રસાદજીને સત્સંગ મહાસભાએ નિશ્ચિત કર્યા. એમને મંત્રદીક્ષા કોણ આપે ? એ પ્રશ્ન પાછો ગુંચવણીવાળો આવ્યો. વિચારીને સ. બ્ર. ~~નિષ્કામાનંદજી~~ પાસે મંત્રદીક્ષા અપાવી. ગુરુ થયા હોવાથી એ વર્ણી સભામાં આવે ત્યારે સભાસદોને ઉભા થવાની આજ્ઞા કરેલી. આ. શ્રીપતિપ્રસાદજી લકવાના વ્યાધિને લીધે અભિષેક વખતે આવી શકે તેમ ન હતું. આ આપત્તિમાં આ. આનંદપ્રસાદજીને સ બ્ર. ચૈતન્યાનંદજીએ મંત્રદીક્ષા આપેલી. ગુરુ માન્યા હોવાથી તેમનો તકીયો પહેલો રાખવાની આજ્ઞા કરેલી. એમ અધિકારી આચાર્યને પણ ત્યાગીએ મંત્રદીક્ષા આપવાના દાખલા બન્યા છે. અમદાવાદમાં બે અઢી વર્ષના બાળક વાસુદેવપ્રસાદજીને ગાદીએ પ્રસન્ન કર્યા હતા. મંત્રદીક્ષાનું જેમ થયું હોય તેમ ખરૂં. વાસુદેવપ્રસાદજી મહારાજ અન્યત્ર દેહ મુકી ગયા. તેમને સ્થાને દેવેન્દ્રપ્રસાદજીને ગાદીએ બેસાર્યા, મંત્રદીક્ષા કોણે આપી હશે એ જાણમાં નથી એવી વિવિધ વિચિત્ર વાતો છે. અને ઉલટ સુલટ ચાલ્યું છે. આમાં બહુ તંત કરવા જેવો નથી. દીક્ષાવિધિનો મામલો વિધાન અને વ્યવહારમાં આવ્યો છે ]

વળી માસિકના લેખક પંડયાશ્રી–" મહાપ્રભુએ વળી એમ સિદ્ધ કર્યું છે કે – સંપ્રદાયના ગુરુપદે ત્યાગાશ્રમી પુરુષ કરતાં ગૃહસ્થાશ્રમી પુરુષ બેસે. એ **ધર્મ** અને **વ્યવહાર** બન્ને દૃષ્ટિએ વધારે **યોગ્ય** અને **હિતાવહ** છે...ત્યાગાશ્રમી વ્યક્તિ ગુરુપદે બેસે તો તે પોતાના ધર્મનું યથાર્થ પાલન કરી શકે કે કેમ ? એ તો સૌ જાણે છે કે–માણસ ત્યાગી બને છે ત્યારે સ્ત્રી, દ્રવ્ય, ઘરબાર, મિલ્કત અને વિવિધ ઇષણાઓનો ત્યાગ કરીને અને એ ત્યાગને પ્રબળતમ બનાવવા માટે જ ત્યાગી બને છે. સંપ્રદાયના આચાર્યપદ સાથે ત્યાગિએ ઉપર જણાવેલી જે બાબતોનો ત્યાગ કર્યો છે તે બધી જ બાબતો સીધી યા આડકતરી રીતે જોડાયેલી હોય છે. તેથી જો તે સંપ્રદાયના આચાર્યપદે બેસે તો જે બાબતોનો તેણે ત્યાગ કરેલો છે, તેનો જ ઉપયોગ કરવાનો યોગ તેને ફરીથી પ્રાપ્ત થાય છે. આ સ્થિતિ દેખીતી રીતે જ તેના ધર્મના પાલનમાં ભારે **અવરોધક** કહેવાય. પ્રાણહાનિના પ્રસંગ શિવાય લોકસંગ્રહના બહાના નીચે પણ માણસે પોતાના મૂળભૂત ધર્મોનો ત્યાગ ન કરવો જોઇએ તેથી એ પ્રશ્નનો જવાબ સ્પષ્ટ નકારમાં આપ્યા સિવાય છુટકો જ નથી" એમ સંપ્રદાયના ત્યાગીઓએ લોકસંગ્રહના બહાના નીચે પણ મૂળભૂત ત્યાગધર્મના અવરોધક અયોગ્ય અહિતાવહ સંપ્રદાયના કોઇપણ વ્યવહારમાં માથું નહિ મારવાનો આદર્શ આદેશ આપે છે. અને વધારામાં " ત્યાગધર્મ સાથે વ્યવહારમાં રહીને નિર્લેપ રહેવાય કે કેમ ? એ પ્રશ્નનો જવાબ તો સહેતુક સ્પષ્ટ નકારમાં આપ્યા વિના છુટકો જ નથી " એમ પણ છેક છેલ્લે બોલે છે. એમ બહુ રીતે ઘુંચવીને ઘુંટી ઘુંટીને સંપ્રદાયના ત્યાગીઓને કેવળ આત્મનિષ્ઠાવાળા ચોખ્ખા (ફક્કડ) ત્યાગી બનાવવા માગે છે. હવે આ બાબતની ખાસ નિખાલસ મને સપ્રમાણ સમાલોચના કરીએ —

આ બધું યથાતથા કથન અવિચારિત રમણીય છે. શ્રી મહાપ્રભુ અને તેમના ગુરુ શ્રીરામાનંદસ્વામી પોતે આદર્શ ત્યાગી હોવા છતાં પણ પોતાની ગાદીના બધા જ વ્યવહારો ચલાવવાના માથે કેમ લીધા ? અને ખુબ ખંતથી જીવન સુધી કેમ બજાવ્યા ? આ એક મહાન પ્રશ્ન અનુત્તર છે. તેઓ શું ત્યાગ ધર્મથી ચલિત થયા હતા ? તેમણે ત્યાગધર્મની સિદ્ધિ મેળવી ન હતી ? લોકસંગ્રહના બહાના નીચે તેઓએ મૂળભૂત ત્યાગ-ધર્મનો ત્યાગ કર્યો હતો ? મોટાઓને બાધ નથી એમ તો સર્વ કોઈ સમજે છે અને શાસ્ત્ર પણ કહે છે.

ગૃહસ્થ ગાદીપતિને જેવો આત્મીય પરકીય સ્ત્રીયાદિકનો પ્રસંગ સીધો કે આડકતરી રીતે અવર્જનીય આવે છે. તેવોજ પ્રસંગ ત્યાગી મહંતને પણ આવે છે. એ બાબતમાં સરખાપણું છે. આવો વ્યવહાર ત્યાગીધર્મનો અવરોધક થતો હોય તો ગૃહસ્થ ગાદીપતિને પણ થાય જ. કેમકે મંદિરોનો વ્યવહાર તો બન્નેએ ચલાવવાનો હોય છે. એમાં શું તારતમ્ય રહે છે? ગૃહસ્થ ગાદીપતિ થયા તેથી કરીને તેને બધા જ દરવાજાઓ ખુલ્લા થઈ ગયા છે? નિયમોમાં તો ત્યાગી ગૃહી સર્વેએ રહેવાનું છે. બીજું "ગૃહસ્થ પુરુષ ગાદીએ બેસે તો તે ધર્મ અને વ્યવહાર બન્ને દષ્ટિએ વધારે યોગ્ય અને હિતાવહ છે અને ત્યાગી બેસે તો વ્યવહાર દષ્ટિએ અત્યંત અયોગ્ય અહિતાવહ છે." એમ જ્યારે શ્રીજીએ સિદ્ધ કર્યું છે તો એજ ત્યાગી શ્રીજીએ ત્યાગધર્મ સાથે મહામંદિરોના ત્યાગધર્મ અવરોધક અખિલ વ્યવહારમાં મહામહિમા બતાવીને પરાણે ત્યાગીઓને કેમ સ્થાપ્યા? સ્થાપ્યા છે તો ત્યાગધર્મ સાથે મહામંદિરોનો વ્યવહાર વિરોધી નથી એમજ શ્રીજીએ સિધ્ધ કર્યું છે; એમજ અકામે પણ માનવું પડશે. ખાનગી પુરાતત્ત્વ ટ્રસ્ટ ખાતે બહુરૂપમાં છાપીને ચોરે ચૌટે ચોગાનમાં પ્રચુર પ્રચારમાં મુકેલા પ્રસાદીપત્રમાં (સંવત ૧૮૮૫ મહા સુદ ૯) મોટા મોટા મુકતાનંદ, ગોપાળાનંદ, બ્રહ્માનંદ, નિત્યાનંદ, આનંદાનંદ આદિક ભણુવાવાળા સદ્દગુરુઓને પડયા મુકીને વડતાલ મંદિરના અક્ષરાનંદ, અમદાવાદ મંદિરના સર્વજ્ઞાનંદ, જુનાગઢ મંદિરના ગુણાતીતાનંદ, ગઢડા મંદિરના નિષ્કુળાનંદ, ધોલેરા મંદિરના અદ્દભુતાનંદ, ભુજ મંદિરના વૈષ્ણવાનંદ, આ ૭ મંદિરોના ૭ ત્યાગીઓને જડભરતની ઉપમા આપીને અતિ લાયક સમજીને મહાંતપદે શ્રીજીએ જ નિમ્યા છે. આ કઇ જાતના જડભરત હશે એ જાણવા જેવી બાબત છે. (નહિ ભલેલા એ અર્થ તો પત્રથી પ્રસ્પષ્ટ છે). ભણેલાને આવો વ્યવહાર ત્યાગધર્મમાં અવરોધક થાય અને નહિ ભણેલાને ન થાય? એમ ભેદથી સાબીત કરી શકાય છે? જેમને જડભરત ઠરાવ્યા છે તેમને આવા વ્યવહારમાં પ્રેરાય ખરા? મહાંત બનેલાને બધાજ વ્યવહારો ચીવટથી ઉકેલવાના હોય છે. અને જેનો પ્રથમ ત્યાગ કર્યો છે તે સ્ત્રી દ્રવ્ય ઘરબાર મીલ્કત અને વિવિધ એષણાનો સીધી યા આડકતરી રીતે પ્રબળ યોગ અને ઉપભોગનો પ્રસંગ અવશ્ય આવે છે. એ શું સર્વજ્ઞ શ્રીજી નહિ જાણતા હોય? અને નિયુક્ત ત્યાગી જડભરતો નહિ સમજ્યા હોય? મંદિરની સેવામાં મુકેલા જડભરતોને એ વ્યવહાર અવરોધક ત્યાગધર્મધ્વંસક નિવડયા હતા? લોકહિતના બાના નીચે એમણે સ્વધર્મનો ત્યાગ કરી દીધો હતો? ઘણા ભણેલાને પણ બહુ મંદિરોના મહંત નીમ્યા છે અને અદ્યાપિ ચાલુ છે તેઓ શું વ્યવહાર નથી કરી શકયા? અને ત્યાગધર્મનો ત્યાગ કરી દીધો છે? આનંદમુનિને તો મંદિરો કરાવાની કાયમી સેવામાં શ્રીજીએ જ જોડી રાખ્યા હતા. તપ ત્યાગ વૈરાગ્યની મૂર્તિસમા નિષ્કુળાનંદમુનિને પણ મહાંતપદે પણ શ્રીજીએ જ નીમ્યા છે. અને મંદિરનાં ઘણાં શિલ્પી કામપણ કર્યાં છે. લેખકના અભિપ્રાય પ્રમાણે લઇએ તો આ બધો અનર્થ ત્યાગધર્મ અવરોધક શ્રીજીએ જ કર્યો છે, એમજ કહેવાનો અપસંગ આપોઆપ આવે છે.

અમદાવાદમાં પ્રથમં મંદિર કરાવીને દેવ પધરાવીને તેને અંગે વિપ્રોની ચોરાશી કરી. આ ધર્મમય પ્રવૃત્તિને પણ દુઃખદ અશાંતિકર સમજીને પોતે ઉદાસીન થઇને એ પ્રવૃત્તિને મનમાંથી વિસારી મુકવા ગણેશ ધોળકાની રાણોમાં જઇ રહ્યા અને વિચારવેગથી માંદા જેવા પણ થઇ ગયા. પછી જ્યારે એ પ્રવૃત્તિને નિઃશેષ વિસારી દીધી ત્યારે સુખ શાંતિ થઈ એમ વચનામૃત મધ્ય ૨૧ કહે છે. લોકસંગ્રહના બહાના નીચેની આવી પરોપકાર પ્રવૃત્તિને અયોગ્ય અહિતાવહ અવરોધક સ્વયં સમજ્યા છે. મંદિરમાં દેવ પધરાવીને પણ એ મંદિર ગૃહસ્થ ગોપીભટ્ટને સેવા માટે લેખ કરીને સોંપ્યું હતું. આ બાબત લેખકના મંતવ્યને મળતી આવે છે. વાંચો એ પત્રને—

## △ પ્રસાદીનો પત્ર—

**( અલગ ટ્રસ્ટ પુરાતત્વ ખાતે છપાવીને પ્રસિદ્ધમાં મુકવા જેવો )**

**ગોપીભટ્ટને શ્રી અમદાવાદનું મંદિર આપવા બાબત દસ્તાવેજ**

લખિતં સ્વામીશ્રી **સહજાનંદજી** જત ભટ્ટ ગોપીભટ્ટ વિશ્વંભરસુત તમને શ્રી રામાનંદસ્વામીએ

**આચાર્ય પદવી આપી છે.** માટે તમને અમે શ્રીઅમદાવાદની જાયગા શ્રીનરનારાયણના મંદિરે સહિત અમારી છે તે **શ્રીકૃષ્ણાર્પણ** આપી છે. તે જાયગાની વિગત જે નરનારાયણના મંદિરની જાયગા વિના ગજ ૯૭ અંકે સતાણું ચોડી છે અને ૯૪ અંકે ચોરાણું ગજ લાંખી છે. તેની ખુટની વિગત...એવી રીતે ચારે દિશા છે તે જાયગા તમને આપી છે. અને એ જાયગાનો સરકારી લેખ છે તે પણ તમને આપ્યો છે. બીજુ નરનારાયણની સેવા તમો કરો તેમાં સત્સંગી સર્વે તમારી ખબર રાખશે અને નરનારાયણના મંદિરમાં જે પૂજાનો પૈસો ટકો આવે તે તમારો છે. લખિતં મુક્તાનંદજી તથા બ્રહ્માનંદજી તથા નિત્યાનંદજી તથા ચૈતન્યાનંદજી ઇત્યાદિક જે સર્વે અમે સદ્‌ગુરુ તેમણે રાજી થઇને એ જાયગા તમને આપી છે. જેમ **સહજાનંદ-સ્વામીએ આપી છે તેમ અમે પણ આપી છે.** તે વાતની કાંઈ ચિંતા રાખશો માં. સુખેથી જાયગામાં રહો અને નરનારાયણની સેવા કરો. સં. ૧૮૭૭ ના ભાદ્રપદ સુદી ૬ રવિવારે

| | |
|---|---|
| અત્ર શ્રીજગદીશની શાખ્ય છે. | ખાચર સુરા ડોશાની શાખ્ય |
| ખાચર ઉડન એભલની શાખ્ય | ઠક્કર લાધારામજીની શાખ્ય |
| ઠક્કર હરજી ભાયાની શાખ્ય | દસ્તાવી કુંવરજી રામજી |
| ભટ્ટ દીનાનાથ વિશ્વનાથ શાસ્ત્રી | લેખક સદ્‌ગુરુ ગોવિંદાનંદ સ્વામી |

આ પત્રમાં તો વિશ્વંભર ભટ કે જે પાછળથી આત્માનંદ મુનિ નામે વિખ્યાત થયા હતા. જેમના પરચા ગ્રંથમાં ગ્રથિત છે. તેમના સુત જોપી ભટને રામાનંદ સ્વામીએ આચાર્યપદ આપ્યાનું કહે છે. ગૃહસ્થ સત્સંગિમાં પણ આચાર્યપદ આપ્યાની જુની વાતને જણાવે છે. શ્રીજી, રામાનંદ, આત્માનંદ, એમ ગુરુ પરંપરાને પણ જણાવે છે. "**જેમ સહજાનંદ સ્વામીએ આપી છે તેમ અમે પણ આપી છે**" એમ શ્રીજીનો જેમ હક્ક છે તેમ ત્યાગીઓનો પણ છે એમ પણ સૂચવાય છે. જેમ શ્રીજી લખી આપે છે તેમ ચાર સદ્‌ગુરુઓ પણ લખી આપે છે, એમ કરીને પોતાના સ્વત્વની નિવૃત્તિ કરીને પરના સ્વત્વને સાબીત કરી આપે છે. કૃષ્ણાર્પણનો અર્થ તો પ્રસિદ્ધ છે. આ સમય સુધી તો આવા લોકહિતના વ્યવહારમાં પણ શ્રીજી કે ત્યાગીઓ પ્રવેશવા માગતા ન હતા એમ સ્પષ્ટ જણાય છે. ધર્મકુળની તો વાત જ ક્યાં હતી?

પરંતુ આ પ્રકરણ પાછળથી શ્રીજીએ જ લોકાનુગ્રહાર્થે ફેરવ્યું છે, એમ કહ્યા વિના છુટકો જ નથી. પ્રવૃત્ત નિવૃત્ત ધર્મની વ્યાખ્યા જુદી જ કરી છે. ગઢડા મધ્ય ૧૧ માં "आमयो यश्च" આ શ્લોકને પ્રમાણપણે પરિગ્રહીને ફળની ઇચ્છા નહિ રાખીને, કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરીને, પરમેશ્વર પ્રીત્યર્થે કર્મની કર્તવ્યતા કહી છે. એવાં કર્મો બંધનકર્તા નથી–નિર્ગુણ થાય છે. (આ વચનામૃત પુરૂં વાંચવું) આ બાબતમાં ગીતોક્ત પ્રક્રિયાને અનુસર્યા છે. વળી મધ્ય ૨૭ માં "અને વળી અમોએ વિચારીને જોયું. અતિશય ત્યાગ રાખે અથવા દયા રાખે તેથી ભગવાનની ભક્તિ થાય નહિ. ત્યારે ઉપાસનાનો ભંગ થાય છે માટે અમે પરમેશ્વરની ઉપાસના રહેવા સારૂ ત્યાગનો પક્ષ મોળો કરીને ભગવાનનાં મંદિરો કરાવ્યાં છે. તેમાં જો થોડો ત્યાગ રહેશે તો પણ ઉપાસના રહેશે તો તેણે કરીને ઘણાક જીવનાં કલ્યાણ થશે. અને જેને ભગવાનની ભક્તિ કરવી તેને તો ઢુંઢીયાની પેઠે દયા રાખે પણ કેમ ઠીક પડે? એને તો પરમેશ્વરને વાસ્તે પુષ્પ તુળસી લાવવાં જોઇએ. ભાજી તરકારી લાવવી જોઇએ. બાગ બગીચા કરાવવા જોઇએ. મંદિર કરાવવાં જોઇએ. માટે અતિશય ત્યાગ રાખીને, દયા રાખીને મુઠી વાળીને બેસી રહે તેણે ભગવાનની ભક્તિ થતી નથી. તે સારૂ અમે મંદિર કરાવ્યાં છે. તે અખંડ ભગવાનની ઉપાસના રાખવા સારૂ કરાવ્યાં છે અને જે ઉપાસક હોય તે પોતાના ધર્મમાંથી ભ્રષ્ટ થાય જ નહિ...એ અમારો સિદ્ધાંત છે." આ રીતે દેવમંદિરોની સ્થાપના અને તેની સેવા ઉપર તાત્પર્યને લઇ ગયા છે. (આખું વચનામૃત વાંચવું.)

વચ. વર. ૧૭ માં આજ બાબત બહુ સુંદર રીતે શ્રીમુખે સમજાવી છે. "એક ત્યાગી સંત છે તે તો કેવળ નિવૃત્તિ માર્ગવાળા છે...અને બીજા ત્યાગી સંત છે તે તો નિવૃત્તિ માર્ગવાળા છે તો પણ પ્રવૃત્તિ માર્ગમાં વર્તે છે અને જે પ્રવૃત્તિને યોગે કરીને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આશા, તૃષ્ણા ઇત્યાદિક દોષ હૃદયને વિષે પ્રવર્તે તેવી ક્રિયાને વિષે પ્રવર્તે છે. ત્યારે કોઈક જાતનો અંતરમાં વિકાર પણ થઈ આવે છે. માટે એ ત્યાગિને એ પ્રવૃત્તિમાર્ગમાં રહેવું ઘટે કે ન ઘટે? અને વળી એ પ્રવૃત્તિમાર્ગમાં રહેતાં થકાં

કેવી રીતે નિર્વિકાર રહેવાય ? શ્રીજી બોલ્યા જે—કેવળ નિવૃત્તિધર્મવાળા ત્યાગી છે અને ઉન્મત્તની પેઠે વર્તે છે તે તો કેવળ આત્મનિષ્ઠાવાળા જાણવા. અને વળી જે નિવૃત્તિધર્મવાળા ત્યાગી ભગવાનની ભક્તિએ યુક્ત છે તેને તો પરમેશ્વરે કહ્યા એવા નિયમ તેને વિષે રહીને ભગવાન અને ભગવાનના ભકત સંબંધી જે પ્રવૃત્તિ માર્ગ તેને વિષે સાવધાન થઇને જોડાવું અને જે પ્રવૃત્તિમાર્ગમાં જોડાવું એનું નામજ ભક્તિ છે અને એવી પ્રવૃત્તિવાળા જે ત્યાગી છે. તેની બરોબર નિવૃત્તિધર્મવાળો જે કેવળ આત્મનિષ્ઠ ત્યાગી તે થઈ શકતો નથી... અને કેવળ આત્મનિષ્ઠાવાળો જે ત્યાગી તે કરતાં તો આ ત્યાગી તો અતિશય શ્રેષ્ઠ છે." આ રીતે બે પ્રકારના ત્યાગી કહીને નિવૃત્તિમાર્ગવાળા છે પણ ભગવાન અને ભગવાનના ભકતને અર્થે પ્રવૃત્તિમાર્ગમાં જોડાય છે તેને શ્રેષ્ઠપણે કહે છે. આ રીતે મહાપ્રભુએ તો મંદિરો કરાવીને તેની સર્વવિધ સેવામાં ત્યાગીઓને જોડી દીધા છે. એ પરંપરા અદ્યાપિ પ્રચલિત છે. આવા મંદિરના વ્યવહારમાં જોડાએલા ત્યાગીઓને માટે કેટલીક છુટછાટ પણ શ્રીજીએ જ ધર્મામૃતમાં આપી છે. હવે પંડયાશ્રી જેમ ફાવે તેમ બોલે લખે અને કરે. આ રીતે ૧ પ્રશ્નની સમાલોચના થઈ.

**બીજો પ્રશ્ન**—ગૃહી પુરુષ આચાર્યપદે બેસે તો ત્યાગી પુરુષનો ગુરુ થઇ શકે કે કેમ ? એવો પ્રશ્ન સ્વયં ઉપસ્થિત કરીને-તેના મૂળમાં ત્યાગાશ્રમ છે તે ઉચ્ચ છે અને ગૃહસ્થાશ્રમ છે તે હીન છે એવો ખ્યાલ લોકોને છે પણ તે ખ્યાલ અયોગ્ય અને ખોટો છે એમ ઉત્તર કરે છે. એટલે લોકોમાં જે ખ્યાલ ગૃહી ત્યાગી વચ્ચે હીન ઉચ્ચપણાનો છે તે યોગ્ય નથી અને તે ખોટો છે એવો ચુકાદો આપે છે. લોકોને જે ખ્યાલ છે તે શાસ્ત્ર પ્રમાણે ખરો છે તેને ખોટો કહીને કાઢી નાખે છે. ત્યાગાશ્રમને ગૃહસ્થાશ્રમ કરતાં હલકો, કાં તો સમાન ઠરાવવા માગે છે. કેટલી બધી ઘૃણા ત્યાગાશ્રમ પ્રત્યે છે. આડું અવળું ગોઠવીને એની એજ વાતને અડાવ્યાજ કરે છે.

વળી ભારતીય શાસ્ત્રકારોએ ચાર આશ્રમોની વિગતો સમજાવતાં જે ક્રમ બ્રહ્મચર્યાદિ સૂચવ્યો છે તે એક આશ્રમની બીજા ઉપર શ્રેષ્ઠતા દાખવવા નહિ. પણ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ વધુ વૈરાગ્યવૃત્તિને કેળવવા માટે છે. એમ અપવદીને સર્વમાન્ય સંન્યાસાશ્રમની શ્રેષ્ઠતાને મૂળથી કાઢી નાખે છે. ભારતીય શાસ્ત્રકારોએ તો **"ब्राह्मणोऽस्य मुखमासीत्" "वर्णानां ब्राह्मणो गुरुः"** ઇત્યાદિ શ્રુતિસ્મૃતિને અનુલક્ષીને વર્ણોની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા વર્ણવતાં વિપ્રની શ્રેષ્ઠતા પ્રતિપાદી છે. અને આશ્રમોમાં પણ સંન્યાસની શ્રેષ્ઠતા સ્પષ્ટ શબ્દમાં સંવર્ણવી છે. સચ્છાસ્ત્રાનુગતપ્રજ્ઞ શ્રીજી પણ વર્ણમાં વિપ્રની શ્રેષ્ઠતા કહીને, જેમ ધર્માદિ ચાર પુરુષાર્થોમાં મોક્ષ શ્રેષ્ઠ છે તેમ આશ્રમમાં સંન્યાસ ( ત્યાગ ) શ્રેષ્ઠ છે. એમ સોદાહરણ કહે છે. ( સ. પ્ર. ૫ અ. ૩૯ શ્લો. ૧ ),

" ગૃહી ત્યાગીનો કંઈ મેળ નથી. વાસના રહિત થઇને ભગવાનની આજ્ઞાનુસાર જીવન જીવે છે તેજ મોટા છે. એમ વારે વારે ચર્વિત ચર્વણ કરે છે. જાણે પોતે વાસના રહિત થઇને શ્રીજીની આજ્ઞામુજબ જીવન જીવતા હોવાનું અભિમાનતા હોય એવો ભાષા ઉપરથી ભાસ થાય છે. શાસ્ત્ર, વ્યવહાર અને ઇતિહાસની દૃષ્ટિએ ત્યાગાશ્રમની શ્રેષ્ઠતા સુસિધ્ધ છે. " ત્યાગાશ્રમીના ગુરુ ગૃહસ્થાશ્રમી હોઈ શકે છે " એવા દાખલા નોંધાયા હશે તો તેમાં આ સંપ્રદાયનો એક દાખલો વધારે નોંધશો. ઉચિત અનુચિતની વિચારણા ઉપર આવી ગઈ છે. વળી વળીને એની એજ વાતને ઉલટાવ્યા કરે છે.

**ત્રીજો પ્રશ્ન**—" સંપ્રદાયનું આચાર્યપદ પોતાના ધર્મકુલના ગૃહસ્થાશ્રમીમાં પ્રતિષ્ઠિત કર્યું છે તે શું યોગ્ય ગણાય ખરૂં ? મહાપ્રભુએ લીધેલા નિર્ણય માટે કેટલાક માણસોએ તેમાં **" ભુવો ધુણે ત્યારે નાળિએર ઘર ભણી ફેંકે "** એ કહેવતમાં સૂચવેલી મનોવૃત્તિનું પણ આરોપણ કરેલું છે. ઈ. સ. ૧૯૦૧ માં ધર્મપદ અંગે પહેલ વહેલો દીવાની દાવો થયો. (દિ. મુ. આંક ૯૨/૧૯૦૨) ત્યારે દાવો દાખલ કરનાર સત્સંગીઓએ પોતાના ઇષ્ટદેવ ઉપરજ ઉપર્યુકત મિથ્યા દોષારોપણ કરવાની ધૃષ્ટતા કરી હતી. પણ દાવો સાંભળનાર ન્યાયાધીશ શ્રી આર નાઇટ વાદીઓની એ દલીલ તેમની પોતાની હલકી મનોવૃત્તિમાંથી ઉપજેલી છે એમ જણાવીને તેનો સ્પષ્ટ અસ્વીકાર કર્યો હતો. મહાપ્રભુએ પ્રસ્થાપિત કરેલી એ પ્રણાલિકાના પ્રવર્તન માટે એક અહિંદુ ન્યાયાધીશે કારણ જણાવ્યું છે તે બરોબર છે" હવે આ ફોગટ ફકરાની સમાલોચના કરીએ.

આ સંદિગ્ધ દ્વિઅર્થી બાબતની ચર્ચા ચોગાનમાં કરવા જેવીજ નથી. એનાથી સત્સંગિઓને લવલેશ સમાસ નથી. ઉલટી શંકાઓ અને અનાસ્તાને ઉપજાનારી છે. એ કહેવતથી સૂચવાતી હકીકત સામાન્ય માણુસને હટ લઇને ગળે ઉતરી જાય એવી સહેલી છે. સામાન્ય માણસો ઉતરતા ઢાળે ઉતરતા હોય છે. તેમને માટે તો " न बुद्धिभेदं जनयेत् " એમ રાખવા જેવું છે. લેખકશ્રી કાયદાકાનુની બાબતને બહુ સારી ઉપયોગી જાહેરમાં જણાવવા જેવી સમજતા હશે, પણ ચોમેરનો સુવિચાર કરે તો બીલકુલ સારી નથી. અત્યારે આ બાબતનો કોઈ પ્રસંગ નથી. અને કોઇનો એવો પ્રશ્ન નથી. અને પ્રકૃતમાં કશો ઉપયોગ નથી, વધુમાં સત્સંગી બંધુઓમાં જ પરસ્પર વૈમનસ્ય, વિગ્રહ અને વૈરને ઉપજાવનાર થવાનો સંભવ છે.

દીવાની દાવાની વાત કરે છે તે અમદાવાદ ગાદી અંગેની છે. આ દાવાને કરનારા અમદાવાદના આગેવાન સત્સંગીઓ છે. સંસ્થાની મીલકતને આચાર્યશ્રી પોતાની માલીકીની ઠરાવવા માગતા હતા. જ્યારે સત્સંગીઓ દેવસ્થાનની ધર્માદા સાર્વજનિક ઠરાવવા માગતા હતા. આચાર્યપક્ષે એવું બળ હતું કે—મહાપ્રભુએ મંદિરાદિ મીલકતને સ્વોપાર્જીત કહીને, બીજાઓના હક્કને નિર્મૂળ કરીને, આચાર્યોને દસ્તાવેજ કરીને આપી છે. આ દાવામાં સત્સંગીઓની જુબાનીએ પણ થઇ છે. તેમાં કોઈ સત્સંગિને વકીલે આડા અવળા એવા સવાલો પુછ્યા હોય ત્યારે તેણે ધુંચાઇને કહેવત મુજબ કહ્યું હોય એ બનવા યોગ્ય છે. એવા કે બીજા પુરાવા ઉપરથી મીલકત તો આચાર્યની માલકીની ન ઠરતાં દેવસ્થાનની ધર્માદા સાર્વજનિક ઠરી છે. તન મન ધનથી એવી દેવસેવા કરનારા બંધુભૂત સત્સંગીઓને ૬૭ વર્ષે દાવાનો નંબર તારીખ વિગેરે નોંધીને 'હલકી મનોવૃત્તિને આરોપણુ કરે છે, પોતાના ઇષ્ટદેવ ઉપર ઉપર્યુક્ત મિથ્યા દોષારોપણ મુકવા ધૃષ્ટતા કરી હતી " વિગેરે દોષારોપણુ કરવા જાહેરમાં તત્પર થયા છે, તે શું પોતાની જ હલકી મનોવૃત્તિ અને એવી ધૃષ્ટતાને સૂચવતું નથી?

વડતાલ ગાદીએ પણ એવો દાવો થયેલો અને સંસ્થાની મીલકત સાર્વજનિક દેવસ્થાનની ધર્માદા ઠરેલી. આ દાવામાં પણ સત્સંગિઓ કેટલાક પ્રસિદ્ધ તો કેટલાક પ્રચ્છન્ન હતા. તન મન ધનથી એ સેવા એમણે જ કરેલી છે. બોટાદમાં આવી સેવા માટે મળેલી સભામાં ગુરુજીએ પણ સમયોચિત ભાષણ કરેલું અને તે પ્રસિદ્ધમાં પણ આવેલું સંભળાય છે. જો આ બાબતને દોષ માનવામાં આવે તો સર્વેને શિર સીધી કે આડકતરી રીતે વધુ કે થોડો શું નથી આવતો? ઉપરોક્ત કહેવત જેવું કોઇએ પ્રસંગવશાત્ કહ્યું હોય કે અંતરમાં માનતો હોય તેથી તેઓ શુ સ્વામિનારાયણના આશ્રિત જ ન હતા? શ્રી સ્વામિનારાયણ ભગવાને કરેલી વ્યવસ્થા ઉપર જ ભાર મુકવામાં આવે છે. તો તેમણે તો મંદિરાદિ મીલકતને સ્વભુજાર્જીત કહીને, બીજા ત્યાગી ગૃહીના હક્કનો નિષેધ કરીને માલકી હક તરીકે દત્તપુત્રોને આપી છે. વર્ષો સુધી કોઇ સાર્વજનિકતાને સમજતા જ ન હતા. આવી સ્થિતિ હોવા છતાં પાછળથી બન્ને ગાદીએ કોર્ટમાં દાવા કરીને તન મન ધનના પ્રયાસથી મીલકતને સાર્વજનિક દેવસ્થાનની ધર્માદા ઠરાવી છે. શ્રીજીના અભિપ્રાયથી અને આચાર્યોની માન્યતાથી વિરુદ્ધમાં તેઓ શું નથી આવ્યા? અને તે આ સત્સંગિઓ પણ શું હલકી મનોવૃત્તિવાળા નથી ઠરતા? બહુ વિચાર કરવા જેવી આ બાબત છે. એ વાત બહુ પૂર્વે થઈ છે તેને ઉકેલવાની શી જરૂર? દબાઈ ગયેલા પોપડાને ઉખેડવાની શી જરૂર? કોઠી ધોઇને કાદવ કાઢવા જેવી વાત છે. જાણે અમો જ એક શાસ્ત્રોમાં અને કાયદામાં નિષ્ણાત જાણકાર છીએ. અને શ્રીહરિના અનન્ય ચુસ્ત આદર્શ અણીશુદ્ધ સત્સંગિઓ છીએ એવો ખ્યાલ લોકોને કરાવવાની આ પ્રવૃત્તિ શું નથી ઠરતી? અહિંદુ ગૃહસ્થ ન્યાયાધીશ શ્રીજીનો જેટલો મહિમા સમજ્યા છે તેટલો પણ મહિમા સત્સંગિઓ સમજ્યા નથી એમ કહેવાથી તેમના ઉપર દોષારોપણુ નથી આવતું? શ્રીજી સમયના મહાન ત્યાગી ગૃહી સમાજનો અભિપ્રાય મેળવીને આચાર્યપદ ધર્મકુળના ગૃહસ્થાશ્રમમાં આરોપ્યું છે. તેને હવે કોઈ ના કહેવા માગતું નથી. તો એવી ચર્ચાને પ્રત્યેક પેરેગ્રાફમાં અફાળવામાં આવે છે એ શું યોગ્ય છે? અને હિતાવહ છે? બીજાના દોષ કહેતાં પોતાના દોષો જાહેરમાં આવે છે. અસ્તું.

સર્વ આશ્રિતોના ધર્મની રક્ષા કરવાના શુભ હેતુથી ધર્મકુળમાં આચાર્યપદ સ્થાપ્યું એ એક

કારણ કહ્યું. બીજું મહત્વનું કારણ કહે છે કે "ત્યાગાશ્રમીના મનમાં 'હું ઉચ્ચ છું.' એવા ખોટા ખ્યાલના કારણે ગૃહસ્થ ગુરુ ઉપર જે પરમ પ્રેમ અને આદરભાવ રહેવો જોઇએ તે રહેતો નથી. ગૃહસ્થાશ્રમીને પણ મનમાં એમ રહે કે 'આ તો મારા જેવાજ એક ગૃહસ્થ છે મારાથી એમાં શો વિશેષ છે?' એમ માનીને તેમને પણ પ્રેમભાવ અને આદર થાય નહિ. બન્ને વર્ગને પરમભાવ અને આદર દૃષ્ટિ જાગે અને તે કાયમ રહે. એવી વ્યવસ્થાની જરૂર હતી. જેમ સજીવ નિર્જીવ વસ્તુઓમાં પ્રસાદીની દૃષ્ટિથી પરમભાવ ઉપજે છે, તેમ 'આ મહાપ્રભુનું કુળ છે' એવી દૃષ્ટિએ ત્યાગી ગૃહી સર્વને પરમભાવ ઉપજે અને કાયમ રહે, પ્રભુ જેમાં જન્મ્યા તે લીલાકુળ કહેવાય. આ અતિનિકટ યોગના કારણે એ લીલાકુળ પરમ વંદનીય અને પરમ પૂજનીય બને છે. એટલે ધર્મદેવના કુળમાં ગૃહસ્થાશ્રમીને પ્રતિનિધિરૂપ આચાર્યપદ માટે પ્રભુએ પસંદતા કરી છે." એમ હવે લીલાકુળ ઉપર પરમ તાત્પર્યને લાવ્યા છે.

ખરૂં ખુલ્લુ કહીએ તો ભગવાનને મતે કોઈ લીલાકુળજ કહી શકાય નહિ. શ્રીકૃષ્ણનાં બે રૂપો એક ગૃહસ્થરૂપ અને બીજું વર્ણીરૂપ છે. તેમાં ગૃહસ્થરૂપથી આવેલા શ્રીકૃષ્ણે તો પોતાના લીલાકુળનો પોતેજ વિપ્રશાપને નિમિત્ત કરીને સંહાર કરી દીધો. ત્યાગી વર્ણીરૂપથી આવેલા શ્રીકૃષ્ણ ભગવાન લીલાકુળ માટે એવો મમત્વ ધરાવે એ કોઇ રીતે એમને માટે ઉચિત કહેવાય નહિ. જે મમત્વ ગૃહસ્થને નથી તે ત્યાગીને કહીએ એ તો અત્યંત અનુચિત ગણાય. એટલે આ બાબત ત્યાગાશ્રમ નિષ્ઠિત શ્રીહરિને માટે તો બીલકુલ સારી નથી. લીલા કુળમાં પરમ ભાવ સ્થિર રહેવાની વાત કરે છે તે પણ એકદેશી મનઃકલ્પિત છે. ગૃહસ્થ કરતાં ત્યાગાશ્રમનિષ્ઠ રામાનંદ સ્વામી અને ભગવાન શ્રીહરિમાં ગૃહી ત્યાગીઓને પરમભાવ પરમેશ્વરપણા સુધીનો શું ન હતો? અને શું કાયમ રહ્યો ન હતો? એમાં શું લીલાકુળ કારણ હતું? વસ્તુ સ્થિતિ વિચારતાં આ બધી કપોળ કલ્પનાજ ઉટાંગ કહેવી પડે. પરમ ભાવ ઉપજાવવામાં અને સ્થિર થવામાં મુખ્ય કારણ તો તેમને વિષે રહેલા સદ્‌ગુણો છે. ગુણોથી ગૌરવ છે. "**गुणाः पूजास्थानं**" એવી અભિયુક્તિ છે. કામધેનુના વંશમાં જન્મેલી ગાય હોય પણ જો તે વંધ્યા હોય તો કોના ઉપયોગની થાય? શ્રીજી પણ ગુણી પુત્રને ગાદીએ લેવાનું કહે છે. જે કુળ તજી નિષ્કુળ થયા છે તેમને કુળ કયાં વળગે છે?

એક અશિક્ષિત નાનાભાઇ 'ભુવો ધુણે ત્યારે નાળીયેર ઘર ભણી ફેંકે' એમ પ્રાકૃતમાં કહે છે. બીજા શિક્ષિત મોટાભાઈ "જે ધર્મકુળમાં પોતે પ્રગટયા છે તે પોતાના લીલાકુળમાં આચાર્યપદની પસંદતા કરી" એમ સંસ્કૃતમાં કહે છે, ભાષા ભેદ છે. ઇત્યર્થ ધ્વન્યર્થ તો મળતો જ આવે છે. જે બાબતમાં બંનેને સરખો દોષ આવતો હોય અને પરિહાર પણ સરખો જ આવતો હોય તેવી બાબતમાં એકને આક્ષેપ ન કરવો જોઇએ એવી નીતિ છે. કુટુંબનો સંબન્ધ તો થોર વડના વૃક્ષના જેવો પડયો પડયો પાલવ્યા કરે એમ શ્રીજી જ કહે છે. ગૃહસ્થ કરતાં ત્યાગિ વિષે પરમ ભાવ થાય એ તો અકૃત્રિમ છે. કેમ કે આશ્રમથી અને તેના ગુણોથી ગૌરવ છે. વારે વારે એનું એજ ચુંથણું અને કુટણું ચલવ્યા જ કરે છે. જે તે આડી અવળી રીતે ત્યાગાશ્રમને ગૌણ પાડવાની હલકી મનોવૃત્તિનું આ નિદર્શન શું નથી થતું? આચાર્ય માટે પણ ખરો પ્રેમ ભાવ અંતરથી કયાં છે? વ્યવહાર દૃષ્ટિએ છે તે જાણનારા જાણે છે. અસ્તુ.

**ચોથો પ્રશ્ન**–"આચાર્ય ગૃહી હોવા છતાં સ્ત્રી આશ્રિતોને મંત્રોપદેશ આપતા નથી. અને તે કાર્ય આચાર્યની આજ્ઞાથી તેમનાં પત્ની કરે છે, તે યોગ્ય ગણાય ખરૂં?" એમ યોગ્યાયોગ્યનો પ્રશ્ન ઉપજાવીને– "સ્ત્રીઓ સાથે સંસર્ગ થવાથી જગતમાં ઘણા ત્યાગીઓ અને ગૃહી આચાર્યો સ્વધર્મથકી ભ્રષ્ટ થયાના અનેક દાખલાઓ બન્યા છે. જેથી પરિણામે એકેયને સુખ શાંતિ મળતાં નથી. તેથી આચાર્યપદે ગૃહસ્થ વિરાજતા હોવા છતાં સ્ત્રીઓ સાથે કશો સંબંધ રાખી શકતા નથી. એ કાર્ય આજ્ઞાથી તેમની પત્ની કરે છે. આ પ્રણાલિકા શાસ્ત્રસંમત છે. તાત્પર્ય કે–સંપ્રદાય, આચાર્ય અને સ્ત્રીઆશ્રિતોના ધર્મની સુરક્ષા ખાતર મહાપ્રભુએ દીર્ઘદૃષ્ટિ વાપરીને આ યોજના પ્રવર્તાવી છે." આ રીતે ઉત્તર વિતરે છે. (આ વિચારણા નવીન નથી. સંપ્રદાય ગ્રંથોમાં કરી છે.)

સંપ્રદાય, આચાર્ય અને સ્ત્રી આશ્રિતોના ધર્મની સુરક્ષા થતી હશે તો બહુ સારી વાત છે. શ્રીજી તો દીર્ઘદૃષ્ટિ વાપરીને તેવા સંસર્ગ માટે મના કરી ગયા છે. પરંતુ પત્ની દ્વારા સ્ત્રી આશ્રિતોના

અનિચ્છનીય સંસર્ગ આચાર્ય સાથે અને સંપ્રદાય સાથે કયાં નથી થતો આવ્યો ? પૂર્વે સ્ત્રીઓના સાહજીક સંસર્ગથી ત્યાગી ગૃહી ગુરુઓની ભ્રષ્ટતાની વાતો થાય છે. પરંતુ શુદ્ધ સંપ્રદાયમાં પણ તેવા દાખલા ધર્મભંગના ઇતિહાસના પાને નંધાયા છે, તે તો લીલાકુલીન માનીને આશ્રિતોએ પરમ આદરણીય જ માનવા પડે છે. બીજા સંપ્રદાયના દોષો દેખાડવા કરતાં પોતાના દોષ જોવા તે સારૂં છે. કલંક તો સર્વેને લાગ્યાં છે. વનમાં પણ રાગિઓને દોષોદ્દ્ભવ થાય છે. સ્ત્રીરૂપ માયાથી નિર્લેપ તો એક નારાયણઋષિને કહ્યા છે. આ વાતને હવે બંધ રાખો. દીક્ષાદાનમાં સ્ત્રીપુરુષ બન્નેને વિભાગથી હક્કદાર ઠરાવ્યાં છે તે યોગ્ય છે. સ્ત્રીને અર્ધાંગના સહધર્મચારિણી ગણી હોવાથી તે પણ ભાગીદાર થઇ શકે છે. શ્રીજીએ જેમ બે દેશવિભાગ કરીને બે આચાર્યને સ્થાપ્યા છે. તેમ આ વિભાગ કરી આપ્યો એ પણ યોગ્ય છે. એકલા ગુરુપુરુષો ગુરુપણું ભોગવે અને સ્ત્રીઓ દૂરથી જોઇ રહે. એ યોગ્ય ન કહેવાય. સર્વદૃષ્ટા શ્રીહરિએ દીર્ઘદૃષ્ટિએ એ બંધારણ બાંધ્યું છે તે અલૌકિક છે. સ્ત્રીપ્રસંગની ચર્ચા હોવાથી બહુ વિવેચન કરતા નથી. ઉપર મુજબ ચાર પ્રશ્નોત્તરો ગોઠવ્યા છે. હવે ઉપસંહાર ઉપર આવતાં સર્વેના ધર્મની સુરક્ષાની નૂતન ગોઠવણી કરે છે.

ઉપર્યુક્ત હકિકત ઉપરથી જગતના આચાર્યો કરતાં સંપ્રદાયના આચાર્યની રીત અનોખી ભાત પાડતી હશે તો સંપ્રદાયની શોભા છે. ગૃહસ્થ પુરુષની ગુરુપદે પરંપરાને ધોરણે નિયુક્તિ કરવાથી ત્યાગિ આશ્રિતોનું રક્ષણ કર્યું છે. ( ત્યાગીઓને નિવૃત્ત ધર્મવાળા બનાવ્યા ) મંત્રોપદેશાદિ કામ આચાર્યપત્નીને સોંપીને આચાર્ય ધર્મનું રક્ષણ કર્યું છે. ( સ્ત્રિયોનો સંસર્ગ મટયો અને અર્ધો ભાર ઓછો થયો ) આચાર્ય પત્નીને અન્ય પુરુષ સાથે સંબંધ નહિ રાખવાનું ઠરાવ્યાથી તેણીનું અને તેણીના આશ્રિત સ્ત્રિયોનું રક્ષણ કર્યું છે. ( આ તો બહુ ભારે રક્ષણ છે ) પતિની આજ્ઞાથીજ ઉપદેશ આપવાનું વિધાન હોવાથી તેણીના પતિવ્રત ધર્મનું રક્ષણ કર્યું (આજ્ઞાથી કામ કરે એટલા માત્રથી જ પતિવ્રત પૂર્ણ થઈ જાય છે.) એમ સર્વ આશ્રિતોનું રક્ષણ આ રીતે ક્રમથી ગોઠવ્યું છે. આ બાબત તો ધર્મના રક્ષણની છે. ધર્મના રક્ષણની વ્યવસ્થા તો સારી ગોઠવી છે, પણ તે વાણીમાં જ હોય પણ વર્તનમાં ન હોય તો કશું ફળ નથી એમ લેખક જ સ્વીકારે છે. એટલે વધુ કહેવું નથી.

૧૦. પેરેગ્રાફથી અનુગામી આચાર્યની પસંદગી માટેની વિચારણા કરી છે. તે સ. પ્ર. ૪ અ ૪૦માં " **युवयोः पुत्रबाहुल्ये** " ઇત્યાદિક ત્રણ શ્લોકોથી શ્રીમુખે આચાર્ય પ્રત્યે જ કરી છે. અર્થ એવો છે કે તમારે બહુ પુત્રો હોય તો પણ ગુરુપદમાં તો એક જ ગુણી પુત્રને સ્થાપન કરવો (દેશના ભાગલા કરીને જુદા જુદા ગુરુ ન કરવા) આમાં મોટાને જ સ્થાપવો એવો નિયમ નથી (મોટાને મોટો કરવાનો નિયમ છે.) પરંતુ જે પુત્રોમાં જે ગુણી હોય એને જ સ્થાપવો. (ગુણ ઉપર તાત્પર્ય છે) એ ગુણોને સ્વયં કહે છે—જે પુત્રમાં ગુણોને લીધે ધર્મનિષ્ઠ જનોને પ્રીતિ ઉપજે, આશ્રિતોના ધર્મની રક્ષા કરવામાં સમર્થ હોય અને ઉધ્ધવ સંપ્રદાયના ધર્મમાં નિષ્ઠાવાળો હોય આવો પુત્ર ગુરુપદને લાયક છે. જો તેવા ગુણવાળો પુત્ર પોતાને ન હોય તો મારી પેઠે જ દત્તવિધિથી પોતાના પુત્ર થકી બીજા ધર્મવંશજને પુત્રપણે સ્વીકારીને ગુરુપદમાં સ્થાપવો. ઉકત ગુણહીન સ્વપુત્રને નજ સ્થાપવો " (૫૦–૫૧–૫૨) આ શ્લોકોનો જ ભાવાર્થ થોડી ઉલટસુલટ રીતથી કહે છે." શ્રીજીના કહ્યા મુજબ કશોજ અમલ થયો જણાતો નથી. થયેલી નિયુક્તિઓને નિહાળનારા પ્રત્યક્ષ પ્રમાણ છે. નિયુક્તિઓમાં અનેક પ્રયુક્તિઓ, વિયુક્તિઓ અને બીજી બહુ કુયુક્તિઓ થઇ છે. નામવાર વિષયવાર સ્પષ્ટ કહેવામાં માલ નથી. " એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે અનુગામી આચાર્યની નિયુક્તિ કરવાનો અધિકાર વર્તમાન આચાર્ય શિવાય બીજા કોઇને પણ પહોંચતો નથી." એમ સ્વતંત્ર અધિકાર ઠરાવીને આશ્રિતોની અનુમતિની વાતને પણ ઉડાવી દે છે. શ્રીજીએ પણ આશ્રિતોની અનુમતિ લીધેલી ગ્રન્થસ્થ છે. અને લેખમાં પણ એ વાત લખી છે. અને પ્રશ્ચાત્ આચાર્યોએ કરેલાં વીલોમાં પણ એ બાબત સ્પષ્ટ છે. અનુમતિ જેટલો પણ આશ્રિતોનો હક ન ઇચ્છતા હોય તો કાંઇ કહેવાનું નથી. સંપ્રદાયની રીત કહેતાં પોતાની મનસ્વી રીતની સેળભેળ થતી હોવાથી પૃથક્તા જાણવી મુશ્કેલ બને છે. જેથી પણ વચ્ચે વચ્ચે જણાવવી પડે છે. જેથી લખાણ થોડું લાંબુ થઇ જાય છે.

૧૧ સંપ્રદાયની મીલકતનું **સ્વામિત્વ** સ્વામિનારાયણે દેવમાં વેષ્ટિત કરીને ત્યાગિઓના દ્રવ્યત્યાગરૂપ ધર્મથકી રક્ષણ કર્યાની એક વાત પ્રથમ કરે છે. અર્થ એ થાય છે કે–આચાર્યનું માલકીપણું કાઢી નાખીને દેવનું માલકીપણું નક્કી કર્યું. એની સાથે ત્યાગિઓનું સ્વત્વ પણ આપોઆપ ટળી ગયું. એ બન્નેને 'આ મારૂં છે.' એવો મમત્વ મુકાવી દીધો એ એમનું રક્ષણ સમજવું ઘટે આચાર્યને જીવનનિર્વાહ જોઇએ તેને માટે નામવેરો અને ભેટની યોજના કરી. (નામવેરો તો આ વખતે ન હતો. આ તો શ્રીજીના નિર્વાહ માટે ઉપસ્થિત થયેલો.) પોતાનો સિદ્ધાંત જે દેવના સ્વામિત્વપણાનો હતો તેની જાળવણી કરીને આચાર્યનું રક્ષણ કર્યું. એટલે એમાં પણ મમત્વ ન બંધાય એટલા માટે નામ–ભેટને પણ દેવની માલકીની મીલકત ઠરાવીને નિર્વાહ માટે અંગત ખર્ચ માટે બે હજાર અને બીજો ખર્ચો આપવા સ્કીમથી ઠરાવ્યો. એમ થતાં સંપ્રદાયની સઘળી મીલકત ઉપર દેવનું સ્વામિત્વ નિર્ણીત થયું. એમ કરીને આચાર્યને પણ "**न मम**" કર્યા. એમ બન્ને ત્યાગી આચાર્ય નિર્મમત્વ થઇ રહ્યા. જો મમત્વ બાંધે તો તે નિમિત્તથી થતા અનર્થના ભાગી થાય એમ જાણીને આ નિર્મમત્વ વ્યવસ્થા કરી. મીલકત આપનારા ગૃહસ્થોના હકની કશી વાત કરી નથી. તેનું કારણ તેમણે કૃષ્ણાર્પણ આપી હોવાથી તેમના હક્કની નાબુદી આપોઆપ થાય છે. એમને તો એક કલ્યાણજ જોઇએ છે. દેવને અર્પણ થયેલામાંથી તો રંચમાત્ર પણ સ્વાર્થે લેવું નહિ એવી આજ્ઞા કરી દીધી છે. એટલે એમના સ્વત્વની વાત કરવાની હોયજ નહિ. ઉપસંહારમાં સિદ્ધાંત ઉપર આવે છે કે "આ રીતે આશ્રિત માત્રના ધર્મનું રક્ષણ થાય એ દૃષ્ટિએ સંપ્રદાયની રીતિનું પ્રવર્તન થયું છે" એમ કહીને સર્વને નિર્મમત્વ કર્યા. '**मम**' આ બે અક્ષર મૃત્યુ છે. '**न मम**' આ ત્રણ અક્ષરો પરમ પદ છે. એથી જ બ્રાહ્મણો વિધિમાત્રમાં '**न मम**' એમ યજમાનો પાસે કહેવરાવે છે.

સર્વેના સ્વામિત્વને રદ કરીને દેવને સ્વતંત્ર માલીક તો ઠરાવ્યા. પણ તે તો પ્રતિમારૂપમાં હોઇને પૂજક પરાધીન સ્થિતિ પ્રવૃત્તિવાળા થઈ રહ્યા છે. જેમને યથાવિધિ સ્વયંપૂજા કરવાનો અધિકાર આપ્યો છે તે આચાર્ય તો બહાર બંગલે બિરાજે છે. બહુધા તો બહાર ગામે રહેતા હોય છે. દેવની દેખભાળ તો નામની છે. દેવને માટે નેકો બાંધ્યા છે પણ તેમાં ગોલમાલ ધાલમેલ થયાના દાખલા બનતાજ છે. દેવના સર્વ સેવકો તો યથેચ્છ પૂર્ણ મજા મારે પણ દેવને તો નિયમિત પણ પુરૂં મળે નહિ. થોડું મળે તે પણ નિરસ વિરસ કાચું કોરૂં મળે. પવિત્રતાની તો વાતજ નહિ કરવાની. આ દૃષ્ટિએ જોઇએ તો માલીક એકલા દેવજ દુઃખી દેખાય છે. મુખ્ય માલીક દેવ તો લક્ષ્મીનારાયણ સ્થાપ્યા છે. તેમના નામનો વહીવટ છે. ડાકોર, દ્વારકા, શ્રીનાથ, શ્રીરંગ વિગેરેમાં માલીક તરીકે દેવની વિશિષ્ટ વ્યવસ્થા થાય છે. તેવી શુદ્ધ સંપ્રદાયમાં કેમ થતી નથી? દેવનું દુઃખ ભાગનારા કોઇ સેવકો ખરા મળતા નથી. એ પણ દુઃખની વાત છે. દેવની માલકીની મીલકતને સાર્વજનિક ઠરાવીને સર્વજનોના ઉપયોગમાં યથેચ્છ લેવાય છે. દેવને તો કોઇ સુરક્ષા વ્યવસ્થા નહિ હોવાથી માલીક છતાં બધી રીતે દુઃખી દશામાં દિવસો ગુજારવાના છે. અર્ચક પરાધીન સ્થિતિવાળા દેવ તો દયાળુ હોવાથી આશ્રિતોના અપરાધોને સહન કરીને મૌન બેસી રહે. પછી મન વાળે કે હું તો પૂર્ણકામ આત્મારામ છું તે મારે કાંઇ જોઇએ નહિ. જોઇને જ તૃપ્તિ પામે. હવે આ સ્થિતિમાં કરવું શું? એજ મુંઝવણમાં કાળક્ષેપ કર્યા કરે (આતો પ્રસંગાત્ છે.)

સંપ્રદાયના સર્વસ્વનું સ્વામિત્વ દેવમાં વેષ્ટિત કર્યું અને એના રક્ષણ માટે મહામહેનતે અને બહુ ખર્ચે એક સ્કીમ કોર્ટથી ઘડાઇ. હવે આધાર એની ઉપર જ રહ્યો. એમાં પણ ફેરફાર કરવાના ફતવા ચાલ્યા કરે અને ધુમ ખર્ચા દેવના દ્રવ્યમાંથી થયા કરે. એમાં હક્કોપનિષદજ ભણવાની હોય છે. આ દુઃખ પણ દેવને લાગતું તો હશે જ, કેમ કે પોતાની મિલકત વેડફાય છે. એ પણ મમત્વ બાંધીને રહ્યા જ છે, એટલે એ પણ જેમ તેમ નભાવ્યા જાય છે.

૧૨ માં "સંપ્રદાયમાં ધર્મકુળનું સ્થાપન જે રીતે જે હેતુથી અને જે કારણથી થયું છે તેની રૂપરેખા અતિસંક્ષેપથી અમે જણાવી છે" એમ જણાવીને વિરતિ લે છે, ધર્મકુળનું સ્થાપન જે રીતે જે હેતુથી અને જે કારણથી થયું છે તેની સફળતા થઈ છે કે કેમ? તે લેખક કયાં જોતા જાણતા નથી? 'હવે આશ્રિતોની રીત જણાવીશું' એમ પ્રતિજ્ઞા કરીને ચોથો અંક પુરો કર્યો છે.

---

વર્ષ ૧ અંક ૫–૬માં **"સંપ્રદાયની રીત"** એવું મોહક મથાળું સ્થાપીને, આશ્રિતોની, ઇષ્ટદેવ અને શાસ્ત્રોની રીતનો યથાતથા વિચાર કરીને, વર્ષ ૨ અંક ૧ માં **"ગુરુ પરંપરા"** (ક્રમમાં જે પ્રથમ છે)નો યદ્વાતદ્વા વિચાર કરીને, વર્ષ ૨ અંક ૨ માં **'સંપ્રદાયનાં શાસ્ત્રો'**નો એમ તેમ વિચાર કરીને, વર્ષ ૨ અંક ૩ માં **"આજ્ઞા અને ઉપાસના"** એવું અતિસમ્યક્ હેડીંગ જોડવીને, આજ્ઞા ઉપાસનાનો સંકીર્ણ અનન્વિત અસંબદ્ધ અશુદ્ધ વિચાર આરંભ્યો છે. એમ *શાખાચંક્રમણ હસ્તગત ન થાય એવું અતિવિસ્તૃત રચાયું છે કે જેનો પાર કે પત્તો પડે નહિ. આ લેખમાં આખું આક્રમણ અસહ્ય ઉઘાડું રામાનુજાચાર્યના શુદ્ધ સ્વીકાર્ય તત્ત્વજ્ઞાન ઉપર અનિચ્છનીય આદર્યું છે. ઉપરની બધી બાબતોની સમાલોચના બંધ રાખીને હાલમાં રામાનુજાચાર્યને નંબરવાર મિથ્યા દૂષણો આપ્યાં છે તેની ઉપયોગી સમાલોચના પ્રથમ કરીએ.

શ્રીરામાનુજાચાર્ય પ્રવર્તિત **વિશિષ્ટાદ્વૈત** મતનો સ્વમત તરીકે શ્રીહરિએ સ્વીકાર કર્યો છે (શિક્ષાપત્રી) રામાનુજાચાર્યે રચેલા **શ્રીભાષ્ય–ગીતાભાષ્યનો** પોતાના અધ્યાત્મશાસ્ત્ર (જ્ઞેય આત્મા–પરમાત્માના જ્ઞાન માટે) સ્વીકાર કર્યો છે. (શિક્ષાપત્રી) ઉ. સંપ્રદાયની ગુરુપરંપરા કહેતાં **ગુરુના ગુરુ** તરીકે જેમને નિત્ય સ્મરણીય માન્યા છે. (વચ. ૧૮) તત્ત્વજ્ઞાનમાં જે **એક સાકારતત્વજ્ઞાન** સ્વાતિપ્રિય છે તે તો તેમનાથકી ગુરુ રામાનંદ સ્વામીએ શ્રીરંગ જેટલા બહુ દૂર દેશમાં જઇને તેમનું આરાધન કરી પ્રસન્નતા મેળવીને મહામહેનતે મેળવ્યું છે. એથીજ એમને 'साकारब्रह्मसिद्धान्तस्थापकं' એવું અને તેમણે રચેલા ગ્રંથોને 'साकारब्रह्मनिश्चयान्' એવું યથાર્થ વિશેષણ આપ્યું છે. ( સ. જીઃ ) શ્રીહરિએ રામાનુજ મતાનુસારી વેદાંત ગ્રંથોને ભણનારાઓને જ સન્મતાવલંબી માન્યા છે. 'રામાનુજાચાર્યે કહેલી રીતિએ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન મેળવવું એ મને અભીષ્ટ છે' એમ પણ સૂચવ્યું છે. આ કારણથી સર્વમંગળસ્તોત્રમાં શ્રીહરિને 'विशिष्टाद्वैतमतधृत्' 'रामानुजकृतग्रन्थ-श्रुतिपाठप्रवर्तकः' એવા મંગળ નામથી સંબોધ્યા છે. કિં બહુના રામાનુજાચાર્યાભિમત ક્ષરાક્ષરપર અક્ષર-ધામાધિપતિ પુરુષોત્તમને શ્રીહરિએ ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે સંમાન્યા છે. ( લોયા–૧૪) આ પ્રકારે બહુ રીતિએ ઇષ્ટદેવ શ્રીહરિએ અને તેમના જ્ઞાનધુરંધરોએ સંમાનેલા શ્રીરામાનુજાચાર્યે પ્રતિપાદેલા શાસ્ત્રીય શુદ્ધ તત્વ-જ્ઞાનમાં પણ " અંશથી માન્ય છે, પોતાની રીતે માન્ય છે, અમુક શરતે માન્ય છે " એમ યદ્વા તદ્વા અપ-લપીને, એમના તત્વજ્ઞાનને મૂળમાંથી નિષ્કાસન કરવાના ઇરાદાથી કેટલાક સર્વતંત્ર સ્વતંત્ર નવ્ય વેદાંતાચાર્યો જાણે હોય તેમ જાહેરમાં બહાર પડયા છે. અંશ કેવો ? રીતિ કેવી ? શરત કેવી ? એ તો સંદિગ્ધ દ્વિઅર્થી રાખે છે. કશી સ્પષ્ટતા સાચી કરતા નથી. આગળ આગળ વધતાં રામાનુજાચાર્યની શાસ્ત્રીય તાત્વિક માન્યતા કે જે શ્રીહરિએ અને વિજ્ઞાનવૃદ્ધોએ સહર્ષ સહેતુક સંપૂર્ણ સ્વીકારી છે અને સંપ્રદાય ગ્રંથોમાં ગ્રથિત કરી છે તેને પણ આડાઅવળાં જુઠાં દૂષણો આપીને ઉતારી પાડીને, તે થકી ઉ. સંપ્રદાયની પૃથક્તા પાડવાની પામર પ્રવૃત્તિ ચોમેરથી ચોગાનમાં કરવા મંડી પડયા છે. પોતે સ્થાપેલા સેવામંડળના સભ્યોને અને તે દ્વારા બીજાઓને પણ આ બાબત સમજાવવાની મોટી કોશીષ તન, મન, ધનના ભારે ખર્ચાથી ઉઘાડી કરી રહ્યા છે. આ બાબત શાસ્ત્રીય સૈદ્ધાંતિક હોઇને સર્વેએ જાણવાની જરૂર હોવાથી તેની પહેલી સમાલોચના કરવાની ફરજ પડે છે. આ લેખના લેખક મોટાભાઇ પ્રથમ રામાનુજ મતની પેરા ૫ થી અને આ સંપ્રદાયનો જ્ઞાનમાર્ગ અને ઉપાસનાની રીતિ પેરા ૭–૮થી સંક્ષેપમાં રજુ કરીને, એ ઉપરથી સુજ્ઞ વાંચક પોતે **તારવણી** કરીને આ સંપ્રદાયની ઉપાસનાનું સમગ્ર ચિત્ર આંકી શકે છે એમ જણાવીને વળી પોતેજ તેનું **સાર દોહન** કરીને રજુ કરે છે તે હવે જુઓ—

"(૧) પરાત્પર પરબ્રહ્મ દ્વિભુજ દિવ્ય સદા સાકાર છે. રામાનુજ મતે ચતુર્ભુજ શ્રી લક્ષ્મીનારાયણ ઉપાસ્ય ઇષ્ટદેવ છે. પણ આ સંપ્રદાયમાં દ્વિભુજધારી પ્રત્યક્ષ નરાકૃતિ પરમેશ્વરજ ઉપાસ્ય છે" એમ દિવ્ય રૂપની બાબતમાં બન્ને વચ્ચે ભિન્નતાને કહે છે તેનો સુવિચાર શાસ્ત્રાધારે કરીએ.

બીજા પુરાવાને પશ્ચાત્ રાખીને ઉ. સંપ્રદાયનોજ પુરાવો પ્રથમ લઇએ. સંપ્રદાયમાં જેમને પરાત્પર પરબ્રહ્મ દ્વિભુજધારી પ્રત્યક્ષ નરાકૃતિ પરમેશ્વર ઉપાસ્ય તરીકે માને છે તે શ્રીહરિનેજ 'श्यामं सितं द्विभुजमेव



* એક ડાળીપરથી બીજી ડાળી પર જવું

चतुर्भुजं च' એમ એક સાથે દ્વિભુજ–ચતુર્ભુજપણે **શતાનંદ** મહામુનિએ વર્ણવ્યા છે. ( પ્રત્યક્ષ તો દ્વિભુજ હતા ) શ્રીહરિ સાથે પ્રેમાદ્વૈતને પામેલા **પ્રેમાનંદ** મુનિ તો "વહાલો દ્વિભુજ ચતુર્ભુજ શ્રીહરિરે, સદા સેવિત શ્રીનંદસુનંદ. શંખ ચક્ર ગદા પદ્મને ધરેરે, યોગેશ્વર શ્રી જગદીશ. ચારે તત્ત્વ ચારે આયુધમાંરે, રચે વિશ્વ તેમાંથી ઈશ" એમ એક સાથે દ્વિભુજ ચતુર્ભુજપણું અને ચાર ચક્રાદિ આયુધોને ધારવાપણું અને તેમાંથી વિશ્વસર્ગનું સર્જવાપણું કહે છે. એમ દ્વિભુજ શ્રીકૃષ્ણનેજ ચતુર્ભુજપણે વર્ણવ્યા છે. એજ શ્રીહરિ સાથે બ્રહ્માદ્વૈતને પામેલા **બ્રહ્માનંદ** મુનિ પણ 'શંખ ચક્ર કર કમળ ગદાધર, કમલાવર સુખકારી' એમ ચાર આયુધોને ચાર કરમાં ધારવાપણું કહે છે. ( આતો ચતુર્ભુજમાંજ ઘટે ) વિદ્વદ્વરેણ્ય કવિવર **અચિંત્યાનંદ** વર્ણિવર્ય શ્રી લક્ષ્મીનારાયણની સ્તુતિ કરતાં, તેમને માયાતીત, બ્રહ્મપુર ધામાધિપતિ તરીકે વર્ણવવા પૂર્વક 'सर्वाधारः सर्वपरो यो ह्यवतारी सर्वेच्छितदाताऽखिलहेतुः' એમ સર્વાધાર સર્વોપર અવતારી સર્વકારણપણે નિરૂપીને, વધુમાં નરોનું નિઃશ્રેયસ કરવા અને ભક્તોની પ્રસન્નતા માટે સ્વાતિપ્રિય વરતાલ ધામમાં સાક્ષાત્ વિરાજમાનતા કહેવા પૂર્વક ભક્તેચ્છાવશાત્ ચાર હાથમાં ચાર આયુધોને ધારી રહેલા કહે છે. એમ શ્રીકૃષ્ણને, તેમના અવતારભૂત શ્રીહરિને અને લક્ષ્મીનારાયણને અભેદપણે વર્ણવે છે. એમ કરીને દ્વિભુજ–ચતુર્ભુજપણું એકમાંજ એક સાથે ઘટાવ્યું છે ( રામાનુજની માન્યતાને સર્વાંશે મળતું છે ) વળી સંતશિરોમણિ **અચ્ચિદાનંદની** તપશ્ચર્યાદિ મહામહેનતે દ્વારકાંથી વરતાલ પધારેલા ચતુર્ભુજ લક્ષ્મીનારાયણ દેવને મુખ્ય ધામ વરતાલમાં મધ્ય મંદિરે શ્રીજીએજ પ્રથમ પધરાવીને પ્રસિદ્ધિ કરી છે. (આ કથા સ.જી માં છે) અને ચતુર્ભુજ લક્ષ્મીનારાયણની અને દ્વિભુજ શ્રીહરિના રૂપની અભિન્નતા જણાવવા માટે સર્વમંગલમાં 'द्वारिकेशात्मा' 'लक्ष्मीनारायणात्मकः' એવા મંગલ નામથી સંબોધ્યા છે. પધરાવ્યા પછી તેમનેજ સઘળી મીલકતના **માલિક** પણ લેખિત ઠરાવ્યા છે અને એમનાજ નામથી વડતાલ ગાદીનો સઘળો **વહીવટ** સ્થાપ્યો છે. એ તો વધારાની બાબત છે. ( નાસિકના વર્ણી તો શ્રીરંગમાંથી ચતુર્ભુજ લક્ષ્મીનારાયણને લાવીને વડતાલમાં પધરાવ્યા છે એમ કહે છે વળી મુક્તાનંદ મુનિ તો શ્વેતદ્વીપ ધામમાંથી દ્વારકાં આવ્યા અને ત્યાંથી વડતાલ પધાર્યા એમ કહે છે. એમ અપરંપાર મહામહિમાને કહે છે. એ કારણથીજ પૂર્ણિમાએ એમના દર્શનનો મહિમા પ્રવર્ત્યો છે અને વડતાલમાં છાપો લેવાનો આદેશ છે. )

મુખ્યગ્રંથ શિક્ષાપત્રીમાં 'श्रीमन्नारायणस्मृत्या' એમ લક્ષ્મીનારાયણની સ્મૃતિ કરવા પૂર્વક આશીર્વાદ આપવાનું શ્રીહરિ કહે છે. શ્રીમન્નારાયણનો અર્થ 'લક્ષ્મીનારાયણ' એવો કર્યો છે. ધૂન્યમાં પણ 'શ્રીમન્નારાયણ' એ શુભ નામ લેવામાં આવ્યું છે. રામાનુજ મતમાં એજ નામથી ભજનાદિ સર્વ વ્યવહાર પ્રવર્તે છે જપનીય મંત્રો પણ એ નામના નિવેશવાળો છે. વળી એજ ગ્રંથમાં સર્વાન્તર્યામી, સ્વતંત્ર ઈશ, સર્વકર્મફલપ્રદ, પરાત્પર પરમાત્મ તત્વને નિરૂપીને, તે કોણ ? તો તે સ્વયં શ્રી કૃષ્ણ છે, જેમને પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમપણે ગીતાદિ શાસ્ત્રોમાં નિરૂપ્યા છે. એવા મહાનુભાવ કયા કૃષ્ણ ? તો જેમને અમે ઉપાસ્ય ઈષ્ટદેવ સર્વાવતાર કારણપણે સંમાન્યા છે. જુદા જુદા હોવાની ભ્રમણાને ભાગવા માટે વળી વધુ સ્પષ્ટતા કરે છે કે—જે એ શ્લોકોથી અંતર્યામી શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ ઉપાસ્ય ઈષ્ટદેવ વર્ણવ્યા એમની સાથે જો રાધા હોય તો **રાધાકૃષ્ણ** અને લક્ષ્મી સાથે હોય તો **લક્ષ્મીનારાયણ** અને નર હોય તો **નરનારાયણ** એવા નામે કહેવાય છે. છેવટે 'अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा' એમ અંતર્યામી, શ્રીકૃષ્ણ પુરુષોત્તમ, રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ આદિક સ્વરૂપો વચ્ચે કોઈપણ પ્રકારનો તત્વભેદ (જુદા જુદા) સમજવો નહિ, એમ સર્વેનો અભેદ સાધે છે. એમ સાધવાનું કારણ એ છે કે–જ્યારે શ્રીકૃષ્ણજ ઉપાસ્ય છે તો આ રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ આદિકનું ઉપાસન કેમ ઘટે ? જે ઉપાસ્ય શ્રીકૃષ્ણ છે તે તો અક્ષરધામૈકનિવાસી છે અને જે આ રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણાદિક કહ્યા તે તો સ્થાન નામ વિગેરે વિશેષણવિભેદથી જુદા જુદા છે ? એવી આશંકાના નિવારણ માટે અભેદ કહ્યા વિના છુટકો નથી. તે તે વિશેષણભેદ ભલે હોય તેથી ઉપાસ્યવસ્તુમાં ભેદ આવી જતો નથી. જેમ ઉપનિષદોમાં ભિન્નભિન્ન ઉપાસનો (બત્રીશ) કહ્યાં છે. તેમાં 'मनोमयः' (શુદ્ધ મનથી ગ્રાહ્ય) ઇત્યાદિ ગુણભેદથી અને 'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषः' ઇત્યાદિ સ્થાનભેદથી ભેદ આવે છે, છતાં તે

તમામમાં ઉપાસ્ય બ્રહ્મસ્વરૂપ તો એક જ હોવાથી આ બધાં બ્રહ્મોપાસનજ કહેવાય છે. તેની પેઠે આ બાબત સમજી લેવી. ભલે પાર્શ્વવર્તી રાધાદિ સેવકોના ભેદથી સ્વરૂપમાં ભેદ ન થાય, (સેવકો તો અલગઅલગ સંભવે) પરંતુ દ્વિભુજપણું ચતુર્ભુજપણું ઇત્યાદ આકારભેદથી તો તે ભેદ સંભવી શકે? એવી શંકાના નિવારણ માટે વળી કહે છે કે–દ્વિભુજ એવા પણ શ્રીકૃષ્ણમાં ચતુર્ભુજપણું અષ્ટભુજપણું વિગેરે જે છે તે તો ઐચ્છિક છે. એટલે એથી પણ સ્વરૂપમાં ભેદ ન સમજવો. 'આ તો ચતુર્ભુજ છે' એવી ભેદની શંકા આવે છે ખરી પણ તે સાચી સમજવી નહિ. જે દ્વિભુજ હોય એ જ ચતુર્ભુજ થાય કે જે ચતુર્ભુજ હોય તે જ અષ્ટભુજ પણ થાય. ક્ષણક્ષણમાં નટની પેઠે રૂપને બદલાવે છે. એથી એમના સ્વરૂપમાં ભેદ શી રીતે પાડી શકાય? શ્રીહરિએ દ્વિભુજ પ્રત્યક્ષ હોવા છતાં ચતુર્ભુજત્વાદિ રૂપથી અનેક ભક્તોને દર્શન આપ્યાં છે. તેથી શું શ્રીહરિને જુદા જુદા કહેવા? અને જુદી જુદી ઉપાસના ઠરાવવી? અને જુદી જુદી પ્રાપ્તિ કહેવી? એક જ કૃષ્ણનાં અનંત રૂપો વર્ણવ્યાં છે. એક જ નૃસિંહજીનાં ૭૭ રૂપો વર્ણવ્યાં છે. એ ઉપરથી એમને શું અલગ અલગ માનવા? અને અલગ અલગ ઉપાસના ઠરાવવી? અને ઉપાસકોને અલગ અલગ પ્રાપ્તિ કહેવી? શબ્દો તો અનેક આવે છે પરંતુ શું અન્વિત યોગ્ય છે? એ સમજવાની ખાસ જરૂર છે. સંપ્રદાયનાં મહામંદિરોમાં રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણાદિક અનેક નામથી દેવો પધરાવ્યા છે તેમાં જો એવા ભેદો પાડવા જઇએ તો ઉપાસકોની શી ગતિ થાય? માટે કોઈ ભક્તને દ્વિભુજ રૂપ પ્રિય હોય તે તેની ઉપાસના કરે અને કોઈ ભક્તને ચતુર્ભુજ રૂપ પ્રિય હોય તો તે તેવા રૂપમાં નિષ્ઠા રાખે. તેથી કરીને સિદ્ધાંતમાં કોઇ ભેદ પડી જાય નહિ વિશિષ્ટાદ્વૈત મત અને તેને અનુસરતું આધ્યાત્મિક જ્ઞાન તો તેવી ભિન્ન રૂપની નિષ્ઠાથી પણ એનું એ જ રહે છે અને ઉપાસ્ય પર બ્રહ્મસ્વરૂપ અને તેમનો માહેમા પણ બદલાઈ જતો નથી.

આવો શાસ્ત્રીય સિદ્ધાંત સમ્યક્ હોવાથી વચનામૃતમાં પણ મૂળ અનાદિરૂપમાં ચતુર્ભજત્વ સારી રીતે સિદ્ધ થાય એવા ગૌરવપૂર્ણ સ્પષ્ટ શબ્દો શ્રી મુખે કહ્યા છે. લોયા ૧૧ 'અને ભગવાનના અવતારોની જે મૂર્તિઓ તે છે તો દ્વિભુજ અને તેને વિષે ચાર ભુજની ભાવના અષ્ટભુજની ભાવના કહી છે. તે પણ ભગવાનની મૂર્તિ ને તે વિનાના અન્ય આકાર તે બેમાં જે અવિવેકી પુરુષને સમભાવ થાય છે તેની નિવૃત્તીને અર્થે કહી છે. ( આથી દ્વિભુજ મૂર્તિમાં પણ ચતુર્ભુજત્વાદિકની ભાવના કરવાની સકારણ કહી) લોયા ૧૮. 'ભગવાનના અવતારનાં ચિત્રામણ કરે છે ત્યાં ત્યાં થોડોક મત્સ્ય કૂર્માદિકનો આકાર કરીને પછી તે ઉપર શંખ ચક્ર ગદા પદ્મ વૈજયંતિમાલા પીતાંબર વસ્ત્ર કિરીટ–મુકુટ શ્રીવત્સનું ચિહ્ન ઇત્યાદિક ચિહ્ને સહિત ભગવાનની મૂર્તિને લખે છે. **તો જો ભગવાનનું રૂપ અનાદિ એવું જ છે.** (આથી અનાદિ રૂપનું ચતુર્ભુજપણું સહેતુક જણાવ્યું) શ્રીકૃષ્ણ ભગવાને પ્રથમ જન્મ સમયમાં વસુદેવ દેવકીને ચતુર્ભજરૂપે દર્શન દીધું ( 'उपसंहर विश्वात्मन् अदो रूपं चतुभुर्जम्' એમ કંસના ભયથી પ્રાર્થના કરવાથી કંસમરણ સુધી ચાર હાથનો ઉપસંહાર કરીને દ્વિભુજ થઇ રહ્યા હતા ) અને અક્રુરને ચતુર્ભજરૂપે દર્શન જળને વિષે દીધું તથા રુકિમણીને મૂર્છા આવી ત્યારે પણ ચતુર્ભુજરૂપે દર્શન દીધું અને અર્જુને પણ 'तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते' માટે અર્જુન પણ ચતુર્ભુજરૂપે દેખતા અને યાદવારથલી કરીને પીપળાની હેઠે શ્રીકૃષ્ણ બેઠા હતા તે સમયમાં ઉદ્ધવજી ( જેમને અંતર્ધાન સમયે બોલાવીને પોતાનું જ્ઞાન આપીને બદરીકાશ્રમ મોકલ્યા હતા અને પછીથી રામાનંદરૂપે અવતર્યા હતા ) એ તથા મૈત્રેય ઋષિએ ભગવાનનું રૂપ ચતુર્ભુજ શંખ ચક્ર ગદા પદ્મ પીતાંબર સહિત દીઠું " (આથી જેમને દ્વિભુજ કહેવામાં આવે છે એ શ્રીકૃષ્ણના મૂળ રૂપની ચતુર્ભુજતા સ્વતઃસિદ્ધ સ્પષ્ટ શબ્દોમાં જણાવી ) વરતાલ ૧૮ 'અને એ શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને **પરમેશ્વરપણાની** પ્રતીતિને અર્થે જે ચતુર્ભુજરૂપ દેખાડયું તથા બ્રહ્માને અનેક ચતુર્ભુજરૂપ દેખાડયાં" મધ્ય ૩૯ 'અને એજ જે શ્રીકૃષ્ણ વાસુદેવ તેણે વસુદેવ દેવકીને પ્રત્યક્ષ ચતુર્ભુજ-રૂપે અદ્દભુત બાળકથકા દર્શન દીધું એ **અનાદિ વાસુદેવ રૂપ છે** " ( આથી પરમેશ્વરપણાની પ્રતીતિમાં

ચતુર્ભુજત્વનો મુખ્ય ઉપયોગ જણાવીને, જેમને દ્વિભુજ કહેવામાં આવ્યા છે એ અક્ષરાધિપતિ અવતારી ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ વાસુદેવના રૂપની ચતુર્ભુજતા સ્પષ્ટ શબ્દોમાં જણાવી ) આ રીતે ચતુર્ભુજત્વ બાબત પ્રમાણ પ્રતિપન્ન હોવાથી 'પર અનાદિ રૂપ ચતુર્ભુજ છે' એવી બહુધા ભાવના લોકોમાં ચાલુ છે અને એથી ચતુર્ભુજરૂપની ઉપાસના બહુધા પ્રવર્તે છે. એજ ભાવના સંપ્રદાયમાં પણ લક્ષ્મીનારાયણ દેવને પધરાવીને પ્રવર્તાવી છે. લોયા ૧૮ના શ્રીમુખના શબ્દોમાં કહીએ તો રામકૃષ્ણાદિ મનુષ્યાવતાર અને મત્સ્ય કચ્છ નૃસિંહાદિ વિજાતીય અવતારોની ઉપાસના કરનારાઓને અક્ષર ધામની પ્રાપ્તિ થતાં મૂળ અનાદિ રૂપની સરખી પ્રાપ્તિ થવાની નિશ્ચિત હોવાથી કશા વિવાદને સ્થાન નથી. મૂળ દિવ્યરૂપનું વર્ણન ગ્રંથોમાં ઘણું કર્યું છે. સંપ્રદાયનો ઉપોદ્‌ઘાત ઘનિષ્ઠ એવો ઘડયો છે કે જે શ્રીકૃષ્ણ છે એજ શ્રીહરિ છે. એટલે શ્રીકૃષ્ણને માટે જે જે માન્યું કહ્યું હશે તે તે શ્રીહરિમાં પણ ઘટાવ્યું હોવાથી વિવાદને સ્થાન નથી.

આ રીતિએ પર રૂપમાં પણ દ્વિભુજત્વ-ચતુર્ભુજત્વનો યોગ સપ્રમાણ સપ્રયોજન હોવાથી શ્રીહરિએ પણ સ. પ્ર. ૩ અ. ૪૧ કે જે પરધામના નિરૂપણપર છે તેમાં અક્ષરધામમાં અખંડ વિરાજમાન પરરૂપમાં જ 'सच तेषु स्वभक्तेषु दिदृक्षा स्वस्य दयाशी । तेषांस्यात्तादशं तेभ्यो दर्शनं स्वं ददाति हि ॥ केचिच्चतुर्भुजं केचित्पश्यन्त्यष्टभुजं तथा । केचित्सहस्र बाहुं तं तस्मिन् वृहति धामनि ॥' એમ દ્વિબાહુત્વ ચતુર્બાહુત્વ અષ્ટબાહુત્વાદિ ભેદ નિર્બાધપણે જણાવ્યો છે. હવે વિશેષ પુરાવાની જરૂર નથી. રામાનુજ મતવાળા પણ એમજ માનતા હોવાથી આ બાબતમાં બન્નેની એકાર્થતા થાય છે.

જેમની સાથે આ વિવાદ છે તે રામાનુજ મતમાં પણ આ બાબતમાં બહુ સુવિચાર ચોધારો કર્યો છે. વેદમાં, વિશ્વક્સેનાદિ સંહિતામાં અને પુરાણાદિકમાં પર દિવ્ય રૂપમાં જ નિત્યોદિત, શાંતોદિત અને દ્વિભુજત્વ-ચતુર્ભુજત્વાદિ અને શુકલત્વ આદિક અનેક ભેદો વર્ણવેલા જોવામાં આવે છે. એથી એમાં પરસ્પર બાધ કે વિરોધ કશો આવતો નથી, એમ વેદાન્તાચાર્યે ગદ્યત્રયના વ્યાખ્યાનમાં કહ્યું છે—"एतेन वर्णभुजादिविप्रतिपत्तिरपि निरस्ता । अचिन्त्यशक्तेश्वरस्य स्वच्छन्दवृत्तेः परसंज्ञिते रूपेऽपि तत्तत्प्रतिपत्त्यर्थं तत्तत्संहितोक्ता विशेषा नान्योन्यबाधमर्हन्ति । यथा नृसिंहरूपे सप्तसप्ततिभेदाः । यथाच 'कृष्णरूपाण्यनन्तानि' इत्युच्यते । एवं परव्यूहादिष्वपि यथोपदेशं सर्वस्य सत्यत्वम् । गीयते च "पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः । नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च" ઇત્યાદિ તાત્પર્ય એ છે કે-ભગવાન્ અચિંત્યશક્તિ સ્વચ્છન્દવૃત્તિ હોઇને તે તે ભકતોની ઇચ્છાને માન આપીને પર ધામમાં જ પર રૂપમાં જ શુકલત્વાદિ વર્ણભેદથી કે ચતુર્ભુજત્વાદિ ભેદથી દિવ્ય રૂપો પ્રદર્શાવ્યાં હોય તેમાં કશો પરસ્પર બાધ આવતો નથી. જેમ નૃસિંહરૂપમાં ૭૭ ભેદો કહ્યા છે. ગીતામાં શ્રીકૃષ્ણનાં અનેક દિવ્ય રૂપો નાનાવિધવર્ણાકૃતિવાળાં કહ્યાં છે. પર વ્યૂહ વિભવાદિ રૂપોમાં પણ એવા બહુ ભેદો વર્ણવ્યા છે. એ સર્વનું જેમ કહ્યું છે તેમજ સત્યપણું સમજવું ઘટે. ભેદની કે બાધની શંકા કરવાની નથી. વળી 'इदं पूर्णमदः पूर्णं' આ શ્રુતિને પ્રમાણપણે પરિગ્રહીને પરત્વાદિ પાંચેય રૂપમાં 'પરંબ્રહ્મ ભગવાન સર્વ સદ્‌ગુણ સંપન્ન વર્તે છે' એમજ માને છે. આ બાબત શ્રીવત્સાંકમિશ્રે 'परो वा व्यूहो वा विभव उतवार्चावितरणों भवन् वान्तर्यामी वरवरदयोयोभवसि वै । सस त्वं सन्नैशान् वरगुणगणान् बिभ्रदखिलान् भजद्भ्यो भास्येवं सततमितरेभ्यस्त्विवरतथा' આ રીતે સંગ્રહી છે. પરત્વાદિ પાંચેય રૂપોને પરિપૂર્ણ માને છે. અલ્પ પણ ભેદની કલ્પનાને નકારે છે.

વિશ્વક્સેનસંહિતામાં 'आदिदेवो जगन्नाथो वासुदेवो जगत्पतिः । चतुर्भुजः श्यामलाभः परमे व्योम्नि निष्ठितः ॥ शान्तौदितः शान्ततनुर्द्विभुजः पुरुषाकृतिः । एकवक्त्रश्चतुर्बाहुश्चक्राद्यायुधलक्षणः ॥' એમ પર ધામમાં પરરૂપમાંજ દ્વિભુજત્વ ચતુર્ભુજત્વને એક સાથે કહે છે તેની સંગતિ ઉપર પ્રમાણે સમજવી ઘટે. 'तमसः परमो धाता शङ्खचक्रगदाधरः । चतुर्भुजः' ( રામાયણ ) આવા હેતુથી જ વિષ્ણુનામસહસ્રમાં 'शङ्खभृन्नन्दकी चक्री शार्ङ्गधन्वा गदाधरः । चतुर्भुजः' એ મંગળ નામથી પરંબ્રહ્મ ભગવાન વિષ્ણુને સંબોધ્યા છે. નારાયણકવચમાં તો 'दरारिचर्मासिगदेषुचापपाशान् दधानोऽष्टगुणोऽष्टबाहुः' એમ ભગવાન નારાયણને આઠ હાથમાં

આઠ આયુધોને ધારી રહેલાને કહે છે. 'शङ्खचक्रगदाम्बुजैः । लसश्चतुर्भुजं शान्तं' ( ભાગવત ૧ ) 'चतुर्भुजं गदापद्मशङ्खचक्रधरं विभुम्' (વા. મા.) આ રીતે અનેક ગ્રંથોમાં ધ્યેય પ્રાય પરરૂપમાં ચતુર્ભુજપણું વર્ણવ્યું છે.

ઉપરનો અર્થ સંપ્રદાય પ્રબન્ધોમાં પણ અન્યૂન અનુસ્યૂત છે. ' चतुर्भुजं गदापद्मशङ्खचक्रविभूषितम्' ( સ. પ્ર. ૨. અ. ૩૨ ) ' बक्षो लक्ष्म्या च चक्राद्यैरायुधैर्बहिर्वोऽपि मे ' ( પ્ર. ૩. અ. ૩૨ ) 'त्वं भक्तसङ्घमवितुं स्वकमासुरेभ्यो दोर्भिर्दधद्रगदारिसरोरुहाणि' ( પ્ર. ૪ અ. ૩૧ ) એમ ચાર હાથમાં ચાર આયુધોના ધારણનું પ્રયોજન ભક્ત રક્ષણ કહ્યું. આ રીતે બહુ ગ્રંથોમાં અને પદ્યોમાં પણ પરધામમાં પરરૂપમાંજ ચતુર્ભુજપણું અને ભુજોમાં ભક્ત રક્ષાર્થે આયુધોનું ધારણ અસાધારણ વર્ણવ્યું છે.

આમાં વસ્તુસ્થિતિ એવી છે કે–'द्विभुजं मुरलीहस्तं' એમ જ્યારે મુરલીને કે–'वरमभयं च किराभ्यांदधतं' એમાં કહ્યા મુજબ વર અભય મુદ્રાને આગળ ધરે છે ત્યારે દ્વિભુજત્વને કહે છે. અને જ્યારે ચાર આયુધોને આગળ ધરે છે ત્યારે બહુધા ચતુર્ભુજત્વને કહે છે. હસ્તમાં ચાર આયુધોના ધારણમાં તો 'स्थित्यै चक्रं सरसिजं दधानं सृष्टये पुनः । मुक्तये पाञ्चजन्यं च गदां संहृतये तथा' ( વિ. સં. ) આમાં કહ્યા મુજબ સૃષ્ટિ સ્થિતિ સંહૃતિ અને મુક્તિના ચિહ્નભૂત આયુધો હોવાથી તેના ધારણમાં ચાર ભુજોનું પ્રયોજન હોવાથી ચતુર્ભુજપણું એ પારમૈશ્વર્યનું અસાધારણ ચિહ્ન છે એમ અવશ્ય સમજવું ઘટે. એમ હોવાથી જ દીક્ષાના અંગભૂત તપ્ત-મુદ્રા ધારણમાં આ ચાર તપ્ત આયુધોના ધારણની આવશ્યકતાને બહુ શાસ્ત્રો કહે છે. જેમ સધવાને વલયાદિકનું ધારણ નિત્ય છે તેમ વૈષ્ણવોને માટે આ નિત્ય છે. તપ્ત આયુધોના ધારણથી ભક્ત ભગવદ્રૂપ બને છે એમ પણ કહેવામાં આવ્યું છે. વળી આ આયુધો દ્વારા ભગવાને પોતાનું પારમૈશ્વર્ય પ્રદર્શાવ્યું છે. એ બહુ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. 'चक्राद्यायुधदर्शितातिमहसः सन्ति प्रतापश्रुताः । ( સ. જી. ) એમ શ્રીહરિ સ્તુતિમાં તે તે અવતારોએ ચક્રાદિ આયુધોએ વડે પ્રદર્શાવેલા મહાપ્રતાપને કહે છે. ઇત્યાદિ અનેક કારણોને લીધે પરરૂપને પણ ચતુર્ભુજ કહ્યા વિના ચાલે તેમ નથી. એથીજ શ્રીરામાનુજાચાર્યે ચતુર્ભુજ લક્ષ્મીનારાયણને ઉપાસ્ય ઇષ્ટદેવપણે સ્વીકાર્યા છે તે સર્વથા સમુચિત છે.

રામાનુજમતવાળા જે ચતુર્ભુજ લક્ષ્મીરાયણને ઉપાસ્ય ઇષ્ટદેવપણે માને છે તે કોઈ અવર અવતારાદિકને નહિ પરંતુ પરાત્પર પરમેશ્વર અક્ષરધામાધિપતિ અવતારી શ્રીમન્નારાયણને માને છે, નારાયણ તો વેદાદિ સર્વ શાસ્ત્ર પ્રતિપાદિત છે. સર્વાચાર્ય સંમાન્ય છે. એમની સાથે લક્ષ્મીજીનો જે નિત્યયોગ છે તે કેવળ અવર અવતારાદિક સાથે જ નહિ પણ અનાદિ પરંબ્રહ્મ પરમાત્મા નારાયણ વાસુદેવ સાથે માન્યો છે. આ બાબત પણ શ્રુત્યાદિ બહુશાસ્ત્ર પ્રતિપાદિત છે. અને તે સર્વાંશે શ્રીજી સંમાન્ય છે. એથીજ વર્ણિધર્મમાં 'लक्ष्मीनारायणं भजेत्' એમ એમનું ભજન કરવાનું કહે છે. 'ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि' ( સ. પ્ર. ૧ અ. ૧૪ ) એમ રામાનુજની પ્રસન્નતાથી રામાનંદ સ્વામીને બ્રહ્મતેજમાં લક્ષ્મીનારાયણનાં દર્શન થયાનું કહે છે. બ્રહ્મતેજ શબ્દનો અર્થ 'તેજોમય અક્ષરધામ' એવો ટીકામાં કર્યો છે. એટલે લક્ષ્મીનારાયણને કેવળ વૈકુંઠાધિપતિ નહિ પણ અક્ષરધામાધિપતિપણે વર્ણવ્યા છે. 'नारायणाय विद्महे' આ જે વૈદિક વિષ્ણુગાયત્રી મંત્ર છે તે લક્ષ્મીનારાયણપર છે. આ મંત્ર વર્ણી સાધુની સામાન્ય દીક્ષામાં આપવાનો કહ્યો છે અને તેના નિત્ય જપનું વિધાન છે. જપનું નિવેદન 'भगवान् लक्ष्मीनारायणः प्रीयतां' આ પ્રકારે બોલીને કહ્યું છે. આમાં લક્ષ્મીજીના સ્વરૂપ રૂપ ગુણ વિગેરેનું વર્ણન શ્લોકબદ્ધ છે. ( સ. પ્ર. ૪ અ. ૫૦–૫૧ ) નારાયણને આદિદેવ તરીકે અને લક્ષ્મીજીને આદિદેવી તરીકે સંપ્રદાયે માન્યા છે. આ બધુ વર્ણન પ્રત્યક્ષ દ્વિભુજધારી નરાકૃતિ પરમેશ્વર અને પ્રત્યક્ષ કે પરોક્ષ ચતુર્ભુજધારી પરબ્રહ્મ પરમેશ્વરનું ઐક્ય હોય તોજ સુસંગત થાય તેમ છે.

બીજા બધા પુરાવાને પાછળ રાખીને, જેને મુખ્ય ગ્રંથ અભિમાને છે તે વચનામૃતમાં અને જેને વધુ મહત્ત્વ આપે તે લોયા ૧૪માં "તથા રામાનુજનો એમ મત છે જે જીવ માયા અને પુરુષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરુષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વના કારણ છે ને પોતાના અક્ષરધામને વિષે સદા દિવ્ય આકાર થકા વિરાજમાન છે ને જે સર્વે અવતાર તે તેના છે. એવા જે પુરૂષોત્તમ નારાયણ તેની

ઉપાસના જીવને કરવી એવી રામાનુજની સમજણુ જણાય છે....તથા રામાનુજ સ્વામિએ જેવી રીતે ક્ષર અક્ષર થકી જે પુરુષોત્તમ ભગવાન્ તેનું નિરૂપણુ કર્યું છે તે પુરુષોત્તમ ભગવાનને વિષે અમારે ઉપાસના છે. આની ઉપર સંસ્કૃત ૨. વા. સુ. માં 'विशिष्टाद्वैतसिद्धान्तो मतो रामानुजेनतु। जोवेशमायामेदश्च तात्तिको नतुकल्पितः आकारो वैभवैश्वर्यं दिव्यं भगवतस्त,था। दास्येनोपासना तस्य कार्यां जीवैः सदेति च" આ રીતે રામાનુજનો મત કહીને, 'रामानुजाचार्यमतश्चोपास्यः पुरुषोत्तमः' આ રીતે શ્રુતિસ્મૃત્યાદિકનાં પ્રમાણોથી ક્ષરાક્ષરપણે નિશ્ચિત કરેલા પુરુષોત્તમને ઉપાસ્ય તરીકે માને છે. ટીકામાં–"આથી રામાનુજાચાર્યે કહેલી રીતિએ ભગવાનના સ્વરૂપને સમજવું એ મને અભીષ્ટ છે એમ સૂચવ્યું છે એમ પણ કહે છે. વળી ચકારથી નિજાત્માને બ્રહ્મરૂપ માનીને દાસ ભાવે ભગવાનની પરિચર્યા કરવારૂપ જે મુક્તિ રામાનુજે માની છે તે પણ મને અભીષ્ટ છે એમ સૂચવ્યું છે' એમ રામાનુજાભિમત ઉપાસ્ય પુરુષોત્તમ અને તેમણે બહુ માનેલી સેવારૂપ મુક્તિ એ બન્ને મુખ્ય બાબત ઇષ્ટદેવ શ્રીહરિએ સ્વીકારી છે. આ જોતાં 'तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च गम्मताम्" એની સાથે એકાર્થતા થાય છે. ભગવાનનું દિવ્ય સાકારપણું અને તેમનું દિવ્ય વિભવૈશ્વર્ય પણ સ્વીકાર્યું છે. એમ એમણે માનેલી બધી જ તાત્વિક બાબતો શ્રીહરિએ અંગીકાર કરી છે. આજ વચનામૃતમાં ઉપાસ્ય પુરુષોત્તમને 'श्रीराधिका-पतेः' એમ લક્ષ્મી રાધાના પતિપણે પણ વર્ણવ્યા છે. હવે કશું બાકી રહેતું નથી. આ દીર્ઘ દૃષ્ટિએ દેખીએ તો જ્ઞાન ઉપાસના માર્ગમાં બન્ને મત મધ્યે ભેદ કહી શકાય નહિ. શ્રીહરિ સ્વીકૃત આ તત્વબાબત તેમના આશ્રિતોએ યથાસ્થિત માન્યા વિના છુટકો નથી. જ્યારે આ પ્રમાણે મુખ્ય સિદ્ધાંત નિશ્ચિત થયો એટલે કોઇ સ્થળે તેવા સંદિગ્ધ કે દ્વિઅર્થી શબ્દો કે વાક્યો જણાય તો તેનો અર્થ પણ ઉપરના રામાનુજીય સિદ્ધાંતને અનુસારે ન્યાયયુક્તિથી સમજી લેવો ઘટે. હવે રામાનુજાચાર્યના સિદ્ધાંત થકી જુદો શ્રીજીનો સિદ્ધાંત છે એમ જણાવાનો અલ્પ પણ અવકાશ નથી. ભલે એકલા પંડયાશ્રી અને તેમના સેવામંડળવાળા જુદા પડે. તિલક ચાંદલાના કે વેષભૂષાના કે આચાર વિચારના ભેદને તત્ત્વવિષયમાં સ્થાન નથી. સંપ્રદાય ભેદને લીધે એવા ભેદો તો હોય જ અને સમય તથા પ્રદેશભેદને કારણે કે અલ્પ અધિક ગુણવતાને કારણે ઇષ્ટ અને અપેક્ષિત પણ છે. એનું સ્પષ્ટીકરણ કોઈ પ્રસંગે થઈ રહેશે. આ સંપ્રદાય મૂળમાં તો નિરાકારવાદમા લપટાયો હતો. રામાનંદ સ્વામીને રામાનુજાચાર્ય પ્રત્યક્ષ મળ્યા અને સાકારપણાનો બોધ આપ્યો અને દિવ્યાકાર લક્ષ્મીનારાયણનાં દર્શન કરાવ્યાં ત્યારથી જ સાકાર સિદ્ધાંતવાદી થયો છે. એ પ્રાચાર્યપ્રોકત તત્વજ્ઞાનમાં મિથ્યા દોષારોપણુ થાય ખરૂં ? અને જે તે બાબતમાં જુદાઇ જલ્પાય ખરી ? આ બધુ બહુ રીતે વિચારવાનું છે. જેમ તેમ બોલી કે લખી નાખવાનું નથી. અસ્તુ. આ રીતે ૧ પેરાની સમાલોચના સંપૂર્ણ થઈ.

૨ પેરામાં "સુજ્ઞ ભકતોએ 'अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा' આ આદેશને અનુસરીને એ વિવિધ સ્વરૂપોમાં ( ચતુર્ભુજત્વાદિ, ચતુર્વ્યૂહાદિ, વરાહઅવતરાદિ, લક્ષ્મીનારાયણાદિ ) કોઈપણ રીતે કોઈપણ પ્રકારના ભેદનું આરોપણ ન કરવું જોઇએ" એમ કહે છે. જો આ આદેશને ખરી રીતે અંતરથી સમજતા હોય તો ૧ પેરામાં બન્ને સંપ્રદાયના ઇષ્ટ દેવો વચ્ચે 'રામાનુજ મતે ચતુર્ભુજ લક્ષ્મીનારાયણ ઉપાસ્ય છે અને આ સંપ્રદાયમાં દ્વિભુજધારી પ્રત્યક્ષ નરાકૃતિ પરમેશ્વર ઉપાસ્ય છે' એવો ભેદ પાડવાની મથામણ કરતજ નહિ. આ આદેશનો અર્થ ખરો ન સમજ્યા હોય કે પછી સમજીને અવળું બોલતા હોય તો તે અંતરાત્મા જાણે. રામાનુજ મતવાળા પણ 'परो वा व्यूहो वा' એમ પર વ્યૂહ વિભવ અર્ચા અંતર્યામી, આ પાંચેય રૂપોમાં પરમાત્મા જ્ઞાનાદિ સર્વ ગુણ સંપન્ન રહ્યા હોવાથી એમાં તત્વથી ભેદ સમજવો નહિ એમ ચોખ્ખું પ્રતિપાદે છે. જ્યારે સઘળાં રૂપોને અભિન્ન માને છે તો એકલા લક્ષ્મીનારાયણને જુદા પાડવાનો શો હેતુ ? એ સમજાતું નથી. જેમ શ્રીજીએ અનેક રૂપે દર્શન દીધા છે તેમ પરવ્યૂહવિભવાદિકે પણ અનેક રૂપે દર્શન દીધાં છે. શ્રીજીમાં ભેદ પડતો નથી તો આમાં શી રીતે પડે ? એ વિચારણીય છે. આ બધી ભેદ બાબત રૂપાનુબન્ધી છે. સર્વ રૂપોમાં અંતરઆત્માપણે વ્યાપી રહેલું વિભુ અહમ આશ્રય જ્ઞાનસ્વરૂપ પરમાત્મ-તત્વ તો એકજ હોવાથી કોઇ જાતના ભેદને સ્થાન નથી. આ બાબત વેદાદિસર્વશાસ્ત્ર પ્રતિપાદિત, સર્વાચાર્ય

માન્ય હોઇને શ્રીજી માન્ય છે. આ બાબતનું વધુ વિવેચન ૧ પેરાના સમાલોચનમાં આવી ગયું છે તેને સુજ્ઞ લોકો તારવણી કરીને સાર દોહન કરીને સમજી લેશે. ૧ માં ભેદને કહે છે અને ૨ માં અભેદને કહે છે એ આશ્ચર્ય જેવું છે. દ્વિભુજધારી નરાકૃતિ અને ચતુર્ભુજધારી નરાકૃતિ નહિ એમ કહેવાશે ખરૂં? દ્વિભુજધારી પરમેશ્વર અને ચતુર્ભુજધારી પરમેશ્વર નહિ એમ કહેવાશે ખરૂં ? આ બધુ સંદિગ્ધ દ્વિઅર્થી કહેવાય કે નહિ ? શ્રીહરિ તો ' સર્વ રૂપોમાં હું રહેલો હોવાથી ભેદની ભાવના કરશો નહિ ' એમ ચોખ્ખું કહી ગયા છે.

૩ પેરામાં "પોતાને પ્રત્યક્ષ મળેલું સ્વરૂપ અને પોતાના આચાર્યે પૂજવા આપેલા સ્વરૂપની આરાધના પ્રતિવ્રતા માફક કરવી એજ સર્વોત્તમ ઉપાસના છે" એમ કહે છે. રામાનુજમતવાળા પણ એમજ માને છે અને એમજ ઉપાસે છે. એવા પતિવ્રત ઉપાસનથી રામાનંદ સ્વામીને પ્રત્યક્ષ રામાનુજાચાર્યે અક્ષરધામી પ્રત્યક્ષ લક્ષ્મીનારાયણનાં દર્શન કરાવ્યાં છે. આચાર્યે આપેલું સ્વરૂપ તો પ્રતિમારૂપ છે. તે તો શ્રીરંગવાસી લક્ષ્મીનારાયણ હતા. પ્રસન્ન રામાનુજાચાર્યે 'श्रीमन्नारायणं भक्त्या भजे:' એમ આજ્ઞા કરેલી. આ બધી બાબત સ. જી. પ્ર ૧ અ. ૧૪માં ગ્રંથિત છે. કૃષ્ણ, તેમના અવતાર, તેમની પ્રતિમાઓની ધ્યેયતા શ્રીહરિ કહે છે એમાં શું લક્ષ્મીનારાયણ નથી આવતા ? આ પ્રખર પ્રકરણ રા. સં. અને ઉ. સં. વચ્ચે ભેદનું ચાલે છે. આ બાબત ઉ. સં.માં છે અને રા. સં. નથી એમ કહેવાનો આશય સમજાય છે. ઉ. સંપ્રદાયે રા. સંપ્રદાયનો તત્વજ્ઞાન માટે બહુ બહુ ઉપકાર માનવો ઘટે છે. અને તે જ્ઞાતા ગુરુ રામાનંદે અને વિજ્ઞાતા શ્રીજીએ અને તેમના વિજ્ઞાન વૃદ્ધોએ માન્યો છે. પરંતુ હાલમાં સ્વતંત્ર વેદાંતાચાર્યો બની બેઠેલા કેટલાકો ઉલટો જે તે બાબતમાં જાહેરમાં અપકાર કરી રહ્યા છે તે ખુબ ખેદની વાત છે.

૪ પેરામાં ભગવાનનું સર્વ કારણત્વ, સર્વ કર્તૃત્વ, સર્વ કર્મફળદત્વ, સર્વ પરત્વ વિગેરે શ્રીહરિમાં ઘટાવ્યું છે તેમાં કાંઇ કહેવાનું નથી. રામાનુજાદિ આચાર્યોએ પોતપોતાના ઇષ્ટદેવમાં એજ રીતિએ ઘટાવ્યું છે. ઉ. સંપ્રદાયે તો એ બધી બાબત રાધાવિહારી ગોલોકવિહારી શ્રીકૃષ્ણમાં પ્રથમ ઘટાવી છે એ વિશેષ છે. આ પ્રકરણ તો બન્ને મતો મધ્યે ભેદ સાધવા આરંભ્યું છે. રા. સંપ્રદાય વિષે કાંઇક અવળું કહેવાનો ગૂઢાશય હશે પણ વ્યક્ત કહી શકયા નથી. સંદિગ્ધ રાખ્યું છે. જેથી હાલમાં વધુ વદવું સ્થાને નથી.

૫ પેરામાં તો વેદાંત તત્વ જ્ઞાનમાં બહું ઉંડા ઉતરીને "જગત્ એ ભગવાનની લીલાનું પરિણામ છે. અર્થાત્ જગદીશ્વર જગતમાં પરિણમે છે એમ માનવું બરોબર નથી. સૃષ્ટિનું સર્જન ભગવાન આત્મ લીલા તરીકે કરતા નથી પણ જીવો પોતાનું કલ્યાણ સાધી શકે એ માટે કરે છે. અર્થાત્ જીવોના કલ્યાણ અર્થેજ જગતની ઉત્પત્તિ સ્થિતિ વિગેરે કરવામાં આવે છે. (ગઢડા ૧૧)" આ રીતે રામાનુજાચાર્યના ખુદ તત્વ જ્ઞાનમાં બે દોષોને ખોટી રીતે આરોપીને ઉ. સંપ્રદાયની પૃથક્તાને કહે છે. આ તો અતિ સાહસ ઉદ્ધવસંપ્રદાયે અતિ અસહ્ય છે જેમણે પ્રવર્તાવેલા વિશિષ્ટાદ્વૈત મતને સ્વમત તરીકે શ્રીહરિએ સ્વીકાર્યો છે. જેમણે રચેલા શ્રીભાષ્ય ગીતાભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યા છે. રામાનંદસ્વામીએ મહાદીક્ષા પામેલા શ્રીહરિ પ્રત્યે 'અધ્યાત્મ જ્ઞાનની સિદ્ધિ માટે તો ગુરુ રામાનુજાચાર્યે રચેલા પ્રબન્ધોજ પ્રધાન પણે ગ્રહણ કરવા, કેમકે તે કૃષ્ણ ભક્તિને પોષણ કરનારા છે, તો તમારે આત્મા પરમાત્મા અને માયા આ ત્રણ તત્વના સ્વરૂપનો નિર્ણય કરવા રામાનુજાચાર્યરચિત શ્રીભાષ્ય ગીતાભાષ્યાદિ ગ્રંથોની જ પઠન પાઠનાદિ પરંપરાએ પ્રથ્વીમાં પ્રવૃત્તિ કરવી" આ રીતે આદેશ આપેલો છે. વળી એજ સ્વામીએ દીક્ષિત ધર્મદેવ પ્રત્યે 'જીવો માયા અને તન્નિયંતા પરમેશ્વરનું સ્વરૂપ તત્વથી જાણવા માટે તમારે રામાનુજાચાર્યકૃત શ્રીભાષ્ય ગીતાભાષ્યાદિ ગ્રંથો આદરથી ભણવા ભણાવવા, કેમકે તત્ત્વ જ્ઞાનાંશના નિર્ણયમાં રામાનુજાચાર્યનું જેવું નૈપુણ્ય છે તેવું બીજા આચાર્યોનું નથી, માટે એ આચાર્યે રચેલા ગ્રંથોજ મને અત્યંત અભિમત છે' એમ કહ્યું છે. પ્ર.–૪ અ.–૨૧ માં દ્વૈત અદ્વૈત શ્રુતિઓનો અવિરોધથી અર્થ વર્ણવીને અંતે "આ બધો શ્રુતિસિદ્ધાંત રૂપ અર્થ શ્રી ભાષ્યમાં રામાનુજાચાર્યે વિસ્તારથી નિર્ણીત કર્યો છે તે થકી જાણવો. તે અર્થ મેં તો સંક્ષેપમાં અહીં કહ્યો.' આ રીતે કહ્યું છે. વળી કારીયાણી ગામમાં શ્રીહરિએ શ્રીભાષ્યસહિત વ્યાસસુત્રો પરમ હર્ષથી સાંભળ્યાં. શ્રી રામાનુજા-

ચાર્યની ભાષ્યકૃતિને વખાણતા થકા તેની કથાની સમાપ્તિ કરી અને મુક્તાનંદમુનિની પૂજા કરી' ( પ્ર.-૪ અ.-૧૩ ) એમ શ્રીમુખે પ્રશંસાપણ કરી છે. આ તો શ્રીજીની વાત થઈ. પોતે પંડયાશ્રી પણ " મહાપ્રભુએ પૂર્વાચાર્યોની માફક તત્ત્વ જ્ઞાનના માર્ગમાં કોઈ નવો વાદ ઉમેરવાની પ્રવૃત્તિ કરેલી નથી. પણ વૈષ્ણવી મતો પૈકી વિશિષ્ટાદ્વૈત માટે એમણે પોતાની રુચિ દાખવી અને "विशिष्टाद्वैतंमतंमे" મારો પ્રિય મત વિશિષ્ટાદ્વૈત છે" એવું જાહેર કર્યું. શ્રીમદ્‌રામાનુજાચાર્ય એ શાખામાં છેલ્લા પ્રતિભાશાળી આચાર્ય હતા. શ્રીમદ્ શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદ અને બીજા આચાર્યોના મત સામે શ્રીમદ્‌રામાનુજાચાર્યે એવી અદ્ભુત કુશળતાથી પોતાના મતની રજુઆત કરી કે તે પછી તત્વજ્ઞાનની દુનિયામાં વિશિષ્ટાદ્વૈત એટલે રામાનુજમત એવી સામાન્ય ઉક્તિ પ્રચલિત થઇ. શ્રીમદ્‌રામનુજાચાર્યે જીવ અને ઇશ્વરના સ્વરૂપ અને સંબંધિનું જે નિરૂપણ કર્યું છે તે મહાપ્રભુને સુચિકર અને યોગ્ય લાગ્યું છે. ( વચ-લો. ૧૪ ) વળી રામાનુજ તરફ રુચિ દાખવવા માટે બીજું પણ એક ખાસ કારણ હતું. શ્રીમદ્ રામાનુજાચાર્ય મહાપ્રભુના ગુરુ રામાનંદ સ્વામીના દીક્ષા ગુરુ હતા. આ હકીકતના કારણે પોતાની ગુરુપરંપરામાં તેમને પહેલું સ્થાન આપેલું છે " વિગેરે કહે છે આની સમીક્ષા કરીએ તો શ્રીહરિના અને પંડયાશ્રીના પ્રવચન વચ્ચે બહુ તફાવત આવતો નથી. જો પંડયાશ્રી ઇષ્ટદેવ શ્રીજીના અભિપ્રાય મુજબ ખરી રીતે અંતરથી માનતા હોય તો ૫ પેરાનો જન્મ થાય જ નહિ. ' ઓછું જ્ઞાન અહિતકર નથી પણ અધુરું યા અવળું જ્ઞાન અહિતકર છે ' એમ પંડયાશ્રી માને છે, તો તે પ્રમાણે આ બાબતમાં બન્યું હોય તો ઇશ્વર જાણે. હવે ૫ પેરાની પર્યાલોચના પુરેપુરી કરીએ—

આ લેખના લેખકતો ' જગદીશ્વર જગતમાં પરિણમે છે એ માનવું (રામાનુજનું) બરોબર નથી ' એટલું ઉઘાડ બોલીને બંધ રહ્યા છે. બ્રહ્મ પરિણમતું નથી તો તે જગતનું કારણ કેવા પ્રકારથી થાય છે ? તેની સ્પલ્પ પણ સ્પષ્ટતા કરતા નથી. કાંઈ કહેતા હોય તો તેની ઉપર સુવિચાર થાય. આ બાબત કોઇના ઘરની ખાનગી નથી. પરંતુ વેદાંતવિષયની વેદ્ય છે. તે બ્રહ્મસૂત્રોમાં પ્રતિપાદિત છે. એનું મૂળ ઉપનિષદો છે. ' **બરોબર નથી** ' એ વિવાદ પ્રાચાર્ય રામાનુજ સામે છે. એટલે એમનું વાક્ય તો એ બાબતમાં માન્ય કરવાના નથી. એટલે હવે અગતિ ન્યાયે વ્યાસસૂત્રો ઉપર મુક્તાનંદ મુનિકૃત ભાષ્ય અને ગોપાલાનંદ મુનિકૃત સૂત્રાર્થદીપનો આધારે લઇને એ બાબતનો વિચાર કરવો પડે છે. એ મુનિઓને બીજે કયાંઇથી એ વિષયનું વિશુદ્ધ વિજ્ઞાન મળે તેમ નહિ હોવાથી રામાનુજીયજ સરણી સ્વીકારીને સૂત્રાર્થ ઘટાવ્યો છે. બ્રહ્મસૂત્રના આરંભમાં 'अथातो ब्रह्मजिज्ञासा' આ પ્રથમ સૂત્રથી મુમુક્ષુએ બ્રહ્મ અવસ્ય જાણવું ' એમ પ્રતિપાદીને, ' जन्माद्यस्य यतः ' આ સૂત્રથી ' જેના થકી આ વિવિધ વિચિત્ર વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય પ્રવર્તે છે તે બ્રહ્મ જાણવું ' એમ લક્ષણ કર્યું છે. આમાં અભિપ્રાય એવો છે કે-"લોકમાં **ઉપાદાન નિમિત્ત** અને **સહકારિ** એમ ત્રણ પ્રકારે કારણે મનાય છે. તેમાં કાર્યરૂપે પરિણામને યોગ્ય જે વસ્તુ તે **ઉપાદાન** કહેવાય, જેમ ઘટ કાર્યના પ્રત્યે મૃત્તિકા એ ઉપાદાન છે. ઉપાદાન વસ્તુનો કાર્યરૂપે જે પરિણામ કરે તે કર્તા **નિમિત્ત** કહેવાય છે. જેમ કુંભકાર ઉપાદાન દ્રવ્ય મૃત્તિકાનો ઘટકાર્ય પ્રત્યે પરિણામ કરે છે. કાર્યની ઉત્પત્તિમાં જે વસ્તુ ઉપકરણ થાય તે **સહકારી** કહેવાય. જેમ ઘટોત્પત્તિ પ્રતિ દંડચક્રાદિ સહકારી થાય છે. કર્તા કુંભકાર, દંડાદિકના સહકારથી મૃત્તિકામાંથી ઘટાદિકને બનાવે છે એ અર્થ સમુદિત સિદ્ધ થાય છે. આ રીતે લોકમાં ત્રણેય કારણો જુદાં જુદાં જોવામાં આવે છે આ લોકન્યાય જગત્કારણ પરમાત્મામાં લેવાનો નથી. એકજ પરમાત્મા ત્રિવિધ કારણ હોઈ શકે છે કેમકે પરમાત્મા પોતે મહાશકિતશાળી છે. આ વિવિધ વિચિત્ર વિશ્વના પ્રત્યે જે બ્રહ્મનો પ્રકૃતિભાવ ઉપાદાનરૂપનો છે એનેજ પરબ્રહ્મની મહાશક્તિ તરીકે આલેખવામાં આવે છે. આ અપેક્ષિત અર્થ પ્રકૃત્યધિકરણમાં છ સૂત્રોથી સળંગ ન્યાય યુકિતપૂર્વક નિરૂપ્યો છે. આમાં સંપ્રદાયના ભાષ્યટીકાનો અનુરોધ લઇએ.

' प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ' ( ૧-૪-૨૩ ) જગતની **પ્રકૃતિ**-ઉત્પાદન પણ પરંબ્રહ્મ જ છે. કેવળ નિમિત્ત માત્ર નહિ. શાથી ? તો ' येनाश्रुतं श्रुतं भवःयमतं मतमाविज्ञातं विज्ञातं ' આ શ્રુતિએ એકના

વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા કરી છે અને વળી એમાં 'यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात्' આ શ્રુતિએ 'કારણભૂત મૃત્તિકાના જ્ઞાનથી તેના કાર્યભૂત ઘટાદિક કાર્યનું વિજ્ઞાન થઇ જાય છે' એવો દૃષ્ટાંત આપ્યો છે. એમ પ્રતિજ્ઞા અને દૃષ્ટાંતનો અનુરોધ છે. જો બ્રહ્મને ઉપાદાન માનવામાં ન આવે તો તે બન્નેનો ઉપરોધ (વિરોધ) આવે. જો બ્રહ્મને જ ઉત્પાદન કારણ માનવામાં આવે તો જેમ ઉપાદાનભૂત મૃતિકાના વિજ્ઞાનથી ઘટ મણિક આદિક તેના કાર્યનું વિજ્ઞાન થઈ જાય છે તેમ સમગ્ર જગતના ઉપાદાનભૂત બ્રહ્મના વિજ્ઞાનથી તેના કાર્યભૂત સમગ્ર જગતનું વિજ્ઞાન થઈ જાય. આ પ્રતિજ્ઞા દૃષ્ટાંતથી કાર્યકારણની અભિન્નતા તો 'જે ઉપાદાન બ્રહ્મ છે એજ નિમિત છે' એ અર્થ આ પ્રતિજ્ઞાથી સિધ્ધ થાય છે. જેઓ ચિત્ અચિત્ ઇશ્વર આ ત્રણ તત્વોને સ્વરૂપ સ્વભાવથી અત્યંત વિલક્ષણ માને છે તેમને મતે આવો ઉપાદાન ઉપાદેય ભાવ શી રીતે ઘટે ? આ શંકા તો જેઓ વેદાંત હાર્દને નહિ જાણનારા અધુરીયા છે તેમની છે. ત્રણ તત્વો વચ્ચે પરસ્પર સ્વરૂપ સ્વભાવની વિલક્ષણતા હોવા છતાં પણ વિશિષ્ટ તત્વ તો એકજ બ્રહ્મ છે. જે આ બન્ને ચિત્ અચિત્ છે તે દંડ કુંડળ આદિકની પેઠે સ્વતંત્ર નથી. પરંતુ જાતિ ગુણની પેઠે પરમાત્મા સાથે અપૃથક્સિધ્ધ પ્રકારભૂત છે અંતર્યામિ બ્રાહ્મણમાં જગત જગદીશ્વર વચ્ચે શરીર શરીરિભાવ કહ્યો છે તેથી આ તત્વ સ્પષ્ટ સમજવામાં આવે છે. તો પરંબ્રહ્મજ પોતાથકી અન્ય સમસ્ત ચિદચિત વસ્તુવિશિષ્ટ હોઇને પોતાના તનુભૂત ચેતન અચેતનની સ્થૌલ્ય સૌક્ષ્મ્ય અવસ્થાએ કરીને કાર્યકારણ ભાવમાં ઉપયોગી અવસ્થા ભેદને પામે છે. માટે 'એક જ પરંબ્રહ્મ બહુધા થાય છે' એમ માનવામાં કશુંજ દુર્ઘટ નથી. બધુજ ઘટતું આવે છે. માટે પરબ્રહ્મ જ પ્રકૃતિ–ઉપાદાન કારણ છે.

વળી 'अभिध्योपदेशात्' અભિધ્યા–સંકલ્પનો ઉપદેશ છે. 'सोऽकामयत बहु स्यां प्रजायेय' 'तदैक्षत बहु स्यां प्रजायेय' આશ્રુતિ બ્રહ્મનોજ બહુ રૂપે થવાના સંકલ્પને કહે છે. માટે બ્રહ્મજ નિમિત્ત અને ઉપાદાન બન્ને કારણ છે.

'साक्षाच्चोभयाम्नानात्' કેવળ લિંગજ પ્રમાણ છે એમ નહિ પરંતુ શ્રુતિજ બન્ને કારણને સાક્ષાત્ કહે છે. 'ब्रह्म वनं ब्रह्म स वृक्ष आसीत्, यतो द्यावापृथिवी निष्टतक्षुः, ब्रह्माध्यतिष्ठत् भुवनानि धारयन्' આ શ્રુતિ છે. આમાં પ્રથમ પ્રશ્ન અને પછીથી ઉત્તર છે. એથી બ્રહ્મજ ઉપાદાન, અધિકરણ, ઉપકરણ અને કર્તા છે એમ સાબિત કર્યું છે.

'आत्मकृतेः' 'सोऽकामयत बहु स्यां प्रजायेयेति...तदात्मानं स्वयमकुरुत' આ આ શ્રુતિ પોતેજ પોતાને વિચિત્ર જગદાકારે કરે છે એમ કહેતી હોવાથી નિમિત્ત અને ઉપાદાન કારણ બ્રહ્મ જ છે પણ ભિન્ન નાહે.

બ્રહ્મ પોતેજ 'પોતાને બહુધા કરે છે' એમ કેમ ઘટે ? એવી શંકામાં 'परिणामात्' આ સૂત્ર સમાધાન માટે પ્રવર્ત્યું છે. શંકા-બ્રહ્મતો 'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે નિષ્કળ નિષ્ક્રિય નિરવદ્ય નિરંજન છે તે પોતેજ પરિણમે છે એમ કહેવું ઘટતું નથી. કેમકે સ્વરૂપનોજ ઉપમર્દ (ભંગ) થવાનો પ્રસંગ આવે તો એમ નથી. અવસ્થાંતરની પ્રાપ્તિ એજ પરિણામ છે. આતો સ્વરૂપમાં નહિ ઉપમર્દ (વિકાર) ને પામેલા પરબ્રહ્મમાં પણ ઘટે છે. કેવી રીતે ? તો બ્રહ્મસ્વરૂપને યથાસ્થિત ન સમજતો હોય તેની આ શંકા છે. જે બ્રહ્મ છે તે વિશિષ્ટ એક તત્વ છે. જે ચેતનવર્ગ, જે અચેતનવર્ગ અને જે આ પરમાત્મા આ ત્રણ છે તે કયારેય વિશ્લિષ્ટ નથી. પરંતુ સદા સંશ્લિષ્ટ જ છે. તેમાં જે ચેતનવર્ગ અને અચેતનવર્ગ છે તે પરમાત્માનું શરીર છે. અંદર આત્માપણે પ્રવેશ કરીને તેને નિયમમાં કરનારા હોવાથી આ પરમાત્મા તેના શરીરી કહેવાય છે. આ બાબત અંતર્યામિબ્રાહ્મણમાં સ્પષ્ટ છે. જે શરીર છે તે શરીરી સાથે અપૃથક્સિદ્ધ પ્રકારભૂત છે. (પૃથક્ નથી) તો સમસ્ત વસ્તુઓ જેના પ્રકારભૂત છે એવા પરમાત્મા એકજ સ્વતંત્ર તત્વ છે. એ પરમાત્મા પોતાના પ્રકારભૂત (વિશેષણભૂત) વસ્તુઓને પ્રલય કાળમાં સૂક્ષ્મ ભાવને અને સૃષ્ટિસમયમાં સ્થૂળભાવને પમાડતા થકા જુદી જુદી અવસ્થાને પામે છે. આ જે જુદી જુદી અવસ્થા તે સ્વરૂપમાં વિકારને

કરતી નથી. કોઇ સ્થળે પરિણામ વિકૃતિરૂપનો અને કોઇ સ્થળે અવસ્થાંતર પ્રાપ્તિમાત્ર રૂપનો હોય છે. જેમ દુધ દહીંરૂપે થાય છે એ વિકૃતિ કહેવાય. જેમ સર્પ કુંડલાકારે થાય છે એ અવસ્થાંતર પ્રાપ્તિરૂપ છે. આવો જ પરિણામ અહીં કહેવા ઇચ્છયો છે. આ બાબતમાં અનુરૂપ દષ્ટાંત 'यथोर्णनाभः सृजते गृह्णते च' આ કરોળીયાનું છે. જેમ કરોળિઓ પોતાના શરીર થકી તંતુ ( લાળ ) ને સર્જે છે અને જેમ ગળી લે છે તેમ અક્ષરશબ્દ-વાચ્ય પરમાત્મા થકી આ વિશ્વ ઉદ્ભવે છે. આ દષ્ટાંત સ્વરૂપથી નિર્વિકારી એવા પણ પરમાત્માનું ઉપાદાન કારણપણું બરોબર ઘટાવી આપે છે. તો આ રીતે પરબ્રહ્મનું નિર્દોષત્વ નિર્વિકારિત્વ સત્યસંકલ્પત્વ આદિક કહેવામાં અને તે થકી વિપરીત અનંત અપુરુષાર્થના આશ્રયભૂત જગદાકારે તેમનો પરિણામ કહેવામાં કશો બાધ આવતો નથી. માટે અહીં જે પરિણામનો ઉપદેશ કર્યો છે તે દોષાવહ નથી. ઉલટો નિરંકુશ ઐશ્વર્યાવહ છે.

'योनिश्च गीयते' ઉપાદાનકારણવાચી યોનિ શબ્દથી તે તે પ્રકરણમાં પરવિદ્યૈકવેદ્ય પરબ્રહ્મને વર્ણવવામાં આવ્યા છે. એમાં 'यद्भूतयोनिं परिपश्यन्ति धीराः' ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણ છે. માટે બ્રહ્મજ ઉપાદાન કારણ છે.

આ રીતે આ છ સૂત્રોથી પરબ્રહ્મનું સર્વવિધ કારણપણું નિરૂપતાં 'परिणामात्' આ સૂત્રજ પરિણામને શબ્દથી કહે છે. એટલે એ શબ્દથી વ્યવહાર કર્યા વિના કોઈ વેદાંતીને છુટકો નથી. સંપ્રદાયના ચુસ્ત મુનિઓએ પણ એ શબ્દથી વ્યવહાર કર્યો છે. રામાનુજાચાર્યને દોષ દેવા જેવો નથી. સર્વેએ ન્યાય યુક્તિથી તે તે શબ્દોને પોતાની તત્વ પ્રક્રિયાએ ઘટાવ્યા છે. જો રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય પ્રક્રિયા પ્રમાણે સ્વરૂપમાં પરિણામને માનતા હોય તો દોષ કહેવાય. તે તો કહેતા નથી. ઉલટા અનેક ન્યાય યુક્તિથી પરિણામને નિર્દોષ ભાવમાં લઈ જાય છે. એમ કરીને પરમાત્માના અવિકારિત્વ અચ્યુતત્વ આદિક દોષોને નિવારે છે. પરબ્રહ્મની નિત્ય નિર્દોષતાને સમર્થવામાં એ આચાર્ય પહેલા છે. એમને એ દુઃસહ દોષ આપ્યો છે તે તો સંપ્રદાય શિરે પણ તુલ્ય ન્યાયે આવે છે. નિત્યાનંદ મુનિએ હરિદિગ્વિજયમાં તથા શિક્ષાપત્રી ભાષ્યમાં તથા ગોપાળાનંદ મુનિ રચિત ઉપનિષદ્ ભાષ્યમાં પણ એજ રીતે શ્રુતિ સૂત્રોનું વ્યાખ્યાન કર્યું છે. "જગત્ એ સર્વ કારણના કારણ ઈશ્વરની લીલાનું પરિણામ છે. જગદ્રૂપી કાર્ય એ કારણબ્રહ્મની પરિણામ અવસ્થા છે. આ માન્યતાને કારણે રામાનુજ મતને પરિણામ તરીકે પણ ઓળખવામાં આવે છે" આ જે અપલાપ કર્યો છે તે ઉ. સંપ્રદાય શિરે પણ સ્વયં આવે છે. કેમકે સંપ્રદાયે પણ તે તે સ્થળે એવુંજ વ્યાખ્યાન શ્રુતિ સૂત્રોનું સંપૂર્ણ મળતું કર્યું છે. પોતાના મતનો કલ્પિત કયા અસાધારણ નામથી નિર્દેશ કરાય છે તે તો ચોખ્ખુ કહેતા નથી. પોતાનો મત રામાનુજને મળતો નથી તો શું વિવર્તવાદ કે આભાસવાદ કે બીજો કોઈ નૂતન મનસ્વી છે તેની સ્પષ્ટતા કરવી જોઈતી હતી. 'परिणामात्' 'योनिश्च' 'प्रकृतिश्च' આ જે સૂત્રો છે તે પરિણામ વાદને અનુકુળ છે. તેની સંગતિ સર્વ આચાર્યોએ કરી છે. તેઓ બધાજ પરિણામવાદી કહેવાતા નથી તો એકલા રામાનુજને પરિણામવાદી શા માટે કહેવા જોઇએ. તેમને તો વિશિષ્ટાદ્વૈતવાદી કહે છે. શ્રીજીપણ તેને સ્વમુખથી માન્ય કરે છે. જો તે બાબતમાં દૂષણ આપવું એ તો દ્વેષીનું કામ છે જે બાબતમાં બન્નેને સરખો જ દોષ આવતો હોય અને પરિહાર ( ઉત્તર ) પણ સરખોજ આવતો હોય ત્યાં સામાને દોષારોપણ કરવું ન જોઇએ એવી નીતિ છે. "परिणामात् આ સૂત્રનું નિવર્હન પોતે કેવી રીતે કરે છે તે તો કહેતાજ નથી.

"સૃષ્ટિનું સર્જન ભગવાન આત્મ લીલા માટે કરતા નથી. પણ જીવો પોતાનું કલ્યાણ સાધી શકે તે માટે કરે છે" આ અપવાદનો હવે સુવિચાર કરીએ—

આ બાબત પણ બહુ ઉઘાડી ચોખી પ્રયોજનવત્વાધિકરણમાં શંકા સમાધાન સાથે બે સૂત્રોથી પ્રતિપાદી છે. 'न प्रयोजनवत्त्वात्' ( ૨–૧–૩૨ ) આ સૂત્ર શંકામાં છે. બ્રહ્મનું જગત્પ્રતિ કર્તાપણું ઘટતું નથી. કેમકે લોકમાં જે કોઈ પ્રવૃત્તિ છે તે પ્રયોજન અપેક્ષાવાળી છે. જે કોઈ પ્રેક્ષાવાન્ પુરુષ છે તે પ્રયોજન ન હોય તો પ્રવૃત્તિમાં જોડાતો નથી. 'પ્રયોજન વિના મંદ પણ પ્રવર્તતો નથી' એવી કહેવત છે. પ્રયોજન બે

પ્રકારે કહેવાય છે સ્વાર્થ કે પરાર્થ. પરમાત્મા છે તે તો અવાપ્ત સમસ્તકામ ( સર્વ કામનાથી પૂર્ણ ) હોવાથી એમાં સ્વપ્રયોજન ઘટતું નથી. એમને કોઈ નવું ફળ મેળવવાનું નથી. સ્વાર્થ હોય તો કરે, જેથી જગતનું કર્તાપણું ઘટતું નથી. જો પ્રયોજન વિના કાંઇ કરે તો ગાંડામાં ગણાય. ઉદાર મનવાળા દયાળુઓની પ્રવૃત્તિ પરાર્થે જોવામાં આવે છે એમ કહો તો તે પણ સંભવતું નથી. દયાળું હોય તો ગર્ભ જન્મ જરા મરણ નરકાદિ બહુવિધ દુઃખ બહુળ જગતને સર્જે જ નહિ. આ દયાનું કાર્ય નથી. આવા કાર્યથી કશો પરાર્થ સાધી શકાતો નથી. આ રીતે સ્વાર્થે કે પરાર્થે પણ પરમાત્માને પ્રયોજન નહિ હોવાથી જગત્સર્ગમાં પ્રવૃત્તિ સંભવતી નથી. એમ શંકા કરીને—

'लोकवत्तु लीलाकैवल्यम्' આ સૂત્રથી સમાધાન કરે છે. સમસ્ત કામ પરિપૂર્ણ પરમાત્માની જગત્સર્ગમાં જે પ્રવૃત્તિ છે તે કેવળ લીલા જ પ્રયોજનવાળી છે. જેમ લોકમાં પરિપૂર્ણ એવા પણ રાજા વિગેરે કેવળ લીલાને માટે દડો રમવો, પાસા રમવા વિગેરે વિહારને કરે છે તેમ આ વિવિધ જગતની સૃષ્ટિ પણ પરમાત્માના લીલારસ માટે જ છે. માટે એમાં શંકાને સ્થાન નથી. આ રીતે પૂર્ણકામ ભગવાન્ સૃષ્ટિનું સર્જન આત્મલીલા પ્રયોજને કરતા હોવાથી એમને સ્વાર્થ પહેલો છે. જેમ કરોળીયો ( કીડો ) વિહારની વાંછાથી પોતામાં લીન રહેલા અને પોતાના અંશભૂત એવા તંતુ ( લાળ )ને મુખ થકી બહાર કાઢીને વિસ્તારીને તંતુજાળથી યથેચ્છ વિહાર કરીને પછી તેને ગળી જાય છે. આ પ્રત્યક્ષ દૃષ્ટ છે. તેમ મહાશક્તિ પરમાત્મા પણ લીલારસના અનુભવની વાંછાથી પોતાના અંશભૂત ચેતન અચેતન કે જે પ્રલય વખતે અતિસૂક્ષ્મ દશાને પામીને પોતાથકી અવિભકત (જુદા નહિ) હતા તેને સંકલ્પમાત્રથી વિવેચન કરીને સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપથી બહુ વિસ્તારીને તેનાવડે વિહાર કરીને અંતે એને ઉપસંહારી લે છે. જેમ બાળકો પ્રથમ ગૃહનિર્માણાદિકને કરીને રમીને પછી તેનો નાશ કરી નાખે છે એ બધુજ બાળકોની લીલારૂપ મનાય છે તેમ સંહાર પણ લીલા જ કહેવાય. આ બાબત વ્યાસાદિ મુનિઓએ 'त्वं न्यञ्चद्भिरुदञ्चद्भिः कर्मसूत्रोपपादितैः । हरे विहरासे क्रीडा कन्दुकैरिव जन्तुभिः' 'मोदते भगवान् भूतैर्बालः क्रीडनकैरिव' ઇત્યાદિ વચનોથી પ્રતિપાદી છે.

લીલા કોને કહેવાય ? તો તેનું લક્ષણ સર્વાર્થસિદ્ધિમાં 'प्रीति विशेष प्रभवः स्वयंप्रियो व्यापारः लीला' આ રીતે કર્યું છે. તાત્પર્ય એ છે કે 'प्रीति विशेष प्रभव' આ વાકયથી પૂર્ણાનંદનીજ લીલા વ્યાપારમાં પ્રવૃત્તિ સ્વાભાવિકી છે એમ જણાવ્યું છે. 'स्वयंप्रिय' આ વાકયથી પ્રથમ લીલા સિવાય બીજા કોઈ પ્રયોજનનો અભિસન્ધિ હતો નહિ' એમ જણાવ્યું છે આ પરમાત્માની પૂર્ણ કામતાની સિદ્ધિ માટે ગુણ રૂપ વિભૂતિ વિગેરે બધુજ સાચુ માનવું જોઇએ. નહિ તો પૂર્ણકાતા સિદ્ધ થાય નહિ. ભોગ, લીલા અને સ્વરૂપ એવા રૂપથી બહુધા આનંદ માનવામાં આવે છે. જેમ નિરોગી શરીરવાળાને એક સ્વરૂપાનંદ છે, બીજો પુષ્પહાર ચંદનાદિના સેવનથી ભોગાનંદ આવે છે. ત્રીજો–દડો રમવો વિગેરેથી લીલાનંદ આવે છે. તેમ પરમાત્માને ત્રણ પ્રકારના આનંદનો યોગ હોવાથી આનંદઘન કહેવાય છે. પરમાત્મા અનંત આનંદ સ્વરૂપ સ્વતઃ હોવાથી એમને **સ્વરૂપાનંદ** એક છે. બીજો દિવ્ય સ્થાન મુકત ભોગ્યરૂપાદિકનો યોગ હોવાથી **ભોગાનંદ** વર્તે છે. ત્રીજો જગજ્જન્માદિ લીલા વ્યાપાર હોવાથી **લીલાનંદ** વર્તે છે. એમ ભગવાનની પૂર્ણ આનંદમયતા 'यतो वाचो निवर्तन्ते' આ શ્રુતિમા અને 'आनन्दमयोऽभ्यासात्' આ સૂત્રમાં સંવર્ણવી છે. અહીં 'लोकवत्तु लीलाकैवल्यं' આ સૂત્રથી લીલાનંદ વર્ણવ્યો છે.

ઉપર પ્રમાણે જગત્કર્તા જગદીશે કરાતો જગત્સર્ગ સ્વાર્થે છે. સ્વાર્થ સાથે પરાર્થ પણ છે. સ્વાર્થવાળા શું પરાર્થ નથી કરતા ? પરમ કૃપાળુ ભક્તવત્સલ ભગવાન્ હિતાહિતના જ્ઞાન માટે બ્રહ્માદિ દ્વારા વેદાદિ શાસ્ત્રોને પ્રથમ પ્રવર્તાવે છે. પછી કરણ કલેવરાદિકને પામેલા જીવોની અંદર અનુપ્રવેશીને તેને સત્તા સંપાદન કરી આપીને, હિતમાં પ્રવૃત્તિ અને અહિતથકી નિવૃત્તિમાં ઉપયોગી જ્ઞાન શક્તિનો ઉદ્બોધ આપવા વડે રક્ષા કરે છે. વળી " विचित्रा देहसम्पत्तिरीश्वराय निवेदितुम् । पूर्वमेव कृता ब्रह्मन् हस्तपादादिसंयुता " આમાં કહ્યા પ્રમાણે પોતાના આરાધન માટે વિચિત્ર દેહસંપત્તિને આપે છે. ઈત્યાદિ બહુ ઉપકારોને કરે છે. માટે જગત્સર્ગ એ લીલા અને ભક્તરક્ષા એ પરાર્થ માનવો પડે.

ઉપરની તાત્વિક બન્ને બાબતો મુખ્ય ગ્રંથ તરીકે માનેલા વચનામૃતમાં વિસ્પષ્ટ છે. મુખ્ય ચાર સદ્‌ગુરુ સંગ્રહિત પ્રસ્તાવનામાં ગોલોકાન્તવર્તિ અક્ષર ધામના અધિપતિ સર્વકારણ કારણ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને વર્ણવતાં "અનંતકોટિ બ્રહ્માંડની જે ઉત્પતિ, સ્થિતિ ને પ્રલય તે રૂપ છે લીલા જેમની એવા છે" એમ જગત્સર્ગાદિકને તેમના અસાધારણ ઐશ્વર્ય તરીકે વર્ણવવા પૂર્વક તેને એક લીલા કૈવલ્ય તરીકે પ્રતિપાદે છે' (આથી જગત્કર્તૃત્વનું લીલા કૈવલ્ય જણાવ્યું) પ્ર–૬૮ 'શ્રીમદ્ ભાગવત જેવા આસ્તિક ગ્રંથને વિષે કહી જે જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ ભગવાનની લીલા તેને સાંભળે" (આથી જગદુત્પત્યાદિની ભગવાનની લીલારૂપતા જણાવી) લોયા. ૨ "અને સર્વના કારણરૂપ એવા ભગવાન તે મનુષ્ય જેવા જણાય છે તો પણ પોતાના અંગમાંથી યોગકલાએ કરીને અનેક કોટિ બ્રહ્માંડને ઉત્પન્ન કરવાને સમર્થ છે અને પાછાં પોતા વિષે લય કરવાને સમર્થ છે" (આથી ભગવાનનું ત્રિવિધ કારણપણે થઈ રહેવાનું અને કરોળીયાની પેઠે નિર્વિકારીપણે રહેવાનું વિચિત્ર સામર્થ્ય જણાવ્યું) કા. ૧ "સૃષ્ટિ દશામાં નામરૂપ સહિત અને સુષુપ્ત પ્રલય દશામાં નામરૂપ રહિત એવા જીવ ઈશ્વરને પ્રકાશનારા...એવા ભગવાન તેને આ જગતની ઉત્પત્તિ સ્થિતિનું કરવું છે તે કાંઈ પોતાને અર્થે નથી. કાંજે ભાગવતમાં કહ્યું છે જે 'बुद्धीन्द्रियमनःप्राणान्' માટે જગતની ઉત્પત્તિ કરે છે તે પણ જીવના કલ્યાણને અર્થે કરે છે અને સ્થિતિ કરે છે તે પણ જીવના કલ્યાણને અર્થે કરે છે અને પ્રલયને કરે છે તે પણ જીવને અર્થે કરે છે. એવી રીતે સર્વ પ્રકારે જીવના હિતને અર્થે પ્રવર્ત્યા એવા જે ભગવાન" (આથી ભગવાનની જગત્સર્ગાદિ સમગ્ર પ્રવૃત્તિ જીવાર્થે જણાવી) લોયા ૧૦ "જેમ કરોળિઓ પોતાની લાળને વિસ્તારીને પાછી સ્વતંત્રપણે ગળવી ઘટે ત્યારે ગળી લે છે" (આ દૃષ્ટાંત અન્ય અર્થમાં આપ્યું છે પણ સૂત્રભાષ્યમાં જણાવ્યા મુજબ પરમાત્માના લીલારૂપ કર્તૃત્વ–હર્તૃત્વમાં પણ લેવું.) આ રીતે આ પ્રબન્ધમાં ભગવાનનો જગદ્‌વ્યાપાર સ્વાર્થે અને પરાર્થે પણ વર્ણવ્યો છે. પૂર્વ શાસ્ત્રો સાથે સંપૂર્ણ સંગતિ છે. એક બાબતને આદર કરીને બીજી બાબતને અનાદર કરવો એ સંગતિ કરી ન કહેવાય. પંડિતરાજ નિત્યાનંદમુનિ સ્તોત્રમાં 'ब्रह्माण्डौघभवावनाभयगाहालीलः' એમ જગત્સર્ગાદિકને મહાલીલા તરીકે વર્ણવે છે. પ્રેમાનંદમુનિ 'જગત જન્મ પાલન લય લીલા જેહની" એમ સચ્છાસ્ત્ર સાથે મળતું કહે છે. એવાં તો બહુ વચનો સંપ્રદાયના પ્રબન્ધોમાં વર્તે છે. રામાનુજાચાર્ય તો શ્રીભાષ્યના આરંભમાં મંગળ તરીકે 'अखिलभुवनजन्मस्थेमभङ्गादिलीले' આ રીતે જગજ્જન્માદિકને લીલા તરીકે કહે છે. ગોપાલાનંદમુનિ તો સૂત્રદીપના અંતિમ મંગળમાં 'जगदुदयलयाद्यैः क्रीडतो धर्मसूनोः' એમ જગદુદયાદિકને શ્રીહરિની ક્રીડા તરીકે કહે છે.

રામાનુજવાળા પણ સ્વાર્થની સાથે પરાર્થને પણ પ્રતિપાદે છે. શ્રી વત્સાંકમિશ્ર તો "ભગવાને પોતાનું જે કાંઈ સર્વસ્વ–પરિજનો, પરિબર્હ, (ચામર વિગેરે રાજચિહ્નો) આભૂષણો, આયુધો, જ્ઞાન શક્તિ વિગેરે પ્રવર ગુણગણો, પરમ પદ, બ્રહ્માંડ, પોતાનો દેહ અને જ્ઞાનસ્વરૂપ આત્મા આદિક સંગ્રહ્યું છે તે આશ્રિતો માટેજ છે" એમ કહે છે. આ ઉપરના સમાલોચનથી સ્પષ્ટ સમજાશે કે—રામાનુજના તત્ત્વમંતવ્યમાં અને શ્રીજીના મંતવ્યમાં અલ્પ પણ ભેદ નથી. સર્વાંશે સર્વ રીતે અને બીન શરતે સ્વીકાર છે. છતાં રામાનુજની તત્વમાન્યતામાં કદાચ અજ્ઞાનવશાત્ અંશથી સ્વીકારવાનું કહેશો પરંતુ તેમની માન્યતાનું જે મૂળ 'परिणामात्' 'योनिश्च' 'प्रकृतिश्च' लोकवतु लीलाकैवल्यं' ઇત્યાદિ પ્રાસંગિક સૂત્રોને અંશતઃ પોતાની રીતે શરતે સ્વીકારવાનું કહી શકાશે? કદાચ સૂત્રોને પણ તેમ કહેવાનું સહસા સ્વીકારશો પરંતુ તેના પણ મૂળભૂત જે શ્રુતિઓ "बहु स्यां प्रजायेय' 'यद्भूतयोनिं' ઇત્યાદિ ઉપર્યુક્ત સદર્થને સમર્થનારી શ્રુતિઓને અંશથી કે પોતાની રીતે કે શરતે સ્વીકારવાનું અતિ સાહસ કરી શકાશે? જ્યારે કોઇપણ બાબતમાં ભેદ સાબીત કરી શકતા નથી તો પછી ઉધડ ઉભાંગડ અપવાદ આપવાથી કશો સ્વાર્થ સરતો નથી. આ ઉપરથી સુજ્ઞ વાંચકો સ્વયં સ્પષ્ટ સમજી શકશે કે–લેખકશ્રી શ્રીજીમાન્ય રામાનુજીય તત્વજ્ઞાનને લેશથી પણ સમજી શકયા નથી. 'અધુરુ યા અવળું જ્ઞાન અહિતકર છે' એમ પોતેજ સ્વીકારે છે એટલે અધિક કહેવાની અપેક્ષા નથી. આ રીતે શ્રીજીમાન્ય હોઇને સર્વસમાશ્રિતમાન્ય રામાનુજીય તત્વજ્ઞાન વિષે વગર સમજે આરોપેલા બે અસદ્ દોષોની સમાલોચના સંપૂર્ણ થઇ.

૬ પેરામાં તો ગહન વેદાંત તત્ત્વજ્ઞાનમાં પરા કાષ્ઠાએ જાણે પહોંચી ગયા હોય એવા અભિનિવેશથી
“જીવ ( આત્મા ) અને અક્ષરનો ઉપયોગ પરમાત્મા પોતાના કોઈ હિતની સિદ્ધિ માટે કરતા નથી. એટલે કે
જેમ જીવ, પોતાનું શરીર પોતાના હિત માટે ધારી રહેલો છે અને તેનો ઉપયોગ પોતાના હિત માટે કરે છે
તેમ પરમાત્મા જીવ અને અક્ષરરુપી શરીરને પોતાના કોઇ હિત માટે ધારી રહેલા નથી. તેથી પંચભૂતાત્મક
દેહમાં રહેલા જીવ અને દેહ વચ્ચે જે પ્રકારનો શરીર–શરીરી ભાવ સંબન્ધ છે તે પ્રકારનો શરીર–શરીરી
સંબન્ધ, આત્મા અને અક્ષર તથા પરમાત્મા વચ્ચે નથી. પણ પરમાત્મા વ્યાપક છે અને જીવ વ્યાપ્ય છે;
પરમાત્મા સ્વતંત્ર છે અને જીવ–અક્ષર પરતંત્ર છે, પરમાત્મા સમર્થ છે અને જીવ–અક્ષર અસમર્થ છે. એ
કારણે અને એ રીતે બન્ને વચ્ચે શરીર–શરીરી સંબન્ધ છે” આ રીતે શ્રીજીસંમાન્ય વિશિષ્ટાદ્વૈત મતનો
પ્રમુખ્ય પ્રમેય શરીર–શરીરિભાવ કે જે પરમાત્મા અવર સર્વ તત્વોમાં સ્વરૂપથી વ્યાપક છતાં નિત્યનિર્દોષતાને
ઘટાવામાં ઘણો ઉપયોગનો હોઇ તે શિક્ષાપત્રી ભાષ્ય, શારીરક સૂત્રભાષ્ય, ઉપનિષદ્ભાષ્ય વિગેરે સાંપ્રદાયિક
ગ્રંથોમાં સર્વાંશે સર્વ રીતે બીનશરતે સ્વીકાર્યો છે અને તેનું સમર્થન સુરીતે કર્યું છે અને જરા જેટલો
તફાવતનો ગંધ પણ આણ્યો નથી. એની ઉપર પણ જાણે સામાવાડીયા કે સમોવડીયા કે સમધિક હોય એમ
ઉઘાડું આક્રમણ અપમાનજનક જાહેરમાં કર્યું છે. એની હવે સમાલોચના સર્વતઃ સમીચીન કરીએ—

શ્રીજીસંમાન્ય વિશિષ્ટાદ્વૈતમતથકી જેમનો અદ્વૈતાદિ મત વિરુદ્ધ છે તેને તો કાંઈ કહેવાની શક્તિ
નથી. ઘરમાં છિન્દ્રાન્વેષણ કરવા જેવી વાત છે. તે પણ તદ્દન ખોટી રીતે. અદ્યાપિ રામાનુજાચાર્ય પ્રતિ
પાદિત શરીર–શરીરિભાવ સંબન્ધમાં કોઈપણ સાંપ્રદાયિક વ્યક્તિ દૂષણ આપવા યોગાનમાં આવી નથી.
સર્વ કોઈ વિદ્વાનોએ સમર્થન કર્યો છે. કયા મતમાં રહીને કોની સાથે આ વિવાદ કરું છું તેનું ભાનતો રાખવું
ઘટે. આ આપડહાપણુ તો તત્વજ્ઞાનિઓમાં હાસ્યાસ્પદ છે. ઉ. સંપ્રદાય થકી પણ જાણે પોતાનો કોઈ
સ્વતંત્ર મત હોય એવી ભાવનાને સેવતા હોય એમ જણાય છે. સામા શબ્દોને એમ તેમ અડાવે છે પણ
તેના અર્થની સ્પષ્ટતા કરવી જોઇએ તે કરતા નથી. સંદિગ્ધ દ્વિઅર્થા રાખે છે. બીજુ આ બાબત એવી
શી બહુ મહત્વની હતી કે ( ડૉ. થીબો સિક્રેટ બૂક્સ ઓફ ઈષ્ટ ગ્રંથમાળા પુ. ૪૮ (૧૯૬૨) પૃ૯ ૪૨૪ )
આવી નોંધ આપવી પડે છે આતો એક આડંબર કે આટાટોપ કેમ ન કહેવાય ? જ્યારે અંગ્રેજી તરજુમાની
નોંધ આપી છે ત્યારે રામાનુજના શરીર લક્ષણવાળાં સંસ્કૃત વાકયોની નોંધ અવશ્ય અગ્રે આપવી જોઈએ.
અને કયા સૂત્રના ભાષ્યમાં એ બાબત છે તેની પણ નોંધ આપવી જોઇએ એ ન્યાયની વાત છે રામાનુજ
વાકયોમાં અને અંગ્રેજી તરજુમામાં અને લેખક કૃત ગુજરાતી અનુવાદમાં સુજ્ઞ વાંચકને શંકા ઉપજે એ
સહજ છે. રામાનુજનું વાકય લખીને જ વિવાદ કરવાનો હતો. તેનો વળી અંગ્રેજીમાં તરજુમો અને તેને
વળી સ્વકૃત ગુજરાતી અનુવાદ, આ બધા લાંબા ધતીંગની શી જરૂર ? જ્યાં સઘળું સ્વતંત્ર તંત્ર ચાલતું
હોય ત્યાં રીતની વાતને સ્થાન કયાંથી હોય ? હવે પ્રકૃત ઉપર આવીએ. પ્રથમ આ વિષયમાં રામાનુજનો
મત કહીને પછી તે વિષયમાં આપેલાં દૂષણોનો પરિહાર કરવાનો રહેશે.

શ્રી રામાનુજાચાર્યની આ બાબત મનઃકલ્પિત મિથ્યા નથી પરંતુ 'यस्यात्मा शरीरं' 'यस्याक्षरं शरीरं'
'यस्य प्रकृतिः शरीरं' 'तत्सर्वं वै हरेस्तनुः' ઈત્યાદિ બહુ શ્રુતિ સ્મૃતિ સિદ્ધ સત્ય છે. એને આધારે 'नतु दृष्टान्तभावात्'
( ૨–૧–૯ ) આ સૂત્રના ભાષ્યમાં 'यस्य चेतनस्य यद्द्रव्यं सर्वात्मना स्वार्थे नियन्तुं धारयिषतुं च शक्यं तच्छैषतैक-
स्वरूपं च तत्तस्य शरीरं' આ રીતે લોક વેદમાં જ્યાં જ્યાં **શરીર** શબ્દનો પ્રયોગ થતો હોય ત્યાં સર્વત્ર સંગત
થાય એવું નિર્દોષ લક્ષણ કર્યું છે. અર્થ એવો છે કે જે દ્રવ્ય જે ચેતનનું સર્વાત્મના સ્વાર્થે નિયમન કરી
શકાય અને ધારણ કરી શકાય અને તે ચેતનનું જ એક શેષ થઇને રહે તે દ્રવ્ય તે ચેતનનું શરીર કહેવાય
જેમ આપણો આ ચેતન આત્મા પોતાના શરીર દ્રવ્યને સર્વાત્મના સ્વાર્થે નિયમન કરવા અને ધારવા સમર્થ
થાય છે અને એ શરીર આત્માનાજ એક શેષભૂત થઈ રહે છે માટે તે આત્માનું તે શરીર કહેવાય છે. તેમ
પરમ ચેતનભૂત પરમાત્મા સમસ્ત ચેતન અચેતન દ્રવ્યોને સર્વાત્મના સ્વાર્થે નિયમન અને ધારણ કરી શકે છે અને તે

દ્રવ્યો પરમાત્માના શેષ ભાવેજ સર્વદા રહેલાં છે તેથી તેઓને પરમાત્માના શરીર તરીકે કહેવાય. આ રીતે લક્ષણનો સમન્વય છે. બીજાઓએ ' ચેષ્ટા, ભોગ, ઇન્દ્રિયાશ્રય ' એમ ત્રણ લક્ષણો કર્યાં છે તેમાં અવ્યાપ્તિ આદિક દૂષણો આવતાં હોવાથી આ સર્વ લક્ષ્યાનુસારી નિર્દૂષણ લક્ષણ કર્યું છે. 'સર્વાત્મના' આ પદનો અર્થ જ્યાં સુધી તે દ્રવ્ય હોય ત્યાં સુધી એવો જાણવો 'સ્વાર્થે' આ પદનો અર્થ 'સ્વવિષય' એવો જાણવો. "તેતે શરીરથી સંપાદ્ય કાર્યમાં" એવું તાત્પર્ય છે. આમાં ત્રણ લક્ષણ અલગ અલગ છે. જે ચેતનનું જે દ્રવ્ય સર્વાત્મના સ્વાર્થે નિયમન કરી શકાય તે તેનું શરીર છે. જે દ્રવ્ય જે ચેતનનું સર્વાત્મના સ્વાર્થે ધારણ કરી શકાય તે તેનું શરીર છે. જે ચેતનનું જે દ્રવ્ય શેષતૈકસ્વરૂપ થઈ રહે તે તેનું શરીર છે. ત્રીજા લક્ષણમાં એક શબ્દ છે તે 'સર્વાત્મના' પદને સ્થાને સમજવો. શરીર લક્ષણમાં જે જે પદો મુકયાં છે તેનું પ્રયોજન ભાષ્યટીકા થકી જાણવું.

આ તો શરીરનું લક્ષણ થયું. શરીર કેનું ? તો આત્માનું. શરીર અને આત્મા આ બન્ને પદાર્થો પ્રતિસંબન્ધથી (સામસામા સંબન્ધથી) નિરૂપણીય હોવાથી શરીરનો પ્રતિસંબન્ધી તે શરીરી આત્મા કહેવાય અને શરીરી આત્માનું જે પ્રતિસંબન્ધી તે શરીર કહેવાય. એવી સ્થિતિ હોવાથી શરીરનું લક્ષણ કરવાથી શરીરિનું અને શરીરિનું લક્ષણ કરવાથી શરીરનું લક્ષણ આપોઆપ થઈ જાય છે. સ્પષ્ટ એ થાય છે કે-જે વ્યાપક આધાર નિયંતા અને શેષી થાય તે ચેતન આત્મા અને આત્માએ વ્યાપ્ય આધેય નિયામ્ય અને શેષ થાય તે શરીર કહેવાય. આ બન્નેના સંબન્ધને આત્માથકી શરીર કયારેય પણ પૃથક્ નહિ રહેનાર હોવાથી અપૃથક્સિદ્ધ કહે છે. જગત અને પરમાત્મા વચ્ચેના આવા સંબન્ધને સમજાવવા માટે આપણા દેહ આત્માને દૃષ્ટાંતપણે લેવામાં આવે છે. એટલે જેમ જીવાત્મા પોતાના એકજ શરીરમાં વ્યાપીને તેને ધારે છે નિયમે છે અને યથેષ્ટ વિનિયોગ કરે છે તેથી શરીરનો પ્રતિસંબન્ધી જે આત્મા તે પોતે વ્યાપક ધારક નિયામક અને શેષી થાય છે અને જે શરીર છે તે જીવાત્માઓનુ વ્યાપ્ય ધાર્ય નિયામ્ય અને તેનું શેષ થાય છે. તેમજ પરમાત્મા જડાજડ સર્વ વિશ્વમાં વ્યાપીને તેને ધારે છે નિયમે છે અને તેનો યથેષ્ટ વિનિયોગ કરે છે તેથી જગતના પ્રતિસંબન્ધી પરમાત્મા પોતે સર્વેનો વ્યાપક ધારક નિયામક અને શેષી થાય છે અને જગત્ પરમાત્માએ વ્યાપ્ય ધાર્ય નિયામ્ય અને શેષ થાય છે. જે આ શરીરનો આત્મા સાથેનો સંબન્ધ કહ્યો તે તો સ્ત્રી, ઘર, ખેતર વિગેરેના સંબન્ધ કરતાં અતિવિલક્ષણ વધુ પરંત્રતારૂપનો છે. આત્માની આગળ શરીરનું જેવું અત્યંત પારતંત્ર્ય છે તેવું દૈહિક સ્ત્રી ઘર આદિકમાં નથી. એમનું પારતંત્ર્ય તો ઉપરથી અલ્પ છે. અને દેહનું પારતંત્ર્ય તો અંતરથી અત્યધિક છે તેમજ સમસ્ત જગતના એકાત્મા સર્વશરીરી પરમાત્માની આગળ શરીરભૂત જગતનું પારતંત્ર્ય અત્યંત છે. એને સમજાવવા માટેજ બન્ને વચ્ચે શરીરાત્મભાવરૂપ અંતરંગ સંબન્ધ સ્વીકાર્યો છે. આ શરીરાત્મભાવ સંબન્ધથી વ્યાપ્ય વ્યાપક ભાવ, આધેયાધારભાવ, નિયામ્ય નિયામકભાવ અને શેષશેષિભાવ સંબન્ધ ફલિત થાય છે. આ સંબન્ધોનો ફલિતાર્થ પરમાત્માની સ્વતંત્રતામાં અને જગતની અત્યંત પરતંત્રતામાં આવે છે. આ ઉપરથી બીજાપણ સંબન્ધો સ્વસ્વામિભાવ સેવ્યસેવકભાવ પાલ્યપાલકભાવ વિગેરે પણ ફલિત થાય છે. એનું તાત્પર્ય પણ પરમાત્માની સ્વતંત્રતામાં પર્યવસિત છે. ગીતામાં વિભૂતિ વિભૂતિમાન સંબન્ધ જણાવ્યો છે તે તો નિયામ્યનિયામક રૂપનો હોવાથી એમાં અંતર્ગત છે, પૃથક્ નથી. આ સઘળા સંબન્ધોથી જગત થકી જગદીશની અત્યંત વિલક્ષણતા અને નિરતિશય ઉત્કર્ષ સાધવામાં આવ્યો છે. આ બધુ વિવેચન કરવાનું ખરું કારણ એ છે કે-પરમાત્માની સર્વવિધ કારણતા હોવા છતાં નિત્ય નિર્દોષતા કેવી રીતે ઘટે છે તે સમજાવવા માટે છે. આ રીતે રામાનુજાચાર્યકૃતશરીર લક્ષણ અને તેનું વિવેચન વિશદ છે.

ઉપર્યુક્ત જે સમસ્ત તત્વાર્થ શ્રીરામાનુજાચાર્ય પ્રતિપાદિત છે તે ઉ. સંપ્રદાયે સર્વાંશે સર્વરીતે અને પ્રતિજ્ઞા સાથે સ્વીકાર્યો છે તે જણાવવા હવે સંપ્રદાયિક તત્વશાસ્ત્રોનો સુવિચાર કરીએ– તત્ત્વજ્ઞાનનો આધાર બ્રહ્મસૂત્રો છે અને તેનો મૂળ આધાર ઉપનિષદો છે. ગોપાલાનંદમુનિ રચિત ભાષ્યમાં 'आत्मा वा इदमग्र आसीत्' (ઐ. ઉ.) આ શ્રુતિમાંના આત્માશબ્દનું "आप्नोति–व्याप्नोति सकलमिदं सर्वात्मनाऽधारतया नियन्तृतया शेषितया च सोऽयं परमात्मा आसीत्' આ રીતે પરમાત્માપર વ્યાખ્યાન કર્યું છે. અર્થ એવો સુસંગત

છે કે–આ સકળ વિશ્વમાં વ્યાપે છે–એટલે સર્વાત્મના આધારપણે નિયંતાપણે અને શેષિપણે વ્યાપે છે તે આ એક **પરમાત્મા** જ અગ્રે હતા. જ્યારે **આત્મા** શબ્દનો એવો અર્થ થયો તો જેમાં વ્યાપે છે તે આ વિશ્વ આધેય નિયામ્ય અને શેષ થાય છે, એ અર્થ સ્વતઃ સિદ્ધ થાય છે. આ રીતે વિશ્વ અને વિશ્વાત્મા વચ્ચે શરીરાત્મભાવ સંબન્ધ ઘટાવ્યો છે. આ રીતે રામાનુજકૃત અર્થનો સર્વાંશે સ્વીકાર છે. આ ભાષ્યમાં એવી તો બહુ બાબતો અવિશેષ છે.

'न तु दृष्टान्तभावात्' (૨–૧–૯) આ સૂત્રના મુક્તાનંદમુનિ કૃત ભાષ્યમાં–પરમાત્માની સર્વ વિશ્વમાં સ્વરૂપથી વ્યાપકતા છતાં નિત્યનિર્દોષપણું નિરૂપવાના પ્રસંગે 'यः पृथिवीमन्तरे सञ्चरन् यस्य पृथिवी शरीरं' "एष सर्वभूतान्तरात्माऽपहतपाप्मा दिव्यो देव एको नारायणः" 'जगत्सर्वं शरीरं ते' ઇત્યાદિ શ્રુતિ–સ્મૃતિઓનો ઉપન્યાસ કરીને, તેનું પરમાત્માના શરીર તરીકે વ્યાખ્યાન કરતાં, લૌકિક વૈદિક સર્વ પ્રયોગને અનુગુણ શરીર લક્ષણ 'यस्य चेतनस्य यद्द्रव्यं सर्वात्मना स्वार्थे नियन्तुं धारयितुं च शक्यं तत्तस्य शरीरं' આ રીતે કર્યું છે. આનો અર્થ ઉપરના જેવો જ જાણી લેવો. સૂત્રાર્થ એવો છે કે–બ્રહ્મને ઉપાદાન કહીએ તો આ પ્રપંચ સાથે તેમનો અભેદ હોવાથી પ્રપંચની પેઠે બ્રહ્મમાં પણ વિકારિ વિગેરે દોષોનો પ્રસંગ આવશે જ. તો નહિ આવે. કેમ કે એ બાબતમાં લોક પ્રસિદ્ધ દષ્ટાંત છે. જેમ કે લોકમાં 'આ બાળ થયો, આ યુવા થયો, આ વૃદ્ધ થયો' આ વ્યવહાર પુરુષમાં થાય છે. તેમાં બાળપણું વિગેરે વિશિષ્ટ શરીરિમાં વ્યવહાર થાય છે પણ તે જીવને કલંકિત કરતો નથી. પરંતુ શરીરને કલંકિત કરે છે. એમ ચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ યદ્યપિ કારણા-વસ્થામાં અને કાર્યાવસ્થામાં વર્તે છે તથાપિ નિર્દોષજ છે. વિકૃતિ સુખ દુઃખ આદિક દોષો પરમાત્માને સ્પર્શતા નથી. પરંતુ તેમના શરીર ભૂત ચિદચિત્ અંશમાંજ એ દોષો રહે છે. એમ જગત્કારણ પરમાત્માની નિર્દોષતા નિરૂપી છે.

'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः' (શિક્ષાપત્રી ૧૦૭) આ શ્લોકના ભાષ્યમાં જેમ આ વપુમાં આ જીવ અંદર પ્રવેશીને તેને નિયમે છે તેમ જીવને પણ જે અંદર પ્રવેશીને નિયમે છે તે સર્વેશ્વર સમજવા. જેમ શરીર જીવના અધિષ્ઠાનથી સ્વકાર્ય કરવા સમર્થ થાય છે. અન્યથાતો કાષ્ટવત્ અસત્ છે. તેમ જીવ પણ પરમેશ્વરની સત્તાથી ચેતનાને પામે છે. અન્યથાતો અસત્ તુલ્ય છે એ તાત્પર્ય છે. સંસ્કૃત વાક્યોનો આ અનુવાદ છે. આ અર્થના ઉપપાદન માટે 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमयाते' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ છે. 'ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ' એમ પરમાત્માનું સ્વાતંત્ર્ય કહ્યું હોવાથી બીજાઓનું પારતંત્ર્ય સિદ્ધ થાય છે. તે રાજાનું રાષ્ટ્ર પ્રત્યે કેવળ ઉપલેક છે તેવું નહિ પણ જીવાત્માની અપેક્ષાએ શરીરનું છે એમ સમજવું ઘટે. કેમકે 'अन्तर्यामितया स्थितः' એમ વિશેષ કહેવામાં આવ્યો છે. આથી આત્માઓ પરમાત્માના શરીર છે એ સિદ્ધ થાય છે. 'यस्य चेतनस्य यद्द्रव्यं सर्वात्मनाऽन्तः प्रविश्य नियन्तुं शक्यं तद्धि तस्य शरीरं' એમ શરીરનું લક્ષણ સર્વાનુગત નિર્દોષ કર્યું છે શરીર શરીરિભાવના જ્ઞાપનથી શેષશેષિભાવ પણ આત્મા પરમાત્મા વચ્ચે સિદ્ધ થાય છે, જે શરીર છે તે શરીરિનું શેષભૂત હોય છે. કેમકે પરાર્થપણું છે, શરીરસત્તા છે તે શરીરિના ફળ માટેજ છે, જે પરને માટેજ હોય તે શેષ કહેવાય. એમાં પ્રમાણ શું ? તો 'शेषः परार्थत्वात्' (પૂર્વ મીમાંસા) આ સૂત્ર છે. પરનો અતિશય સાધવા માટેજ જેના સ્વરૂપનો સ્વીકાર થતો હોય તે **શેષ** કહેવાય છે. શંકા–જે આત્મા છે તે શરીરની માફક સંઘાતરૂપ નથી કે જેથી તે પરાર્થે હોઈ શકે. કેમકે તે તો જ્ઞાનસ્વરૂપ છે. તે તો પોતાના અતિશયથી જ પોતે પ્રકાશે છે. જે પરમાત્મા છે તે તો પ્રાપ્ત સમસ્તકામ છે તેમનો કયો અતિશય આ અસમર્થ આત્મા કરી શકે છે ? માટે પરમાત્માની અપેક્ષાએ આત્માનું શેષત્વ કહેવું યોગ્ય નથી. એવી શંકામાં કહે છે કે– દાસનું જે સ્વરૂપ છે તે સ્વામિને માટેજ છે. એમાં 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' 'कृष्णस्य हि कृते सर्वमिदं विश्वं चराचरं" એવું પ્રમાણ છે. એટલે આત્મા પરમાત્મા વચ્ચે શેષશેષિભાવ કહેવામાં કશો બાધ નથી. પરને ઉદ્દેશીનેજ જેનું સ્વરૂપ કલ્પાએલું હોય તે **શેષ** અને તેનો પ્રતિસંબન્ધી (ઉદ્દેશ્ય) તે **શેષી** કહેવાય. જેમ પુષ્પ ચંદન ઘર ખેતર

આદિક ભોગ્ય વસ્તુમાત્ર છે તેનું સ્વરૂપ ભોક્તાઓના ભોગ માટેજ કલ્પાએલું હોવાથી ભોક્તાના શેષભૂત કહેવાય છે. અચેતન વસ્તુઓને પોતાને કશો સ્વાર્થ નથી. પરાર્થેજ પોતાનું સ્વરૂપ છે એ દેખીતી વાત છે. જેમ પતિવ્રતા પત્નીનું સ્વરૂપ પતિના ભોગ માટેજ કલ્પાએલું હોવાથી તે પતિના શેષભૂત કહેવાય. યદ્યપિ પત્નીને ઉપભોગજન્ય સ્વભોગ પણ જોવામાં આવે છે. પરંતુ તે અવાંતર ગૌણ ગણાય છે. સતીની જે ઉપભોગ પ્રવૃત્તિ છે તે પતિભોગના ઉદ્દેશથી છે પણ સ્વતઃ નથી. જો સતીની ઉપભોગ પ્રવૃત્તિ સ્વભોગના ઉદ્દેશથી થાય તો તે સતીપણાને ઉપઘાત કરનારી બને. એને સતીજ ન કહેવાય. એને જ ખરૂં પતિવ્રત કહે છે. સતીની પેઠે જીવનું સ્વરૂપ પણ પરમાત્માના ભોગના ઉદ્દેશથી કલ્પાએલું હોવાથી તે પરમાત્માનાજ શેષભૂત છે એમ સિદ્ધ થાય છે. મુક્તિદશામાં પણ સેવાજ મુક્તિ માનેલી હોવાથી 'बद्धाञ्जलिपुटा हृष्टा नम इत्येव वादिनः' આમાં કહ્યા પ્રમાણે નમસ્કારાદિ સેવાજન્ય આનંદવાળા મુક્તો 'નમ' 'અમારૂં કાંઈ નથી' એમ સ્વભોગને ગૌણ ગણીને પરમાત્માના મુખ પ્રસાદનેજ વાંછે છે. જે યથેષ્ટ વિનિયોગને યોગ્ય હોય તે શેષ કહેવાય છે. વળી ભાષ્યમાં 'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः' આથી સર્વાત્માપણું, સર્વાધારપણું, સર્વશેષિપણું વિગેરે લક્ષણો જણાવ્યાં છે. આ રીતે આ ભાષ્યમાં શરીર શરીરિભાવ અને તેનાથી ફલિત થતાં બધાં લક્ષણો પ્રસંગે પ્રતિપાદન કર્યાં છે. આમાં રામાનુજાચાર્યની જ સરણી સર્વાંશે સર્વ રીતે સ્વીકારી છે. તે આ ઉપરથી સમજી શકાય છે.

શ્રીરઘુવીરાચાર્ય વિરચિત 'विशिष्टाद्वैत चिंतामणि' નામના નિબન્ધમાં અવ્યાપ્તિ આદિક કોઈ દોષ ન આવે અને જ્યાં જ્યાં શરીરશબ્દનો પ્રયોગ હોય તે સર્વમાં સંગત થાય એવું શરીર લક્ષણ 'यस्य चेतनस्य यदवस्थं द्रव्यं नियमेन नियन्तु शक्यं तदवस्थं द्रव्यं तच्चेतनशरीरं' આ પ્રકારે કર્યું છે. વળી બીજું લક્ષણ 'यस्य चेतनस्य यद्‌द्रव्यं नियमेन धार्यं शेषभूतं वा तत् तस्य शरीरं' આ રીતે કર્યું છે. આ રીતે રામાનુજાચાર્ય કૃત ત્રણેય લક્ષણોને લઈને એકાર્થતા જણાવી છે.

હવે લેખક બીજા ગ્રંથો કરતાં જેને મુખ્ય માને છે તે વચનામૃતની વાત કરીએ. વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતનો મુખ્ય પ્રમેયભૂત જે આ શરીરાત્મભાવ સંબન્ધ અને તેનાથી ફલિત થતા બીજા બધા સંબન્ધો તે શબ્દથી કે અર્થથી આ વચનામૃતોમાં સ્થળે સ્થળે સ્પષ્ટ સમજાવ્યા છે. પ્ર. ૬૪ 'એવા જે ભગવાન તેનું શરીર આત્મા તથા અક્ષર છે એમ શ્રુતિએ કહ્યું છે.........તેમ પુરુષોત્તમને અને પુરુષોત્તમના શરીર જે આત્મા ને અક્ષર તેને વિષે અત્યંત વિલક્ષણપણું જોઈએ......આત્મા ને અક્ષર એ બેને જે ભગવાનનું શરીરપણું તે તો વ્યાપ્યપણું, આધીનપણું અને અસમર્થપણું તેણે કરીને છે—કેવી રીતે તો ભગવાન જેતે આત્મા ને અક્ષર તેને વિષે વ્યાપક છે. અને તે બેય તો વ્યાપ્ય છે. અને ભગવાન જેતે સ્વતંત્ર છે ને આત્મા ને અક્ષર તેતો ભગવાનને આધીન–પરતંત્ર છે અને ભગવાન જે તે અતિ સમર્થ છે અને આત્મા ને અક્ષર તે તો ભગવાનની આગળ અતિ અસમર્થ છે. એવી રીતે ભગવાન જે તે એ બેયના શરીરી છે અને એ બેય જે તે ભગવાનનું શરીર છે...સર્વેના આત્મા જે પુરૂષોત્તમ ભગવાન" આ રીતે આમાં આત્મા અને પરમાત્મા વચ્ચે શરીર શરીરિભાવ સંબન્ધ અને તે બન્નેનું સંક્ષેપમાં લક્ષણ ઉપર કહેલાં લક્ષણોને મળતું કર્યું છે. તાત્પર્ય એ છે કે–'शीर्यते तच्छरीरं' એ શરીર શબ્દનો મુખ્ય અર્થ નથી. અવ્યાપ્તિ આદિક બહુ દોષ દૂષિત છે. મુખ્ય અર્થ તો વ્યાપ્યપણું, આધીનપણું અને પરતંત્રપણું છે. અન્યને અધીન હોય તથાપિ કદાચિત્ કોઈ ક્રિયા કરવા સમર્થ થાય તેના નિવારણ માટે અસમર્થપણું કહ્યું છે. એટલે બન્ને મળીને તદેકાધીન એવો અર્થ થયો. **અધીન** શબ્દ પરતંત્ર રૂપ અર્થમાં છે. પરતંત્રપણું એટલે નિયામ્યપણું કહેવાય. આ પરતંત્રપણું પણ રાજાની અપેક્ષાએ રાષ્ટ્રનું છે એમ કેવળ ઉપરથી નહિ પરંતુ વ્યાપ્યપણે કરીને છે તે જણાવવા સાથે વ્યાપ્યપણું લીધું છે. ત્રણે શબ્દો મળીને શરીરનું લક્ષણ એ થયું કે–અંદર આત્માએ વ્યાપીને સર્વાત્મના નિયમમાં કરી શકાય તે. આત્માનું લક્ષણ એ નિષ્પન્ન થયું કે જે સર્વમાં વ્યાપક હોઈને નિયંતા થાય તે. 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' આ શ્રુતિને અનુસરીને

'अन्तः प्रविश्य नियन्तृत्वं' એવું આત્માનું લક્ષણ કર્યું છે તે આને મળતું સુસંગત થાય છે. આ રીતે જીવ અક્ષર અને પરમાત્મા વચ્ચે વ્યાપ્ય વ્યાપક ભાવ અને નિયામ્ય નિયામક ભાવ શબ્દથી સિદ્ધ થાય છે. આપણા દેહાત્માને દૃષ્ટાંતપણે લીધા હોવાથી તેના તેના સંબન્ધો વિચારતાં ધાર્યધારક ભાવ અને શેષશેષિ ભાવ પણ અર્થાત્ આવી જાય છે. આના આરંભમાંજ 'यस्यात्मा शरीरं' આ શ્રુતિઓનો આધાર લીધો હોવાથી અને શરીર લક્ષણની ચર્ચા કરી હોવાથી ઉપર પ્રમાણેનો સારાંશ નિકળે છે. મુખ્ય મુદ્દો તો ભગવાનની વિલક્ષણતા સાધવાનો છે તે શરીરાત્મભાવથી સાધ્યો છે. જેને શરીર તરીકે કહ્યા છે તે આત્મા ને અક્ષર તો પરમાત્માએ વ્યાપ્ય ધાર્ય નિયામ્ય અને શેષ છે અને પરમાત્મા તો વ્યાપક ધારક નિયામક અને શેષી છે. એવો અત્યંત ભેદ આવતાં પરમાત્માની જ સ્વતંત્રતા અને એમની આગળ આત્માદિ સર્વની પરતંત્રતા સાબીત થાય છે. 'વિલક્ષણપણું જોઇએ' એ જે મુદ્દો હતો તે આ રીતે સ્વતંત્રતાથી સાધ્યો છે. એમ આમાં વિશિષ્ટાદ્વૈત મતનો મુખ્ય મુદ્દો સારી રીતે સમર્થ્યો છે. સા. ૧૦ 'જેમ દેહમાં જીવ હોય તેમ મારા જીવને વિષે ભગવાન્ રહ્યા છે અને મારો જીવ છે તે તો શરીર છે અને ભગવાન તો મારા જીવના શરીરી છે' (આથી આપણા દેહાત્માના દૃષ્ટાંતથી જીવાત્મા પરમાત્મા વચ્ચે શરીરાત્મ ભાવ સંબન્ધ કહ્યો) લોયા ૭ 'એવા જે ભગવાન્ તે સર્વેના આત્મા છે. 'यस्याक्षरं शरीरं' 'यस्यात्मा शरीरं'...પણ આ સર્વે શરીર છે. અને એ સર્વેના શરીરી તે ભગવાન" આ રીતે આ પ્રબન્ધમાં ઉપર્યુક્ત બધીજ બાબતો શબ્દથી કે અર્થથી બહુ સ્પષ્ટતાથી પ્રતિપાદન કરવામાં આવી છે.

આ પ્રબન્ધમાં સ્વસ્વામિભાવ પણ પ્રતિપાદ્યો છે. જે યથેષ્ટ વિનિયોગને યોગ્ય થાય તે સ્વ (ધન) અને યથેષ્ટવિનિયોગનો કર્તા તે સ્વામી (ધણી માલીક) કહેવાય. જેમ લોકમાં ઘર ખેતર, ધન ધાન્ય આદિક મીલકતનો કોઈ સ્વામી હોય તે ઘર ખેતર વિગેરે સ્વનો સ્વેચ્છા મુજબ ઉપયોગ કરે છે. એમાં કોઈ રોકી શકે નહિ. તેમ પરમાત્મા પ્રકૃતિ પુરુષાદિક સર્વસ્વનો સ્વેચ્છા મુજબ ઉપયોગ કરે છે. એમાં એમને કોઈ રોકી શકે નહિ. તે માટે તે સર્વસ્વામી (તમામના ધણી) કહેવાય. ચિદચિતો અને પરમાત્મા વચ્ચે બીજો કોઈ તાદાત્મ્યાદિ સંબન્ધ નહિ પણ સ્વસ્વામિભાવ સંબન્ધ જ સર્વ શાસ્ત્રાભિમત છે. યથેષ્ટ વિનિયોગને યોગ્ય થાય તે સ્વ અને વિનિયોગકર્તા તે સ્વામી કહેવાય. આ અર્થ 'स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितम्। उभयोरेष सम्बन्धो न परोऽभिमतो मम ॥' 'एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्मि सर्वथा' ઇત્યાદિ સ્મૃતિ સિદ્ધ છે. 'त्वमेवैकः स्वामी सकलजगनामित्यपि हरे' 'ज्ञातोऽस्यद्य हरे मयाऽखिलजगत्स्वामी त्वमेकः प्रभुः' વિગેરે વચનોમાં શ્રીહરિને સર્વસ્વામી તરીકે વર્ણવ્યા છે. સર્વનો ઉપયોગ યથેષ્ટ કેવી રીતે કરે છે. તો 'तदैक्षत बहु स्यां प्रजायेय' 'अस्मान्मायी सृजते विश्वमेतत्' ઇત્યાદિ વચનો પ્રકૃત્યાદિકના વિનિયોકતાપણે પરબ્રહ્મને કહે છે. ભગવાન્ પ્રથમ તો પોતાના સ્વભૂત પ્રકૃતિને મહદાદિરૂપે લીલાર્થે પરિણામે છે. અને પછી ભૂત ઇન્દ્રિયો આદિકના સંઘાતરૂપ શરીરને પોતાના સ્વભૂત જીવોને કર્માનુસારે આપીને તેનાથી લીલારસને ભોગવે છે. સાત્ત્વિક ભકતોને તો સ્વાર્તિપ્રિય સ્વારાધનમાં વિનિયોજે છે. મુકતોને પણ સ્વપ્રિયતમ એકાંતિક આત્યંતિક સ્વપરિચર્યામાં યથેચ્છ વિનિયોજે છે. એમ યત્કિંચિત્ સર્વસ્વનો સ્વેચ્છા પ્રમાણે ઉપયોગ કરે છે. આ જે સ્વસ્વામિભાવ સંબન્ધ કહ્યો તે શરીરશરીરિભાવથી જુદો જાણવો ઘટે. કારણકે ઘર ખેતર આદિક વસ્તુ કે જે શરીરથી ભિન્ન છે તેમાં પણ સ્વત્વ આવે છે પરંતુ ઘર ખેતર વિગેરે વસ્તુ અને તેના ધણી વચ્ચે શરીરશરીરિભાવ નથી. આવો અત્યુત્તમ અભિપ્રાય હોવાને લીધે સર્વમંગળમાં સહસ્રનામોમાં પ્રથમ નંબરે 'સ્વામી' મંગળ નામનો નિર્દેશ કર્યો છે. આ સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિના જપનીય 'स्वामिनारायण' નામમાં પણ 'સ્વામી' પદનો પ્રથમ નિર્દેશ કર્યો છે. આ રીતે સ્વસ્વામિભાવનું નિરૂપણ છે આ રહસ્યાર્થ વચનામૃતમાં અનુસ્યૂત છે–અંત્ય ૨૯ 'તેમ જેણે ભગવાનને સમગ્ર ઐશ્વર્ય સમૃદ્ધિના ધણી જાણ્યા હોય' અંત્ય ૩૯ 'સર્વ ક્રિયાના પ્રવર્તાવનારા અને સર્વના સ્વામી એકજ ભગવાન્ છે' લોયા ૧ 'બ્રહ્મપુર ઇત્યાદિક જે ધામ તે સર્વેના સ્વામી છે અને અનંતકોટી એવા જે અક્ષરરૂપ મુક્ત તે સર્વેના સ્વામી છે' આ શબ્દો જડચિદાત્મક જગત અને જગદીશ્વર વચ્ચે સ્વસ્વામિભાવને સમર્થનારા સમ્યક્ છે.

સેવ્ય સેવક ભાવ એ રીતે છે–સ્વામિને પ્રિય સમગ્ર કાર્યોને વિના શંકા કર્યા કરે તે સેવક અને સેવકે કરાતી સેવાને સ્વીકારે તે સેવ્ય કહેવાય. પ્રથમ જે સ્વસ્વામિભાવ ભાવ સંબન્ધ કહ્યો એજ સેવ્યસેવક-ભાવ છે એમ કહી શકાય તેમ નથી. કેમકે જે ઘર ખેતર ધન ધાન્ય આદિક છે તે યદ્યપિ સ્વભૂત છે પણ તેને સેવક ન કહેવાય. એ કોઈની સ્વયં સેવા કરી શકે નહિ. માટે આ સંબન્ધ જુદો જાણવો. જીવ તો પરમાત્માની આજ્ઞારૂપ વર્ણાશ્રમ ધર્મને અને ભગવાનને અતિઅભિમત વંદન વિગેરે ભાગવત ધર્મને પાળે છે. માટે તેને ભગવાનનો સેવક કહેવાય. જો ફલેચ્છાથી યજ્ઞ ભજનાદિકને કરે તો તે ભગવત્સેવારૂપ નહિ બનવાથી તેને સાચો સેવક ન કહેવાય. એ તો એક પ્રકારનો વ્યાપાર લેવાદેવારૂપનો ગણાય. ભગવત્સેવકે તો સર્વ કર્મો ભગવત્પ્રીત્યર્થેજ કરવાં એવો અધ્યાત્મશાસ્ત્રનો હાર્દ અભિપ્રાય છે. દાસ કહો કે સેવક કહો બન્ને એકાર્થ છે. 'आत्म दास्यं हरेः स्वाम्यं स्वभावं च सदा स्मर' 'હું દાસ છું અને ભગવાન મારા સદા સ્વામી છે એમ સ્મરણ કરવાનું કહે છે. માટેજ ' कृष्णसेवा मुक्तिश्च गम्यतां ' એમ શિક્ષાપત્રીમાં મુક્તિદશામાં પણ સેવા એજ મુક્તિ માની છે. માટેજ 'ब्रह्माऽहं कृष्णदासोऽस्मि' એવો મહાદીક્ષા મંત્ર પ્રવર્તે છે. 'कृष्ण एकः स्वतन्त्रोऽस्ति सर्वसेव्यस्ततस्तु सः' એમ હ. વા. સુ. સિંધુ કહે છે. આવી સ્થિતિ હોવાથી નિષ્કામ ભક્તો અન્ય કોઈ અર્થની સ્પૃહા નહિ કરતાં ભગવાનની સેવાનેજ ઇચ્છે છે. આ તત્વાર્થ વચનામૃતમાં વ્યક્ત છે. પ્ર. ૧૪ " ભગવાનના દાસ હોય તેનાં તો એ લક્ષણ છે...પોતાના સ્વામી તેને ભોગવવાનાં જે પદાર્થ તેને પોતે ઇચ્છે નહિ અને પોતાના સ્વામિનું ગમતું મુકીને બીજુ આચરણ કરે નહિ એવો હોય તે હરિનો દાસ કહેવાય " પ્ર–૬૧ ' ભગવાન વિના બીજું કાંઈ ન ઇચ્છે ' લોયા ૧૮ ' અને એમની સેવાના કરતલ તો રાધિકા લક્ષ્મી આદિક છે.' મધ્ય ૬૭ ' સ્વામિસેવકપણાનો નાતો રહે છે. કા. ૧૦ 'અને સ્વામિસેવકને ભાવે કરીને ભગવાનની ભક્તિ કરવી ' પ્ર. ૪૩ 'અને જે એ ચતુર્ધા મુક્તિને ન ઇચ્છે ને ભગવાનની સેવાનેજ ઇચ્છે તે નિષ્કામ ભક્ત કહેવાય' આવી તો સેવ્યસેવકભાવને સમર્થનારી બહુ બાબતો આ ગ્રંથમાં છે.

શેષશેષિભાવ આ રીતે છે–પરને માટેજ જેનું સ્વરૂપ કલ્પાએલું હોય તે શેષ અને તેનો સામો સંબન્ધી તે શેષી કહેવાય. જેમ ગૃહક્ષેત્રાદિ ભોગ્ય વસ્તુ માત્ર છે તેનું સ્વરૂપ ભોક્તાઓના ભોગ માટેજ કલ્પાએલું હોવાથી તે ભોક્તાઓના શેષભૂત કહેવાય. અચેતન એ વસ્તુઓને પોતાને કશોજ સ્વાર્થ નથી. જીવનું સ્વરૂપ પણ પરમાત્માના ભોગનાં ઉદ્દેશથી કલ્પાએલું હોવાથી તે પરમાત્માના શેષભૂત છે એમ સિદ્ધ થાય છે. 'पतिं विश्वस्य' 'सर्वेषां भूतानामधिपतिः' ' ज्ञानानन्दमयस्त्वात्मा शेषो हि परमात्मनः ' 'अहमात्मा न देहोऽस्मि विष्णुशेषोऽपरिग्रहः' આ વચનમાં આત્માને શેષપણે કહ્યો છે. તો તેના શેષી પરમાત્મા સ્વતઃ સિદ્ધ થાય છે. પતિ શબ્દ શેષિરૂપ અર્થમાં લેવામાં આવ્યો છે. સંપ્રદાયના પ્રબન્ધમાં પણ 'सकलैश्वर्यसम्पन्नः सर्वशेषी 'परात्परः' शेषीकृताक्षरपरश्रीकृष्णः' 'सर्वाश्रयः सर्वपतिस्त्वमेव' એમ પરાત્પર પરમાત્માને શેષિપણે સંબોધ્યા છે.

આ બાબત વચનામૃતમાં વિશદ છે. પ્ર. ૫૯ 'સર્વે ધામના પતિ છે તથા અનંત કોટી બ્રહ્માંડના પતિ છે.' (આથી ક્ષરાક્ષર વિભૂતિના પતિ તરીકે ભગવાનને કહ્યા) લોયા ૧૨ 'ભગવાન તો સર્વના ભોક્તા છે' ( આથી યત્કિંચિત્ સર્વ ભગવાનનું ભોગ્ય છે એમ જણાવ્યું. જે ભોગ્ય હોય તે તેનું શેષ ગણાય ) 'લોયા' ૨ ' ભગવાનનો ભક્ત તે પતિવ્રતાની પેઠે પોતાના પતિ એવા જે ભગવાન્ તેને વિષે જ પ્રીતિ રાખે ( આ દૃષ્ટાંતથી શેષ શેષિભાવ જણાવ્યો. ) અંત્ય ૧૩ ' અને જે ભગવાન છે તેજ આ દેહના પ્રવર્તાવનારા છે તે ગમે તો હાથીએ બેસારો કે ગમે તો બંધીખાનામાં નંખાવો અને ગમે તો આ દેહમાં મોટો રોગ પ્રેરો પણ કોઈ દિવસ ભગવાન્ આગળ એવી પ્રાર્થના કરવી નથી કે જે હે મહારાજ આ મારૂં દુઃખ છે તેને ટાળો શા માટે જે આપણે પોતાના દેહને ભગવાનના ગમતામાં વર્તાવવો છે. તે જેમ ભગવાનનું ગમતું હોય તેમજ આપણે ગમે છે. પણ ભગવાનના ગમતા થકી પોતાનું ગમતું લેશપણ નાંખુ રાખવું નથી અને આપણે જ્યારે તન મન ધન ભગવાનને અર્પણ કર્યું ત્યારે હવે ભગવાનની ઇચ્છા તેજ આપણું પ્રારબ્ધ છે. તે બીજુ કોઇ પ્રારબ્ધ નથી. તેની રક્ષાને તો ભગવાન પોતે જ કરે છે " આમાં વર્ણવેલી બધી બાબત શેષ શેષિભાવને

સમર્થનારી સમ્યક્ છે. ઇત્યાદિ. આ પ્રકારે રામાનુજોક્ત સમગ્ર પ્રક્રિયાનો સર્વાંશે સ્વીકાર છે. અલ્પપણ તફાવતને ફાવટ નથી.

ઉપર પ્રમાણે જગત અને જગન્નિયંતા વચ્ચેના સંબન્ધો સપ્રમાણ સયુક્તિ જણાવ્યા. યદ્યપિ આ સંબન્ધોમાં જે ધર્મો કહ્યા છે તે સંકીર્ણ છે. જેમકે શરીરમાં શેષત્વ અને સ્વત્વ એમ બે ધર્મો આવે છે. જીવાત્મામાં ભગવચ્છેષત્વ, સેવકત્વ સ્વત્વ અને શરીરત્વ આ ચારેય ધર્મો આવે છે, ગૃહપુષ્પાદિકમાંતો શેષત્વ અને સ્વત્વ એમ બે ધર્મો આવે છે. આવી સ્થિતિ છે તથાપિ લક્ષણો તો ઉપરોક્ત પ્રકારે અલગ અલગ જાણવાં.

ઉપરનાં શાસ્રીય સયુક્તિ વચનોની સમાલોચના સુજ્ઞ વાંચકો પૂર્વ ગ્રહને પડી મુકીને ન્યાય ઉપપત્તિના સહકારથી કરી લેશે તો રામાનુજાચાર્યે જે કહ્યું છે એજ સંપ્રદાયે સર્વાંશે સર્વ રીતે અને બીન શરતે સ્વીકાર્યું છે અને તેનું સમર્થન સારી રીતે કર્યું છે. તફાવતનો ગંધપણ આવવા દીધો નથી. ભેદની તો વાતજ ક્યાં છે?

હવે પંડ્યાશ્રી જે રીતે ભેદની વાત કરે છે તેની સમાલોચના સંક્ષેપમાં કરીએ– ૩ અંકમાં આજ્ઞા અને ઉપાસનાવાળા ચાલુ લેખમાં જ શરીર શરીરિભાવ સંબન્ધવાળી બાબત ત્રણવાર થોડી થોડી ચર્ચી છે. એક સાથે વિચારણા કરી હોત તો વાંચક વૃંદને ગુંચવણી નહિ પડતાં સમજતાં ઠીક પડત. (૨) 'જીવ અને પરમેશ્વર વચ્ચે શરીરાત્મભાવી સંબન્ધ છે' એ વાકયના આરંભથી લખાએલી શરીર શરીરીભાવવાળી બાબતમાં કાંઇ કહેવાનું નથી. 'અહીં શરીર શબ્દની રામાનુજીય વ્યાખ્યા સર્વ કોઇએ ધ્યાનમાં રાખવી' એમ કહીને જે લખ્યું છે તેમાં રામાનુજકૃત શરીર લક્ષણ પૈકી 'સર્વાત્મના સ્વાર્થે' એ પદનો અન્યથા અર્થ થયો જણાય છે. સર્વાત્મના એટલે 'જ્યાં સુધી તે દ્રવ્ય છે ત્યાં સુધી" એવો અર્થ છે. 'સ્વાર્થે' એટલે 'સ્વવિષયમાં' એવો અર્થ છે. 'તે તે શરીરથી સંપાદ્ય કાર્યમાં' એવું તાત્પર્ય છે. આ અર્થ સૂત્ર ભાષ્યની ટીકામાં કર્યો છે. સર્વાત્મના' 'પદનો સંપૂર્ણ' અને સ્વાર્થે પદનો 'અને જેનો ઉપયોગ તે ચેતન તત્વ કેવળ પોતાના હિત માટે જ કરતો હોય' એ અર્થ કર્યો હોય તો તે પ્રચલિત ભ્રમ છે. રામાનુજે એવો અર્થ કર્યો નથી. અંગ્રેજીમાં કે ગુજરાતીમાં ભ્રમથી અન્યથા અર્થ થવાનો સંભવ છે. વળી (૮) 'જીવ અને જગદીશ્વર વચ્ચેના સંબન્ધ અંગે મહાપ્રભુ કહે છે' એવો આરંભ કરીને પ. ૬૪ના વચનામૃતના શબ્દોનો અનુવાદ કર્યો છે તેમાં કાંઈ કહેવાનું નથી. વળી ત્રીજીવાર સારદોહનને નામે એજ પેજના અંતમાં (૬) 'જીવ (આત્મા) અને અક્ષરનો ઉપયોગ" એમ આરંભ કર્યો છે. આ પેરો તો આ ચર્ચાના આરંભમાં ઉતાર્યો છે. એમ ત્રણવાર ટીપ્પણ કર્યું છે.

આ પેરામાં અર્થનો અનર્થ કરીને રામાનુજાચાર્યકૃત નિર્દોષ શરીર લક્ષણમાં અક્ષમ્ય દોષ આપવાની અવળાઈ છે. પ્ર–૬૪ ના શબ્દોને આગળ ધરીને, આત્માક્ષર અને પરમાત્મા વચ્ચે વ્યાપ્યવ્યાપકભાવ, પરતંત્ર સ્વતંત્રભાવ, અસમર્થ–સમર્થભાવ સંબન્ધને કારણે અને એ રીતે બન્ને વચ્ચે શરીર–શરીરિ સંબન્ધ છે" એમ કહે છે. શરીર શરીરિભાવ સંબન્ધને સ્વીકારીને પણ તેને ઘટાવવામાં ગોટાળો કરે છે શ્રીજી તો સામાન્ય માણસ સમજે એ માટે સર્વાત્મના સ્વાર્થે ચેતન દ્રવ્ય ઇત્યાદ નિર્દોષ લક્ષણમાં ઉપયોગી પદોને નહિ લેતાં ફકત ટુંકામાં તાત્પર્યને કહે છે. એ પણ પરમાત્માની જગત થકી વિલક્ષણતા જણાવવા કહે છે. બીજા વચનામૃતોમાં શરીર શરીરિભાવથી ફલિત થતા બીજા સંબન્ધો સ્વસ્વામિભાવ, શેષશેષિભાવ, સેવકસેવ્ય ભાવ વિગેરે વર્ણવ્યા હોવાથી કશી ન્યૂનતા નથી. કોઈમાં વ્યાપકપણું તો કોઈમાં ધારકપણું તો કોઈમાં શેષી–સ્વામિપણું વિગેરે સવિવેચન વર્ણવ્યા છે. એક ૬૪ ઉપરજ બધો આધાર નથી. મહાસદ્‌ગુરુઓએ શરીરનું લક્ષણ કર્યું છે ત્યાં એ બધા શબ્દો લીધા છે. જેથી ન્યૂનતા નથી અને ભિન્નતા નથી. "જેમ અક્ષરાત્મા પોતાનું શરીર પોતાના હિત માટે ધારી રહેલા છે અને તેનો ઉપયોગ પોતાના હિત માટે કરે છે તેમ પરમાત્મા અક્ષરાત્મારૂપ શરીરને પોતાના હિત માટે ધારી રહેલા નથી. તેથી દેહમાં રહેલા જીવ અને એ દેહ વચ્ચે જે પ્રકારનો શરીર–શરીરિ સંબન્ધ છે તે પ્રકારનો શરીર શરીરિ સંબન્ધ અક્ષારાત્મા અને પરમાત્મા વચ્ચે નથી" એમ મનઃકલ્પિત ભેદને પાડે છે. દેહાત્માને દૃષ્ટાંત તરીકે લીધા છે તો તે વચ્ચે જે સંબન્ધો સાબીત હોય તે લેવા

જોઇએ. દૃષ્ટાંતનો અર્થ દાર્ષ્ટાંતિકમાં ઘટાવામાં આવે છે. એ પ્રમાણે અહી જીવાત્મા પરમાત્મા વચ્ચે ઘટાવ્યો છે. દૃષ્ટાંતમાં જીવ પોતાના હિત માટે દેહનો ઉપયોગ કરે છે તેમ પરમાત્મા પોતાના શરીરભૂત અક્ષરાત્માનો પોતાના માટે ઉપયોગ કરતા નથી એમ કહેવાનો **આશય** સમજાય છે. ફક્ત વાંધો હિત અને ઉપયોગ માટે લેવાય છે. મનઃકલ્પિત વાંધો જણાવીને રામાનુજ થકી જુદુ પડવું તે સંપ્રદાયને પાલવે તેમ નથી. કેમકે શ્રીજી અને તેમના મુક્તોએ હિત ઉપયોગનો સ્વીકાર કરેલો હોવાથી તેમના વચનો સાથે વિરોધ આવે છે. જો હિત ઉપયોગ ન માન્યો હોય તો પરમાત્માને જગદ્ વ્યાપારાદિ કશીજ પ્રવૃત્તિ કરવી ઘટે નહિ. મૂર્ખ માણસ પણ પ્રયોજન વિના પ્રવૃત્તિ કરતો નથી. હિત સ્વાર્થ કે પરાર્થ એમ બે પ્રકારનું માન્યું છે. પરમાત્માને લીલાકૈવલ્ય એ પ્રથમ સ્વાર્થ છે અને સાથે પરાર્થ પણ છે. આ બાબત વ્યાસે બે સૂત્રોથી શંકા સમાધાન સાથે બહુ વિચારી છે. તે આ લેખમાંજ ૫ પેરાના આલોચનમાં સવિસ્તર આવી છે તે વાંચી લેવી. પરમાત્માને ભોક્તા તરીકે કહે છે તેનો પણ અર્થ વિચારવો ઘટે. ભગવાનને સ્વરૂપાનંદ ઉપરાંત ભોગાનંદ અને લીલાનંદ પણ છે. એજ એમણે હિત માન્યું છે. એને માટેજ ક્ષરાક્ષર બન્ને વિભૂતિનું નિર્વહન કર્યા કરે છે. જો ભગવાન સ્વભોગ માટે ન સ્વીકારતા હોય તો સ્વભૂત શેષભૂત સેવકભૂત જીવોનું સ્વરૂપ નિરર્થક થાય. એઓ પરમાત્માને કશાજ ઉપયોગના થતા નથી એમ ઠરે. ભક્તો માટે તો ભગવાન કહે છે કે 'હું પરિપૂર્ણ છું પણ ભક્તો જે કોઈ અર્પણ કરે છે તેને જાણે અપેક્ષા હોય ( ભુખ્યા તરસ્યા ) હોય તેમ ગ્રહણ કરું છું.' 'પત્ર પુષ્પાદિ ક્ષુદ્ર વસ્તુને પણ ભક્તિથી અર્પણ કરનારા ભક્તનું હું જમુ છું.' 'એકાંતિક ભક્તો જે જે ક્રિયા મને અર્પણ કરે છે તેને હું મસ્તકે ચઢાવીને ગ્રહણ કરું છું.' એવી તો બહુ બાબતો છે. એટલે ઉપયોગમાં તો આવે જ છે. હિત ઉપયોગ લૌકિકપ્રયોજનવાળો હોવાથી એમાં શંકા કુશંકાને સ્થાન નથી.

ઉપરની સમાલોચનાથી સુજ્ઞો સમજાશે કે—૬ પેરામાં જે શરીર-શરીરિભાવવાળી બાબતમાં શ્રીજીએ જેનો વિશિષ્ટાદ્વૈત મત સ્વીકારીને, જેમણે રચેલા શ્રીભાષ્યાદિકને પોતાના અધ્યાત્મશાસ્ત્રપણે સ્વીકારીને, જેમને ગુરુપરંપરામાં નિત્ય સ્મરણીય માન્યા છે એવા આચાર્ય રામાનુજાચાર્યને પણ ખોટી રીતે મિથ્યા દોષ અક્ષમ્ય આપીને આ સંપ્રદાયની જુદાઈ જણાવવાની પ્રખર પ્રવૃત્તિ કરી છે તે દૂષ્ય હોઇ ને સર્વેએ જાહેરમાં ધિક્કારવા જેવી છે. એ કારણેજ લાંબુ વિવેચન કરવાની જરૂર પડી છે. અધુરૂં જ્ઞાન યા અવળું જ્ઞાન અધિક અહિતકર છે એમ સ્વયં ભણે છે તે પોતામાં બરોબર બંધબેસતું છે, અલ્પહેતુ માટે બહુની હાનિ ઇચ્છી છે. પોતે બીજાને 'એજ વચનામૃતોના સંપ્રદાયમાં કેટલાક લોકોએ **વિચિત્ર અર્થો** અને **વિકૃત રજુઆત** કરેલી છે. આજે પણ કરે છે " ( નામ આપતા નથી ) એમ દોષ ઉઘાડ આપે છે. તે એ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરવાનો દોષ શું પોતાને શિરે નથી આવતો ? સમીક્ષા કરે તો સ્પષ્ટ સમજાય એમ છે. રામાનુજના તો શું પણ વચનામૃતાદિ મુખ્ય ગ્રંથોના પણ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરી છે તે ઉપરના સમાલોચનથી તારવણી સ્વયં કરી લેશે, જેને માટે આ મુહદારંભ છે તે સેવામંડળના સભ્યો આમાં શું સમજશે એટલોજ અફશોષ છે. અસ્તુ.

૭ પેરામાં તો " ચિત્પદાર્થો અને અચિત્પદાર્થો રૂપી વિશેષણોથી પરમાત્મા વિશિષ્ટ છે પણ તેથી એમના એ નિરૂપણ માટે એ વિશેષણો અનિવાર્ય છે એમ ન જાણવું જોઇએ. પરમાત્માતો ચિત્ અચિત્ સર્વ પદાર્થોથી સ્વતંત્ર અને સ્વરાટ્ વર્તે છે " આ રીતે બન્ને સંપ્રદાયના મૂળ પ્રવર્તકોએ અને તદનુયાયીઓએ સર્વાંશે સંમાન્ય મુખ્ય વિશિષ્ટાદ્વૈત શબ્દના સત્યાર્થ ઉપર જ સીધો કુઠાર મારવા જેવું અતિઅસહ્ય અતિસાહસ કર્યું જણાય છે. પરમાત્માને એક તરફથી ચિદચિદ્વિશિષ્ટ માને છે અને બીજી તરફથી એમના નિરૂપણમાં એ વિશેષણોની જરૂર છે એમ માનવું નહિ એમ કહે છે. કહેવાનો અપાશય એવો જણાય છે કે વિશિષ્ટ કહેવામાં એ વિશેષણોજ જોઇએ એમ નહિ. પણ બીજાં વિશેષણોથી પણ વિશિષ્ટતા કહી શકાય છે. આ વિશેષણોને જ વળગી રહેવાની જરૂર નથી. પરમાત્માને બીજાં બહુ વિશેષણોથી વર્ણવવામાં આવ્યા છે. વિશેષણોએ યુક્ત તે વિશિષ્ટ કહેવાય. ચિદચિત્ વિશેષણોનીજ અનિવાર્ય અપેક્ષા છે એમ નહિ. આ તો

આખું અખતર ડહાપણુ આપખુદી વિશિષ્ટાદ્વૈત શબ્દાર્થઘાતી છે. વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતમાં વિશિષ્ટપણું તો ચિદચિત્પદાર્થો.રૂપી વિશેષણોથી જ સાધવામાં આવ્યું છે પણ બીજા વિશેષણો બીલકુલ નહિ. એજ વિશેષણોને સકારણ મુખ્ય માન્યાં હોવાથી અનિવાર્ય—અવર્જનીય છે.

વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત શબ્દનો ખરો અર્થ શો છે? અને રામાનુજ મતનો એ શબ્દથીજ વ્યપદેશ થાય છે તો તેનું કારણુ શું? તો કહીએ-સિદ્ધાંત શબ્દ પ્રામાણિકપણે પરિગ્રહેલા અર્થનો વાચક છે. એનેજ મત શબ્દથી કહે છે. તેમાં 'द्वयोर्भावः द्विता, द्वितैव द्वैतं, न द्वैतं अद्वैतं, विशिष्टस्य अद्वैतं विशिष्टाद्वैतं' એમ અર્થના અનુસંધાનથી સમાસ કરવામાં આવ્યો છે. પંડ્યાશ્રીએ પણ એજ રીતે કર્યો છે તે સંગત છે. પોતાથકી સમગ્ર ચિદચિત્ વિશેષણોએ વિશિષ્ટ બ્રહ્મ એકેજ તત્ત્વ છે. એમ પ્રતિપાદન હોવાથી રામાનુજમત 'વિશિષ્ટાદ્વૈત' એવા શબ્દથી વ્યપદેશ કરવામાં આવે છે. અદ્વૈતપણું એટલે એકપણું. ચિદચિદ્વિશિષ્ટ પરબ્રહ્મનું એકપણું એટલે એવા એમને કોઇ સમાન કે સમધિક નથી એવું તાત્પર્ય જાણવું. શંકરાચાર્ય વિગેરે 'બ્રહ્મ એકજ તત્વ છે, તે થકી બીજું બધું મિથ્યા છે' એમ માનતા હોવાથી એમના મતને 'અદ્વૈતસિદ્ધાંત' એમ કહે છે. મધ્વાચાર્ય મતને દ્વૈત કહે છે, તેઓ જગત્ અને બ્રહ્મ વચ્ચે પાલ્યપાલક ભાવ સંબન્ધ સિવાય ઐક્ય વ્યપદેશમાં યોગ્ય બીજા સંબન્ધને માનતા નથી અને જગત-બ્રહ્મને સત્ય કહે છે. રામાનુજમતમાં તો ચિદચિદાત્મક પ્રપંચ અને પરબ્રહ્મનું સર્વદા સત્યત્વ સ્વીકારીને, તે બન્ને વચ્ચે શરીર-શરીરિભાવ સંબન્ધને સ્વીકારીને, જેમ લોકમાં શરીર અને જીવાત્મા વચ્ચે અત્યંત ભેદ હોવા છતાં પણ 'આ ચૈત્ર એક છે' ઇત્યાદિ વ્યવહાર થતો જોવામાં આવે છે. શરીર આત્મા બન્ને તત્વથી જુદા હોવા છતાં 'આ એક છે' એવો પ્રામાણિક વ્યવહાર થાય છે. તેમ આમાં પણ ચિત્ (આત્મા) અચિત્ (પ્રકૃતિ) શરીર જેમનું છે એવા પરબ્રહ્મનો એકત્વ વ્યપદેશ થાય છે. અને પરસ્પર (ત્રણેય તત્વોમાં) ભેદ પણ ઘટતો આવે છે.

શંકા—રામાનુજ મતમાં અન્ય મતવાદિઓએ નહિ સ્વીકારેલા એવા અનેક પદાર્થો નિત્યમુક્ત સદ્ભાવ વિગેરે અંગીકાર કર્યા છે? તો એ નામોથી સિદ્ધાંતને કેમ વ્યપદેશતા નથી? તો તેનું સમાધાન એ છે કે-તે જે વિશેષો સ્વીકાર્યા છે તેમાં આજ શરીર-શરીરિભાવ સંબન્ધજ પ્રધાન પ્રતિતંત્ર છે. તેમાં 'પ્રતિનિયત તંત્ર તે પ્રતિતંત્ર' કહેવાય. અન્ય સિદ્ધાન્તિઓએ નહિ સ્વીકારેલો, તેતે મતને અસાધારણ એવો જે અર્થ તે '**પ્રતિતંત્ર**' શબ્દથી કહેવાય છે. આ બાબત ન્યાયસારમાં-'स्वतन्त्रमात्रसिद्धस्तु प्रतितन्त्रोऽभिधीयते' આ રીતે કહી છે. અંગીકૃત અર્થોમાં પણ આ શરીર-શરીરિભાવ સંબન્ધનું પ્રધાનપણું હોવાથી એટલે એ ભાવજ પ્રધાન પ્રતિતંત્ર છે એમ નિશ્ચિત થાય છે. '**પ્રધાનપ્રતિતંત્ર**' એવો વ્યવહાર થાય છે. 'प्रधानेन व्यपदेशा भवन्ति' એ ન્યાયથી તેવા સંબન્ધને જણાવનારા વિશિષ્ટાદ્વૈત શબ્દથી રા. મતનો વ્યપદેશ થાય છે. કોઈ "સૂક્ષ્મચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ અને સ્થૂળચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મનો જે અભેદ તે સિદ્ધાંતસિદ્ધ હોવાથી વિશિષ્ટાદ્વૈત શબ્દનો 'विशिष्टयोरद्वैतं' એવી વ્યુત્પત્તિથી તેવો અર્થનો બોધ કરનાર "વિશિષ્ટાદ્વૈત શબ્દ છે" એમ કહે છે તે પણ યોગ્ય નથી. કારણ કે 'ચેતન અચેતન બન્ને પરમાત્માનું શરીર છે' એમ સિદ્ધ થયા પછીજ એવા અર્થની (કાર્ય-કારણવિશિષ્ટ બ્રહ્મની અદ્વૈતતારૂપ) સિદ્ધિ થઇ શકે. તો આ અર્થ પણ શરીર-શરીરિભાવ સંબન્ધને ઉપજીવીનેજ સિદ્ધ થતો હોવાથી એ અર્થ યોગ્ય નથી. પહેલો એ ભાવ સિદ્ધ થયા પછીજ કાર્ય કારણવિશિષ્ટ બ્રહ્મનો અભેદ સાધી શકાય. એવી સ્થિતિ હોવાથી 'ચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મનું અદ્વૈત' એ જે અર્થ કર્યો તે સર્વથા યોગ્ય છે. આ રીતે વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તનો શુદ્ધ સદર્થ સુસંગત છે.

આ સાંપ્રદાયિક શાસ્ત્રીય વિશુદ્ધ વિવેચનથી સ્પષ્ટ સમજાશે કે—બીજા વિશેષણોથી નહિ પણ ચિદચિદ્વિશેષણોથી જ વિશિષ્ટપણું સાધવાનું છે. બીજા વિશેષણોથી વિશિષ્ટપણાને કોઇ ના કહેતુ નથી પરંતુ પરમાત્માનું સ્વતંત્રપણું સ્વરાટ્પણું વિગેરે પણ ઉપર પ્રોક્ત શરીર—શરીરિભાવને ઉપજીવીને જ સાધી શકાય છે. જીવાત્મા પરમાત્મા વચ્ચે પહેલો શરીર-શરીરિભાવ સાધ્યા પછી બીજી બધી બાબતો સાધવામાં સમનુકૂળતા આવે છે. ચિત્ અચિત એ કાંઇ સામાન્ય સ્વલ્પ વસ્તુ નથી. ચિત્—જ્ઞાનાનંદૈક સ્વરૂપ અનંત

નિત્ય આત્માઓ છે. **અચિત્**—આત્માઓના ઉપયોગ માટે ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાન આદિક બહુરૂપે થઇ રહેનારી વિચિત્ર કાર્યકર્ત્રી માયા વિભુ છે. આ બેજ વસ્તુનું બનેલું આખુ જગત્ છે. ત્રણ વસ્તુઓ જાણવાની સુષ્ઠુ કહે છે તેમાં તે બન્નેને પ્રથમ જાણવાનું કહે છે. આ બન્નેને શરીર તરીકે સ્થાપીને તેના શરીરી તરીકે પરમાત્માને સ્થાપ્યા છે. એમ ત્રણ તત્વની વિશિષ્ટ વ્યાખ્યા છે.

'શું રામાનુજાચાર્યને સંપૂર્ણ તત્ત્વજ્ઞાન નહિ હશે કે જેથી તેમણે બીજાં વિશેષણોથી વિશિષ્ટપણું નહિ નિરૂપતાં ચિત્ અચિત્ વિશેષણોથીજ નિરૂપ્યું છે. દિવ્યવિગ્રહવિશિષ્ટ, જ્ઞાનાનંદાદિગુણવિશિષ્ટ, લક્ષ્મીવિશિષ્ટ, નિત્યમુક્તવિશિષ્ટ, એમ વિશિષ્ટ શબ્દનો પ્રયોગ બીજી બહુ વસ્તુઓ સાથે પણ તેમણે કર્યો નથી કર્યો ? આ વિશિષ્ટાદ્વૈત શબ્દ સાંપ્રદાયિક સૈદ્ધાંતિક હોવાથી તેમણે તેનો જે અર્થ કર્યો હોય એજ વ્યાજબી સ્વીકારવાનો છે. એમાં કોઇએ આપડહાપણ કરવાનું ન હોય.

ઉ. સંપ્રદાયે પણ એ શબ્દના વ્યાખ્યાનમાં ચિદચિત્ વિશેષણો જ લીધાં છે. મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીમાં એ શબ્દ 'मतं विशिष्टाद्वैतं मे' એમ લીધો છે. કેનાથી વિશિષ્ટતા ? તો તેને માટે 'तथा च स्वैकान्तैरखिलचिदचिद्धर्मनिचयैर्विशिष्टं ब्रह्मैकं भवति नच तत्त्वं तदधिकम्' 'ब्रह्म ह्यखिलचिदचिद्विशिष्टमेकं तत्त्वम्' એમ ચિત્ અચિત્ વિશેષણોને લીધાં છે. બીજાં વિશેષણો તો બહુ છે પણ તે લીધાં નથી. આ અર્થનો વિસ્તાર ભાષ્ય થકી જાણવો. 'परिणामात्' આ સૂત્રના ભાષ્યમાં ચેતન અચેતન વિશેષણોને લઇનેજ તેનાથી બ્રહ્મનું વિશિષ્ટપણું વર્ણવ્યું છે. વિશેષ અર્થ ભાષ્ય થકી જાણવો. લોયા ૧૪ હ. વાં. સુ.માં રામાનુજાચાર્યની માન્યતાનો અનુવાદ કરતાં, "विशिष्टाद्वैतसिद्धान्तो मतां रामानुजेन तु" આમાંના વિશિષ્ટાદ્વૈત શબ્દની વ્યાખ્યા કરતાં, શરીરભૂત જીવેશ્વરાદિચિદ્વર્ગ અને શરીરભૂત માયા તથા તત્કાર્ય પૃથિવ્યાદિ અચિદ્વર્ગથી વિશિષ્ટપણું પરમાત્માનું નિરૂપ્યું છે એમ વિશિષ્ટાદ્વૈતનો અર્થ કરતાં બીજાં વિશેષણોને નહિ લેતાં ચિદચિદ્વર્ગજ લીધા છે. એવી બાબતો સંપ્રદાય ગ્રંથોમાં ઘણી છે. જેમનો શબ્દ ગ્રહણ કર્યો છે તેમણે જે અર્થ સંગત સમુપયોગી કર્યો હોય એજ અનુયાયિઓએ ગ્રહણ કરવો જોઇએ એ ન્યાયની વાત છે. ગુરુપરંપરાગત સદુપદેશને સંપ્રદાય શબ્દથી કહે છે. ગુરુના ગુરુ તરીકે રામાનુજાચાર્યને વર્યા છે. શબ્દ લેવો કોઇનો અને એનો અર્થ અલ્પ લઇને મનઃકલ્પિત દૂષણ આપવું એતો અત્યંત અવળું અન્યાયગ્રસ્ત ગણ્યું છે. જાણનારા જાણે છે. બીજાં વિશેષણો ઉઘાડ લઇને વિશિષ્ટપણું કહેવાશે તો તેની સાથેના સંયુક્ત **અદ્વૈત** શબ્દનો અર્થ પણ ઘટાવવો પડશે. એકનો અર્થ કરવાથી કૃતાર્થતા નથી. આ બધુ બહુ વિચારવાનું છે.

મહાજનોએ અત્યાર સુધી ચિદચિત્ વિશેષણોથી વિશિષ્ટપણું પ્રતિપાદ્યુ છે હવે અત્યારના નવ્ય વેદાંતાચાર્યો સ્વયં બન્યા જેવો ડોળ કરીને એ વિશેષણોને ગૌણ ગણીને કે અનુપયોગી માનીને બીજાં સ્વતંત્રપણું, સ્વરાટ્પણું વિગેરે વિશેષણોથી વિશિષ્ટપણું ચલવશે તો કોઈ રોકનાર નથી હવે આ સંપ્રદાયને સ્વતંત્ર ઠરાવવા જાહેરમાં જાગ્યા છે તો ભલે બીજી રીતે સ્વતંત્રતા પ્રાપરો. આ રીતનો વિશિષ્ટાદ્વૈતમત ભલે જુદો સ્વતંત્ર ઉભો થતો. ઇષ્ટદેવ શ્રીહરિએ સંમાન્યો હોવાથી ફક્ત વિશિષ્ટાદ્વૈત શબ્દ માન્યા વિના છુટકો નથી. અર્થ તો યથેચ્છ કરી શકાય છે. જ્ઞાનાનંદાદિ ગુણ વિશિષ્ટ તે વિશિષ્ટાદ્વૈત, દિવ્ય વિગ્રહ વિશિષ્ટ તે વિશિષ્ટાદ્વૈત, લક્ષ્મી રાધાદિ વિશિષ્ટ તે વિશિષ્ટાદ્વૈત, સ્વતંત્ર સ્વરાટ્ વિશિષ્ટ તે વિશિષ્ટાદ્વૈત એમ બહુ ધારાએ કહેવાશે એમ રામાનુજ થકી જુદો વિશિષ્ટાદ્વૈત જેમ ઘટાવવો હશે તેમ ઘટાવી શકાશે. સ્વતંત્રતાનો પરિણામ તો આ કહ્યો એવોજ અવળો આવે. અવળું બોલવાની પણ હદ હોય, યોગ્યતા હોય અને સ્થાન પણ હોય. જ્યાં ત્યાં જેતે ગમે તેમ બોલવું તે યોગ્ય ન કહેવાય વાત વાતમાં અધિક કે અવળું કે અસ્થાને કહેવાયું હોય, તો ક્ષમા. આ રીતે ૭ પેરાની સમાલોચના સમાલોચનીયા સમ્યક્ થઈ.

૮ પેરામાં ચાલુ તત્ત્વવિચારણાને અધુરી બંધ કરીને મધ્યે તત્ત્વગણના "અનાદિ ભેદ ત્રણ નહિ પણ પાંચ છે. ઇશ્વર અને અક્ષરબ્રહ્મ ચેતનવર્ગમાં ગણાય છે. અને જીવ પણ ચેતનવર્ગમાં આવે છે એ કારણે એ ત્રણેનો જો એક ભેદ ગણવામાં આવે તો પરમેશ્વર પણ ચેતનવર્ગમાંજ છે. એટલે તેમને પણ એ

ભેગા ગણવા જોઇએ. પણ તેમ ગણવામાં આવે તે ત્રણને બદલે બેજ ભેદ રહે. માટે અનાદિ ભેદ એટલે જે તત્વો છે, છે ને છે. તે કસોટીએ વિચારતાં જીવ, ઇશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ એ પાંચ ભેદ અનાદિ નિષ્પન્ન થાય છે" આ રીતે પ્રાચાર્ય રામાનુજની તત્ત્વગણનામાં અધુરી કે અવળી હોવાનો દોષ દર્શાવીને ઉ. સંપ્રદાયની જુદાઇ જણાવવાની જગજાહેરાત કરી છે. રામાનુજીય તત્ત્વપ્રક્રિયાનું ટીપ્પણ પણ ત્રણ સ્થળે થોડું થોડું મનસ્વી કર્યું છે. વાંચકને સમજવામાં ગુંચવણી સાથે મુઝવણી થાય એમ છે. હવે આ પેરાની સમાલોચના કરીએ—

△ રામાનુજે ત્રણ તત્વની સ્વીકૃતિ કરીને, તેના સ્વરૂપ સ્વભાવનું નિરૂપણ કર્યું છે તે કાંઇ ઉટાંગ ઉપલેક નહિ પણ શ્રુતિ-સ્મૃત્યાદિ શાસ્ત્રોના સંપૂર્ણ પ્રબળ આધારવાળું સર્વોત્તમ છે. જે ઇષ્ટદેવ શ્રીહરિએ સંમાન્યું છે. 'भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत्' (શ્વે. ઉ.) ભોક્તા-જીવ, ભોગ્ય-પ્રકૃતિ, પ્રેરયિતા-પરમાત્મા, એમ ત્રણ તત્ત્વની જ્ઞાતવ્યતાને સ્વશબ્દોથી કહે છે. 'संयुक्तमेतत्क्षरमक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः' આમાં ક્ષર અક્ષર અને ઇશ, એમ ત્રણ તત્ત્વો સંયુક્ત (વિશિષ્ટ) કહ્યાં. 'ज्ञाज्ञौ...अजा ह्येका' (આમાં જ્ઞ-સર્વજ્ઞ પરમાત્મા, અજ્ઞ-જીવ, અજા-પ્રકૃતિ, એમ પરસ્પર વિલક્ષણતા સાથે કહ્યાં) 'अस्मान्मायी सृजते विश्वमेतत् तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः' (આમાં માયી-માયાધિષ્ઠાતા પરમેશ્વર, માયયા-પ્રકૃતિ, અને તેથી અન્ય જીવ, એમ ત્રણ તત્વો કહ્યાં) 'स कारणं करणाधिपाधिपः' (આમાં કરણ-પ્રકૃતિના પરિણામભૂત ઇન્દ્રિયો, તેનો અધિપ-જીવ, અને અધિપાધિપ ઇશ્વર, એમ ત્રણ તત્વો કહ્યાં. 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः' (આમાં પ્રધાન-પ્રકૃતિ, ક્ષેત્રજ્ઞ-જીવ, તેના પતિ-પરમાત્મા, એમ ત્રણ તત્ત્વને કહે છે. 'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते' (આમાં સમાનવૃક્ષ-શરીરપણે પરિણામ પામેલી પ્રકૃતિ, દ્વા સુપર્ણા-જીવ-ઇશ્વર, એમ તત્વત્રય કહ્યું) આ રીતે ત્રણ તત્ત્વો એમની પરસ્પર વિલક્ષણતા સાથે સવિસ્તર વિશિષ્ટ વર્ણવ્યાં છે. આ ઉ.માં ચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મનું એકત્વ અને તેમની વિલક્ષણતા વર્ણવેલી હોવાથી તે રામાનુજ મતને બહુ અનુકૂળ છે. આ ઉપનિષદુક્ત તત્ત્વત્રય વિભાગ રામાનુજાચાર્યે 'अशेषचिदचिद्वस्तु-शेषिणे शेषशायिने' એમ વેદાર્થસંગ્રહગ્રંથના મંગળમાં સ્વીકાર્યો છે. અને એનો અર્થ વિશિષ્ટાદ્વૈત શબ્દમાં સમ્યક્ ઘટાવ્યો છે.

ઉ. સંપ્રદાયના પ્રાચાર્યપણે સંમાનેલા રામાનુજાચાર્યે સ્વીકારેલો આ પ્રમાણિત તત્વત્રયવિભાગ શિક્ષાપત્રીમાં શ્રીહરિએ 'ज्ञानं च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम्' એમ ન્યૂનાધિક નહિ કરતાં યથાસ્થિત સ્વીકારીને તેની સુષ્ઠુ જ્ઞેયતા કહીને, તેનાં ત્રણ શ્લોકથી સંક્ષેપમાં લક્ષણો કહેવા દ્વારા સ્વીકાર્યો છે. સ. જી.માં પણ 'अनेकमायापुरुषेश्वराय ते' એમ તત્ત્વત્રયનો નિર્દેશ છે. હરિગીતામાં શ્રીહરિએ ત્રણ તત્વનો અંગીકાર કરીને તેનાં લક્ષણો કહેવાપૂર્વક તેની અવશ્ય જ્ઞાતવ્યતા કહી છે. વિસ્તારભયથી વિવેચન કરતા નથી (પ્ર. ૧ અ. ૩૪) વચ. લોયા ૭ 'भूमिरापोऽनलो वायुः' 'अपरेयमितस्त्वन्यां' 'यस्मात्क्षरमतीतोऽहं' એમ ગીતાના ત્રણ શ્લોકોનું ઉદાહરણ લેવાપૂર્વક અચિત્ ચિત્ તેના અંતર્યામી પરમાત્મા, એમ ત્રણ તત્ત્વોનું પ્રતિપાદન કર્યું છે. લોયા ૧૪ 'જીવ, માયા અને પુરુષોત્તમ એ ત્રણ નિત્ય છે ને પુરુષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે...તથા રામાનુજ સ્વામિએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન્ તેનું નિરૂપણ કર્યું છે' આ રીતે રામાનુજ માન્ય તત્ત્વત્રયની સ્વીકૃતિ શ્રીહરિએ યથાપૂર્વ કરી છે. એના ઉપરના સંસ્કૃત અનુવાદમાં 'विशिष्टाद्वैतसिद्धान्तो मतो रामानुजेन तु। जीवेशमायाभेदश्च तात्विको नतु कल्पितः।' આ પ્રકારે એમના વિશિષ્ટાદ્વૈતના તત્ત્વત્રયી સિદ્ધાંતના સ્વીકારથી તેમણે માનેલાં ત્રણ તત્વનો સ્વીકાર આપોઆપ આવી જાય છે. આ પ્રકારે સંપ્રદાયના મુખ્ય માનીતા ત્રણેય ગ્રંથોમાં રામાનુજ સ્વીકૃત ત્રણ તત્વનો સ્વીકાર ઇષ્ટદેવ શ્રીહરિએ કર્યો છે. આ જોતાં તત્વગણનામાં બન્ને મતો મધ્યે અભેદ સિદ્ધ થાય છે. ગુરુઓની ઉક્તિ તો માનવીજ જોઇએ એમ અવધારીને આ સ્વીકાર અન્યૂનાધિક અનુસ્યૂત છે. વકીલશ્રી કેવળ તત્વપંચકનીજ વિચારણા કરે છે પણ ઉભયમાન્ય તત્વત્રયની બીલકુલ વાતજ કેમ કરતા નથી? પાંચની કરે છે તો તેની સાથે મુખ્ય ત્રણની પણ પ્રથમ કરવી જોઇએ એ ન્યાયની વાત છે. ત્રણ તત્વનું તો નામ સરખું પણ લીધુ

નથી એ સખેદ આશ્ચર્ય છે. હવે પાંચ તત્વની વાત કરીએ.

લેખકશ્રી અમાન્ય ત્રણ તત્વનું સ્થળ ન બતાવે એ સહજ છે. પરંતુ માન્ય પાંચ તત્વોનું પણ સ્થળ (કયા ગ્રંથમાં છે) બતાવતા નથી એ ખેદની વાત છે. વાંચકને ઠીક પડે એ એમાં અનુકૂળતા છે. સ. પ્ર ૧ અ. ૫૧ તથા વચ-પ્ર. ૭, મધ્ય ૩૧, અંત્ય ૧૦ માં ' માયા, જીવ, ઇશ્વર, બ્રહ્મ, પરબ્રહ્મ ' એમ પાંચ અનાદિ તત્વોનો નામથી નિર્દેશ છે. શિક્ષાપત્રીમાં પાંચેની વાત નથી. આતો સ્વવાક્ વિરોધ જેવું કહેવાય. એક સ્થળે ત્રણ અને બીજે સ્થળે પાંચ કહે છે. વિરોધનો પરિહાર લેખકશ્રીએ કરવોજ જોઇએ તે કર્યો નથી. વિરોધનો પરિહારતો અંતર્ભાવથી જ થઇ શકે છે. એક બીજાના ત્યાગથી કરવો યોગ્ય નથી. પાંચમાં ઇશ્વરશબ્દથી વૈરાજાદિ અને બ્રહ્મશબ્દથી અક્ષરપુરુષાદિ લીધા છે. તેનો જીવમાં અંતર્ભાવ જાણવો. 'શેષ હોઇને ચેતન ' એ જીવનું લક્ષણ છે તે ઇશ્વર—બ્રહ્મમાં પણ ઘટી શકે છે. કેમ કે પોતે ચેતન છે અને પરમેશ્વરના શેષભૂત છે. બ્રહ્મ શબ્દથી કવચિત્ નિવાસસ્થાનભૂત અક્ષરધામ, સેવકભૂત મુક્તવૃન્દ અને કવચિત્ સૃષ્ટિદ્વારભૂત અક્ષરપુરુષને કહ્યા છે. બ્રહ્મ શબ્દથી કહેલા મુક્ત વૃન્દનો અને અક્ષરપુરુષનો જીવકોટિમાં અંતર્ભાવ માનવો. બ્રહ્મ શબ્દથી સંબોધેલા અક્ષર ધામનો તો અક્ષરધામાધિપતિરૂપ પર બ્રહ્મમાં એમના એક વિશેષણ પ્રકારે અંતર્ભાવ માનવો ઘટે. એમ યથોચિત અંતર્ભાવ કરતાં તત્વત્રયની સાથે તત્વ પંચકનો કશો વિરોધ આવતો નથી. એક જ સંપ્રદાયમાં અને એક જ ગ્રંથમાં ત્રણ પાંચ વચ્ચે આવતા વિરોધનો પરિહાર કરવા માટે અંતર્ભાવ અનિવાર્ય છે. ગૌતમ મુનિ ચૌદ પદાર્થોને માને છે. કાણાદ મુનિ સાત પદાર્થોને માને છે. બન્ને મુનિઓ એકજ ન્યાય શાસ્ત્રના પ્રવર્તકો છે. ચૌદનો સાતમાં અંતર્ભાવ કરવો જ પડયો છે. એથી તેઓ જુદા મતવાળા કહેવાતા નથી, એવી તો બહુ બાબતો છે. સમાસથી કહેવું હોય ત્યારે થોડાં તત્વ અને વ્યાસથી કહેવું હોય વધારે તત્વને કહે છે એમાં કહેનારની ઇચ્છા છે. તો પરસ્પર તત્વોનો અંતર્ભાવ અને બહિર્ભાવ કહેવાની ઇચ્છાથી ન્યૂન અધિક સંખ્યાનો વિભાગ યોગ્યજ છે. એમ શ્રીમદ્ ભાગવતમાં બે શ્લોકથી જણાવ્યું છે. (સ્કંધ ૧૧ અ. ૨૨) પરસ્પર આવતા વિરોધના પરિહાર માટે જ્યારે પાંચનો ત્રણમાં અંતર્ભાવ માનવો પડે છે ત્યારે એજ ન્યાયે રામાનુજ સાથે પણ વિરોધનો પરિહાર સુશક છે. એ કોઇ અન્ય મતના નથી. પણ શ્રીહરિના ગુરુના ગુરુ પરમ માનનીય છે. ન્યાય આગળ પક્ષપાતને સ્થાન ન હોવું જોઇએ. આ જોતાં બન્ને મતો મધ્યે તત્વ ગણનામાં કશો વિરોધ આવતો નથી. ત્રણ ભેદ તો બન્નેએ સ્વીકારેલા છે. અને ત્રણ તત્વનાં લક્ષણો તો રામાનુજકૃત ગ્રંથો થકી સમજવાનાં કહે છે. એટલે ભેદનો ગંધ પણ નથી. આતો ત્રણ તત્વોની ચર્ચા થઇ.

બીજી રીતે પણ એજ બાબતમાં અભિન્નતા બન્ને મતો મધ્યે સાધી શકાય છે. રામાનુજમતે સામાન્યત: ' ચિત-અચિત્ ' એમ બે પ્રકારનું દ્રવ્ય મનાય છે. ચિત્ એટલે જે જ્ઞાનાશ્રય અહમર્થ તે. એવા તો જીવાત્મા પરમાત્મા બેજ છે. અચિત્ એટલે અનહમર્થ અચેતન દ્રવ્ય. તે તો પ્રકૃતિ, કાળ, ધર્મભૂત જ્ઞાન અને નિત્યવિભૂતિ, એમ ચાર મનાય છે. મળીને છ દ્રવ્યો થાય છે. રામાનુજ માન્ય આ છ દ્રવ્યો શ્રીહરિએ પણ સ્વીકારેલાં હોવાથી દ્રવ્ય બાબતમાં ભેદ નથી. કેવી રીતે તો-જીવનો ' चिद्रूपो ज्ञाता ' ' ज्ञानशक्त्या ' એમ જ્ઞાતાપણાનો નિર્દેશ કરેલો હોવાથી ધર્મભૂત જ્ઞાનની સિદ્ધિ થાય છે. ' सर्वज्ञः सत्यसङ्कल्पः ' 'सत्यं ज्ञानमनन्तं च सर्वज्ञश्च सर्ववित्' એમ પરમાત્માનું પણ સર્વજ્ઞપણું નિરૂપ્યું હોવાથી ધર્મભૂત જ્ઞાનની સિદ્ધિ થાય છે. આ બાબત સંપ્રદાયના ગ્રંથમાં છે. સંપ્રદાય પ્રબન્ધોમાં નિત્યવિભૂતિનેજ ગોલોક વૈકુંઠ ચિદાકાશ પરમવ્યોમ પરમપદ અક્ષરબ્રહ્મધામ પરાપ્રકૃતિ, ઇત્યાદિ નામોતરથી નિર્દેશ કરેલી છે. એને માટેનાં પ્રમાણો ' गोलोको धाम चेप्सितम् ' ' एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम् ' ઇત્યાદિ પુષ્કળ છે. ફકત નામફેર છે. કાળનો પણ સ્વીકાર 'ज्ञः कलकालः' 'कालोऽस्मि' ' कालः कलयंतामहं ' એમ શ્રુતિસ્મૃતિમાં પ્રતિપાદિત હોઇને 'कालस्यापि यः कालः' 'कालो माया पुमान्' (સ. ૭) 'प्रकृतिं पुरुषं कालं' આ રીતે શબ્દથી કર્યો છે. હવે માયા આદિક પંચક વિભાગમાં જેમ સંભવે તેમ આત્મા આદિકમાં અંતર્ભાવ કરી દેવો. આ રીતે સંપ્રદાયમાં પણ છ દ્રવ્યો સપ્રમાણ સિદ્ધ થતાં હોવાથી રામાનુજમત થકી કશી ભિન્નતા નથી.

એક તત્વવાદ પણ સંઘટે છે. બીજાં બધાં તત્વો પરમાત્માના શરીરતરીકે સ્થિત હોવાથી તેમનું પ્રધાનપણું નથી. પરમાત્મા તો સર્વશરીરી હોવાથી તેમનુંજ પ્રધાનપણું શાસ્ત્રસિદ્ધ છે. હવે જ્યારે પ્રધાન તત્ત્વની ગણુનાનો પ્રસંગ આવે ત્યારે તેમની સાથે બીજા કોઇને પણ ગણી શકાય તેમ નહિ હોવાથી એક પરમાત્માને જ લઈ શકાય. એ દષ્ટિએ ચિદચિદ્વિશિષ્ટ એક બ્રહ્મજ તત્વ તરીકે હોઈ શકે. આ પ્રકારના પ્રધાન ભાવના અભિપ્રાયથી 'तत्त्वमेको महायोगी हरिर्नारायण: पर:' એમ મહર્ષિઓ પણ કહે છે. 'एकमेवाद्वितीयं' એમ શ્રુતિ પણ કહે છે. આ પ્રકારે 'વિશિષ્ટ તત્વ એક છે' એમ સ્વીકૃતિ હોવાથી આ સિદ્ધાંતને 'વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત' એમ વ્યપદેશાય છે. આવો સર્વોચ્ચ સદભિપ્રાય હોવાથી ઈષ્ટદેવ શ્રીજીએ એ સિદ્ધાંત સ્વીકાર્યો છે. આ દીર્ઘ દષ્ટિએ દેખતાં ત્રણ તત્વના ભેદથી કે પંચ તત્વના ભેદથી સિદ્ધાન્ત ભેદ સાધી શકાતો નથી. અભેદ્ય અભેદ અનાદિસિદ્ધ છે. આ બાબત પુરેપુરી કસોટીએ વિચારીને વ્યવસ્થિત કરી છે. "ઈશ્વર અને અક્ષર બ્રહ્મ ચેતન વર્ગમાં ગણાય છે અને જીવપણ ચેતન વર્ગમાં આવે છે. એ કારણે એ ત્રણનો જો એક ભેદ ગણવામાં આવે તો પરમેશ્વર પણ ચેતન વર્ગમાંજ છે. એટલે તેમને પણ એ ભેગા ગણવા જોઇએ. પણ તેમ ગણવામાં આવે તો ત્રણને બદલે બેજ ભેદ રહે" આ કોના મતનો અનુવાદ છે તે સ્પષ્ટ થતું નથી. જીવ, △ ઇશ્વર, અક્ષરબ્રહ્મ અને પરબ્રહ્મ, આ બધા જ 'चेतनश्चेतनानां' આ શ્રુતિમાં કહ્યા મુજબ ચેતનો છે. એટલે જો એ રીતે વિચારીએ તો એક ચેતનભેદ અને બીજો અચેતનભેદ, એમ બે ભેદ ચિત્ અચિત્ રામાનુજે જણાવ્યા મુજબ સ્થિર રહે છે પણ સ્વરૂપ સ્વભાવો તો અલગ અલગ છે. જેથી એ બધા ચેતનો હોવા છતાં જીવાદિકથી પરમાત્મતત્વ અલગ ગણાવેલું છે. એટલે ઉ. સંપ્રદાયમાં કે રામાનુજ સંપ્રદાયમાં કાંઇ દોષારોપણ થઈ શકે એમ નથી. છતાં દોષ દેવાનું તેમાં પણ સાહસ અને ધાષ્ટર્ય કર્યું છે. આતો તત્વગણનાની ચર્ચા વિચારણા ચાલે છે. મૂળ વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તને લક્ષ્યમાં રાખીને તત્વોની ન્યૂનાધિકતા કહેવામાં કાંઈ વાંધો નથી. એથી સિદ્ધાન્ત ભેદ કહી શકાય નહિ. કદાચિત્ બીજા મતો સાથે ભેદ કહેવાય, પણ જેમનો સિદ્ધાંત સ્વસિદ્ધાંત તરીકે કપરી કસોટીએ વિચારીને સ્વીકાર્યો છે તેમાં તો સ્વલ્પપણ ભેદને સ્થાન હોઇ શકે નહિ. કદાચિત્ કોઇને ભેદભ્રમ જેવું જણાય તો ન્યાય યુક્તિથી અભિન્નતા સમર્થન કરવી ઘટે અને વિજ્ઞાનવૃદ્ધોએ એમજ કર્યું છે. રામાનુજીય જ્ઞાનમાર્ગનું પ્રકરણ છે. આમાં "માયા ચિત્ છે અને અચિત્ પણ છે એમ લખ્યું છે. તેઓ તો માયાને સ્વરૂપતઃ અચિતજ માને છે. ચિત્ છે એમ માનતા નથી. આતો વચ. ૧૨ ના "જડચિદાત્મિકા" આ શબ્દ ઉપરથી કથન ચાલ્યું છે. એનો સંગત અર્થ પણ હ. વા. સુ. ની ટીકામાં "व्यक्ताव्यक्त स्वरૂપિણી" એવો કર્યો છે. અને એમાં પ્રમાણ પણ વિષ્ણુ પુરાણનું આપ્યું છે. અથવા ચિદ્ગર્ભ ( ચેતન વર્ગ અંદર રહેલો છે. ) તેથી ચિદાત્મક કહેવાય. વસ્તુતાએ તો એ ચિત્ નહિ. રામાનુજ મતે તો નહિ જ પરંતુ ઉ. સંપ્રદાય મતે પણ અચિત્ જ માનવી ઘટે. જો ચિત્ અચિત્ બન્ને પ્રકારે સ્વરૂપ સ્વભાવથી જ હોય તો તેનો શેમાં સમાવેશ કરવો એ વિચારવાનું વિષમ આવે. જેથી એ રીતે પણ સિદ્ધાંત ભેદ રામાનુજ સાથે તાત્ત્વિક રીતે કહેવાનું સાહસ થઈ શકે તેમ નથી જ. સુજ્ઞેષુ કિં બહુના. આ રીતે આઠ પેરાની સમાલોચના છે.

△ ૯ પેરામાં "निजात्मानं ब्रह्मरूपं" આ શ્લોક ટાંકીને, જીવનું સાચુ સ્વરૂપ 'અક્ષર છે, બ્રહ્મ છે' એમ કહીને, "પોતે બ્રહ્મ છે એમ ભાવના કરીને ભક્તે ભગવાનની ભક્તિ કરવાનો આદેશ આપ્યો છે" આ અર્થ સંગત છે. પરંતુ "આ આદેશનો અર્થ એ થાય છે કે–જીવે–આત્માએ અક્ષર બ્રહ્મનું સાધર્મ્ય પ્રાપ્ત કરવાનું નથી, કારણ કે એતો એનું મૂળ સાચુ સ્વરૂપ છે. પણ પરમાત્માનું સાધર્મ્ય પામવાનું છે. એવી રીતે ભક્ત જ્યારે ભગવાનનું સાધર્મ્ય પામે છે. એટલે કે "હું અને મારા ઠાકોરજી, બીજુ ગત કાણું; ઠાકોરજી બેઠા પારણે અને હું બેઠો દોરી તાણું" પ્રેમાદ્વૈત રચાય છે ત્યારે પણ ભગવાન સ્વામિરૂપે અને ભક્ત સેવકરૂપેજ રહે છે. જ્ઞાન ભક્તિ ઉપાસનાની આ પરા કાષ્ઠા કહી" આ રીતે છેવટે જ્ઞાન ભક્તિ ઉપાસનાની કષ્ટકારી કિલષ્ટ પરા કાષ્ઠાને કહે છે તેની સ્વલ્પ સમાલોચના કરીએ.

પાછળથી જે વધારાનો અર્થ શ્લોકના અનુસંધાનથી લીધો છે તે સંગત નથી. ભક્તિમાં આત્મ

વલોકન એ અંગ હોવાથી આત્માને બ્રહ્મરૂપ માનીને ભકિત કરવી એટલોજ અર્થ શ્લોકનો છે. એમ તેમ પદો ગોઠવીને પરમાત્માના સાધર્મ્યમાં લઇ જઇને તેને વળી પ્રેમાદ્વૈતમાં લઇ ગયા છે. સાધર્મ્યમાં પ્રેમાદ્વૈત ગણાતું નથી. શાખી લખીને પ્રેમાદ્વૈત જણાવ્યું છે તે તો પરા ભકિતની પરા કાષ્ઠા છે. એ સાધર્મ્ય ન કહેવાય. સાધર્મ્ય તો મુકિતદશામાં માન્યું છે. અદ્વૈત મતે માન્ય એકત્વ મુકિત નહિ પણ સાધર્મ્ય મુકિત મુખ્ય માની છે. એને જ સામ્ય કહે છે. એમાં 'निरञ्जनः परमं साम्यमुपैति' 'मम साधर्म्यमागताः' આ શ્રુતિ સ્મૃતિ છે. સામ્ય કહો કે સાધર્મ્ય કહો બન્ને એકાર્થ છે. સાયુજ્ય પણ એનેજ કહે છે. બીજી મુકિતઓ ગૌણ હોઇને અવાંતર છે. સધર્મનો ભાવ તે સાધર્મ્ય કહેવાય. મુકતોનું ઐશ્વર્ય જગદ્વ્યાપારવર્જીત હોવાથી ભોગમાત્રમાં સામ્ય છે એવું વ્યાસસૂત્ર છે. મુકતાત્માનું પરમાત્મા સાથે સાધર્મ્ય સ્વરૂપ–રૂપ–ગુણ વિગેરેથી માન્યું છે. અપહતપાપ્મા આદિક અષ્ટ ગુણ વિશિષ્ટ બ્રહ્મસ્વરૂપનો આવિર્ભાવ થતો હોવાથી **સ્વરૂપથી** સામ્ય છે 'स एकधा भवति' આ શ્રુતિમાં કહ્યા મુજબ દિવ્ય રૂપની પ્રાપ્તિ થતી હોવાથી **રૂપથી** સામ્ય છે. 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સર્વ કામોની પ્રાપ્તિ થતી હોવાથી **ભોગથી** સામ્ય છે. આતો પરમાત્મા સાથેનું સાધર્મ્ય કહ્યું. મુકતોમાં પણ પરસ્પર સાધર્મ્ય છે. એમાં કોઈપણ બાબતમાં તારતમ્ય નથી. આ બાબત સ. પ્ર. ૩ અ. ૪૧ માં 'रूपं समृद्धिरैश्वर्यं' આ શ્લોકથી કહી છે. મુકિતદશામાં પરમાત્મા અને મુકતાત્મા વચ્ચે સ્વામિ સેવકભાવ કાયમ રહે એ માટે આ નિર્બાધરૂપણ સપ્રમાણ કર્યું છે. આ બધીજ બાબત રામાનુજાચાર્ય માન્ય અને શ્રીજીમાન્ય છે. લોયા. ૧૩ તથા સા. ૧૧ માં એનું વિવરણ કર્યું છે. શિક્ષાપત્રી શ્લોકને આગળ ધરીને તેને સાધર્મ્યમાં લઇ જઇને તેને વળી પ્રેમાદ્વૈતમાં લઇ ગયા છે તે સંગત નથી. પ્રેમાદ્વૈતને સાધર્મ્યમાં ન ગણાય. સાધર્મ્ય તો મુકિતદશામાં પ્રાપ્ય છે, આ લોકમાં છતે દેહે પ્રાપ્ય નથી જ્ઞાન ભકિત ઉપાસના તો બહુધા એકાર્થ છે. પ્ર. ૨૧માં અક્ષરના સાધર્મ્યને પામવાની વાત કરી છે તેને આ પ્રસંગે કેમ નકારે છે તે સમજાતું નથી.

૧૦ પેરેગ્રાફમાં તો જ્ઞાન ઉપાસન ભકિતની પરા કાષ્ઠાએ પહોચીને, "ઉપર પ્રમાણેની સ્થિતિ (સાધર્મ્ય) દેહ છતેજ સિદ્ધ થઈ શકે છે. એટલે મુકિત, છતે દેહે પ્રાપ્ત થઈ શકે એવી સ્થિતિ છે. ભકત પંચભૂતના દેહનો ત્યાગ કરે છે ત્યારે ભગવાનની ઈચ્છાથી તેને દિવ્ય ભાગવતી તનુ એટલે બ્રહ્મમય દેહ પ્રાપ્ત થાય છે અર્થાત **નિરાકાર આત્મા સાકાર બની જાય છે. દિવ્ય સાકારમૂર્તિ પરમાત્માનુંજ જીવ સાધર્મ્ય પામે છે. એનો આ સબળ પુરાવો છે**" આ રીતે ઉટાંગ કુટાંગ રીતિએ છતે દેહે મુકિત મળવાનું, નિરાકાર આત્માને સાકાર બની જવાનું અને એમાં દિવ્યમૂર્તિ પરમાત્માના સાધર્મ્યને પુરાવા તરીકે લેવાનું, એમ મુક્તિ વિષયમાં ત્રણ બાબતો એક સાથે લીધી છે. ત્રણ પૈકી પ્રથમની છતે દેહે મુક્તિ મળવાની બાબતની સમાલોચના પ્રથમ કરીએ.

છતે દેહે પ્રાપ્ત કરી શકાતી મુકિતતો અદ્વૈત મત માન્ય હોઈને સંપ્રદાયને માન્ય નથી. તેમને તો 'હું બ્રહ્મ છું' એવા વાકયાર્થજન્ય જ્ઞાનથી જ અહીંજ બ્રહ્મ સાક્ષાત થાય છે. એમને મતે પર રૂપ પર ધામદિ કશું પ્રાપ્ય નથી. તેઓ જીવનમુકિતને માને છે. જો જીવતો છે તો મુકત નથી. અને મુકત થયો તો જીવતો નથી. શરીરનો સંબન્ધ જ જીવન અને બન્ધ પણ એજ કહેવાય છે. આત્મસાક્ષાત્કારથી શરીર સંબન્ધ દગ્ધ થઈ ગયો હોય તો તે જીવતો જ નથી. જો તે દગ્ધ ન થયો હોય તો તેને મુકત કેમ કહેવાય? જેને જીવન્મુકત કહેતા હોઇએ તેને પણ શરીરારિકનું જવું આવવું ખાવું પીવું વિગેરે બધા વ્યવહારો ચાલુ જોવામાં આવે છે. દગ્ધ પટનું દૃષ્ટાંત અપાય છે તે ઘટતું નથી. વસ્ત્ર બળી ગયું હોય અને તેનો આભાસ જણાતો હોય પણ તેથી કશું કાર્યાન્તર થાય નહિ. (પહેરવામાં કામ લાગે નહિ.) 'अत्र ब्रह्म समश्नुते' આ જે શ્રુતિવાકય છે તેનો અર્થ 'અહીં જ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે' એવો નથી. સંગત અર્થ તો ઉપાસન સમયે 'બ્રહ્માનુભવ થાય છે' એવો જાણવો. 'જીવન્મુકત થાય છે' એવો વ્યવહાર થાય છે તે તો મુકતપ્રાયપણાના અભિપ્રાયવાળો છે. અથવા મુકિત મળવામાં વધુ વિલંબ નથી. અથવા 'રાગાદિદોષોથી મુકત થયો છે' એવા અભિપ્રાયવાળો જાણવો. જો છતે દેહે મુકિત માનીએ તો બહુ શ્રુતિ–સ્મૃતિઓનો વિરોધ આવે જેથી એ મુકિત

વેદાંતમાન્ય નથી. એથીજ એનું ખંડન " बुद्धे क्षेमप्रापणं तच्छास्त्रैर्विप्रतिषिद्धम्। बुद्धे चेत् क्षेमप्रापणमिहैव न दुःखमुपलभेत " એમ આપસ્તંબાદિ મુનિઓએ કર્યું છે. એજ રીતે રામાનુજાચાર્યે અને સંપ્રદાયનિષ્ઠોએ પણ તે તે સ્થળે કર્યું છે.

△ સંપ્રદાયમાન્ય મુખ્ય મુકિત તો–ભકિતથી કે પ્રપતિથી પ્રસન્ન થએલા પરમાત્માના અનુગ્રહ બળથી જેનાં વિરોધિ સમગ્ર કર્મબન્ધનો નિવૃત્ત થયાં છે એવા પરમ ભકતને અંતકાલે 'तेन प्रद्योतितेनैष आत्मा निष्क्रामति' આ શ્રુતિમાં કહ્યા મુજબ હૃદયમાં રહેલા ભગવાનના અનુગ્રહથી નિકળવાના દ્વારનું જ્ઞાન મળતાંજ– 'तयोर्ध्वमायन्नमृतत्वमेति' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે મોક્ષના દ્વારભૂત સુષુમણા નાડી થકી બહાર નીકળીને, 'तेऽर्चिषमभिसम्भवन्ति' આ શ્રુતિમાં તથા 'अग्निर्ज्योतिरहःशुक्लः' આ ગીતામાં તથા પ્ર ૨૧ માં કહ્યા મુજબ અર્ચિ માર્ગે પ્રવેશતાં તે તે સ્થાનમાં ભગવાને સ્થાપેલા આતિવાહિક ( એક સ્થાનેથી બીજે સ્થાને પહોચાડનારા ) દેવગણોએ એ માર્ગમાં સત્કાર કર્યો થકો; અર્ચિ, ( જ્યોતિ ) અહઃ ( દિવસ ) શુકલ પક્ષ, ઉત્તરાયણ, સંવત્સર, મરુત્, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત, વરુણ, ઇન્દ્ર અને પ્રજાપતિને ઉલ્લંઘતાં, 'तत्पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयति' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ભગવાને ધામ થકી સન્મુખ મોકલેલા અમાનવ ( દિવ્ય ) પુરુષની સાથે આગળ ચાલતાં આવેલા આવરણભૂત પ્રકૃતિમંડળને ઉલ્લંઘીને, " स आगच्छति विरजां " આમાં કહ્યા પ્રમાણે પ્રકૃતિમંડળ અને પરમ ધામના સીમાડાભૂત વિરજા નદીને પામતાં, તેમાં સ્નાન કરવાથી સૂક્ષ્મ દેહની નિવૃત્તિ થાય છે. અને સાથેના મુકતના હસ્તસ્પર્શથી એને દિવ્ય મંગળ દેહની પ્રાપ્તિ થાય છે. પછી દિવ્ય અપસરારૂપ પાંચસો દિવ્ય દેવીગણો તેને બ્રહ્માલંકારથી અલંકૃત કરે છે. પછી દિવ્ય દ્વારપાળોની આજ્ઞા લઇને પરમાત્માના સભામંડપને પામતાં તેને ભગવાન દિવ્ય પર્યંક ઉપર ખોળામાં બેસારીને પ્રશ્નોત્તરો કરે છે. એથી અત્યંત આનંદિત થાય છે. ભગવાનના કૃપાકટક્ષામૃતવૃષ્ટિથી અભિષેક પામતાં, પોતાના નિત્ય દાસ્યપણામાં નિયોગ કરતાં આ મુકતને અપરિચ્છિન્ન દિવ્યમૂર્તિ પરબ્રહ્મના અનુભવ સાથેની સેવામુકિતરૂપી મોક્ષસામ્રાજ્ય શ્રી સંપૂર્ણ થાય છે. ( આ સંગ્રહ ઉપનિષદાદિ શાસ્ત્રોના આધારવાળો હોઇને વચનામૃતાદિ સંપ્રદાય ગ્રંથ માન્ય છે ) આ અનુક્રમ જોતાં પરધામસ્થ દિવ્યમૂર્તિ પરમાત્માને પામ્યા પછી જ સ્વસ્વરૂપનો આવિર્ભાવ થવા પૂર્વક ભગવાનની દિવ્યરૂપથી સેવા પ્રાપ્તિ થાય એજ મુખ્ય મુકિત આત્યંતિકી માની છે. બીજી મુકિતઓતો અવાંતર હોઇને ગૌણ ગણી છે.

△ આ બાબત શિક્ષાપત્રી શ્લોક ૧૨૧ માં–" ગોલોક ધામ અમને ઇપ્સિત છે. તે ધામમાં શુદ્ધ આત્મ સ્વરૂપે થઇને ( અથવા દિવ્યરૂપે થઇને ) જે સેવા કરવી એજ અમને ઇપ્સિત મુકિત છે. યદ્યપિ કૃષ્ણ સેવાતો અવતાર દશામાં પણ સંસારમાં પણ કોઇ સુકૃતિને મળે છે પણ તે મુકિત નથી. પરંતુ દેહના અંત પછી પરમ પદને પામીને શુદ્ધ આત્મ સ્વરૂપની પ્રાપ્તિ પૂર્વકની કૃષ્ણસેવા મળે એજ મુકિત છે. વચ. પ્ર. ૨૧ માં કહ્યા પ્રમાણે અર્ચિમાર્ગ વડે ધામને પામેલાને સ્વરૂપનો આવિર્ભાવ 'परंज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' આ શ્રુતિમાં કહ્યો છે. મોક્ષ ગતિમાં બહુ બહુ બાબતો ગર્ભિત છે. આવી આ મુકિત દેહ છતે કોઇ રીતે પ્રાપ્ત નથી. કોઇ સ્થળે દેહના અંતમાં જ દિવ્ય દેહની પ્રાપ્તિ કહી હોય તો તે " સમીપમાં દિવ્ય દેહ મળવાનો છે " એવો અભિપ્રાય સમજવો ઘટે. દિવ્ય દેહની પ્રાપ્તિ તો વિરજામાં સ્નાન કર્યા પછી સૂક્ષ્મ દેહનો ત્યાગ થતાં દિવ્ય મુકતના હસ્ત સ્પર્શથી કહી છે. જેમાંથી દિવ્ય દેહ બંધાય છે તે દ્રવ્ય અહીં નથી. જે જે દિવ્ય પ્રાપ્તિઓ પ્રતિપાદી છે તે પણ અહીં નથી. પર રૂપની પ્રાપ્તિ કહી છે તે પણ પર ધામમાં છે. મુકતોને જે દિવ્ય ભોગો મળવાના છે તે પણ ધામમાં છે. આ જોતાં છતે દેહે મુકિત સાબીત થતી નથી. ખરૂં ખુલ્લુંજ કહીએ તો અહીં તો અંતકાળે દુઃખરૂપા ભુકિત પ્રત્યક્ષ જોવામાં આવે છે. એનાથી કોઇ મુકત નથી.

જીવન્મુક્તની વ્યાખ્યા અને સાધર્મ્યની વ્યાખ્યામાં તેજસ્તિમિર જેટલો તફાવત છે. એક તરફથી રામાનુજાચાર્યાભિમત હોઇને શ્રીજીમાન્ય શાસ્ત્રીય મુકિતની વાત કરે છે અને બીજી તરફ અદ્વૈતિમાન્ય વિરુદ્ધ જીવન્મુકિતની વાત થાય છે આતો પરસ્પર વિરુદ્ધ છે. એક સિદ્ધાંતમાં રહેવું જોઇએ. અપસિદ્ધાંત અને સિદ્ધાન્તાન્તર થાય છે તે જોવું જોઇએ. જે રામાનુજાચાર્યમાન્ય હોઇને શ્રીજીમાન્ય છે તેનું ખંડન

કરવું અને જે માન્ય નથી તેનું મંડન કરવું એ અત્યંત અનુચિત અહિતાવહ અયોગ્ય છે. આતો કોઈ અનિર્વચનીય સ્વતંત્ર તંત્ર કહેવું પડે. "એ ચાર વાનાં જેણે આ દેહે કરીને સિદ્ધ કરેલાં છે તે છતે દેહેજ મોક્ષપદને પામ્યો છે. દેહ મુકયા કેડે પામવાનું તેને કોઈ બાકી રહેતું નથી" આ ૮ નંબરના પેરામાં વાકયો લખ્યાં છે તેનો પણ ઉત્તર ઉપરની સમાલોચનામાં આવી જાય છે. રામાનુજનો જ્ઞાન માર્ગ કહેતાં "(૮) મુકિત એ પંચભૂતાત્મક દેહના પતન પછીજ પ્રાપ્ત થતી સ્થિતિ છે, છતે દેહે મુકિત શકય નથી" આ જે રામાનુજાચાર્યની માન્યતા ઉપર કટુ કટાક્ષ અને અક્ષમ્ય આક્ષેપ કર્યો છે તેના પરિહાર માટે આ લાંબું વિવેચન સચ્છાસ્ત્રાનુસારી કરવું પડયું છે. આ તો રીતસરની મુકિતની વાત થઈ. આથી પર મહામુકતો કે અનાદિ મુકતો કે પરમ એકાંતિકો કે મૂળાક્ષરોની મુકિતની વાત તો બાકી રહે છે. તેઓ તો સર્વ સંપ્રદાયો અને આ સંપ્રદાય થકી પણ સ્વતંત્ર તંત્રવાળા હોવાથી તેમને ઉપરની મુકિતના વિચારની કશી જરૂર નથી. તેમનાં રૂપો, ગમન આગમન, પ્રાપ્ય ધામાદિક બધુંજ સ્વતંત્ર સર્વવિલક્ષણ સર્વપર છે. તે આ પ્રસંગે વિચારવાની જરૂર નથી. ત્રણ પૈકી જીવન મુકિતની સમાલોચના થઈ.

હવે "ભકત પંચ ભૂતના દેહનો ત્યાગ કરે છે ત્યારે ભગવાનની ઇચ્છાથી તેને દિવ્ય ભાગવતી તનુ એટલે બ્રહ્મમય દેહ પ્રાપ્ત થાય છે. અર્થાત્ નિરાકાર આત્મા સાકાર બની જાય છે" આ વાકયની સમાલોચના સમીચીન કરીએ.

"નિરાકાર આત્મા જ સાકાર બની જાય છે, તેનો પુરાવો દિવ્યમૂર્તિ પરમાત્માનું સાધર્મ્ય છે" એમ પ્રતિજ્ઞા કરી છે. તેનું સબળ પુરાવા સાથે ઉપપાદન ઉચિત અનુપદ કરશે એવી ધારણા રખાતી હતી. પરંતુ પછીથી ૪ થી ૭ અંકો બહાર પડી ગયા પણ કશું ઉપપાદન આવ્યું નહિ. અપરા કાષ્ઠાએ ચઢી ગયા જણાય છે. પ્રતિજ્ઞા પ્રમાણે ઉપપાદનતો કરવુંજ જોઇએ. કેવળ પ્રતિજ્ઞામાત્રથી કૃતકૃત્ય થવાનું નથી. તે પહેલાં પણ એનું ઉપપાદન કશું આવ્યું નથી. સંપ્રદાયની રીતનું લખાણ બહુ લાંબું બે ત્રણ અંક સુધી ચાલુ રાખ્યું છે. ગમ્યું તે ખરૂં. આ બાબતમાં સંપ્રદાયના બીજા મુખ્ય ગ્રંથોને પણ ગૌણ ગણીને સબળ આધાર વચનામૃતો ઉપર રાખવામાં આવ્યો છે તો મનમાન્યા તેના જ સબળ આધારથી પ્રથમ પર્યાલોચના કરીએ.

"નિરાકાર આત્મા સાકાર બની જાય છે" એટલા શબ્દો ચોખ્ખા વચનામૃતોમાંથી બતાવશે તો બીજા પુરાવાની બહુ જરૂર રહેશે નહિ. (જ્ઞાનમાં એકડે એકથી ઘુંટવા જેવી આ વાત થાય છે) લાંબા લેખમાં 'આત્મા સત્ છે બ્રહ્મ છે અક્ષર છે' એટલાજ શબ્દો આત્માના સંબન્ધે આવ્યા છે. એનું કશું નિરૂપણ કર્યું નથી શ્રીજીએ તો 'જ્ઞાન બે પ્રકારનું છે'–એક આત્માનું અને બીજું પરમાત્માનું' એમ કહીને શિક્ષાપત્રીમાં આત્માના જ્ઞાનને પ્રથમ કહે છે. વચનામૃતોમાં આત્માને અણુપરિમાણ, ચિદ્રૂપ, નિત્ય, અવિકારી અવિનાશી અચ્છેદ્યાદિલક્ષણ કહે છે. આવા આત્માનો મુકિતદશામાં હસ્ત પાદ મુખ મસ્તકાદિ વિવિધ પ્રકારે પરિણામ કહેવો એ કોઇ રીતે સંગત નથી. સર્વથા અસંગત છે. મુકિતદશામાં દિવ્ય આત્મા થકી જુદો દિવ્ય દેહ ઐચ્છિક ભગવત્સેવાર્થે આવે છે. જુઓ—"ભગવાનનો ભક્ત છે તે ભગવાનની ઇચ્છાએ કરીને બ્રહ્મમય દેહને પામે છે" (પ્ર. ૧) આના સંસ્કૃત અનુવાદરૂપ હરિવાકયસુધાસિંધુમાં—"तमुवाच ततः स्वामी चिन्मयं दिव्यविग्रहम् । कृष्णेच्छयैव सम्प्राप्य याति गोलोकधाम ते" આ રીતે મૂળ છે. આના ઉપરની ટીકામાં –'चिन्मयं–चैतन्यप्रधानं, ब्रह्ममयम्' 'दिव्यविग्रहं–अमायिकशरीरं' એવું વ્યાખ્યાન કર્યું છે. વળી ટીકામાં 'गुणापाये ब्रह्मशरीरमेति' 'ब्राह्मीं संविशते तनुम्' એવું પ્રમાણ લીધું છે. 'चिन्मयं' એનો અર્થ 'ચૈતન્ય પ્રધાન' એવો કરીને, 'બ્રહ્મમય' એવું તાત્પર્ય કાઢયું છે. 'दिव्यविग्रहं' એ પદનું 'અમાયિક શરીર" એવું વ્યાખ્યાન કર્યું છે. 'બ્રહ્મ શરીરને પામે છે' 'બ્રાહ્મી તનુમાં પ્રવેશે છે' એવો શ્રુત્યર્થ છે. આ ઉપરથી શરીરને પામનારો અને તેમાં પ્રવેશનારો અહમર્થ મુકતાત્મા અને તેને પ્રાપ્ત થનારા દિવ્ય શરીર વચ્ચે આત્મશરીરભાવ સ્વરસતઃ સિદ્ધ થાય છે. આ વચનામૃતના પ્રશ્નોત્તરનો વિમર્શ કરતાં 'મુકતાત્માજ દેહરૂપે થઈ જાય છે' એવો અર્થ નહિ નીકળતાં તેને અન્યજ બ્રહ્મમય શરીર મળે છે એવો અર્થ નીકળે છે. 'દેહને પામે છે' આ વાકયથીજ પામનારો આત્મા અને પ્રાપ્તવ્ય દેહ બન્ને પૃથક્ સાબીત થાય છે. આ જોતાં મુકતોને આત્મસ્વરૂપથકી

જુદા બ્રહ્મમય દેહની પ્રાપ્તિ સિદ્ધ થાય છે. વચનામૃતમાં 'બ્રહ્મમય દેહને પામે છે' એના અનુસંધાનવાળું આ
વિવરણ વિશદ છે. આ તત્ત્વજ્ઞાનના લેખક આજ ચાલુ લેખમાં–'એવો ભક્ત, દેહ મુકે છે ત્યારે દિવ્ય ભાગ-
વતી તનુ બ્રહ્મમય દેહને પામે છે' (ગ. પ્ર–૧) એમ એકાર્થતાને કહે છે. 'અર્થાત્' કરીને જે પોતે મનસ્વી
અનર્થ કર્યો તે ન કર્યો હોત તો બધુ સંગત સમ્યક્ હતું. જ્યારે આત્માને નિરાકાર–હસ્ત પાદાદિ અવયવે
રહિત' માને છે તો તેમાંથી તેવો આકાર થવાનું કહેવાય ખરૂં ? આ તો પરસ્પર વિરુદ્ધ કહેવાય. બદ્ધદશામાં
નિરાકાર આત્મામાંથી કોઈપણ આકાર બન્યો નથી તો મોક્ષદશામાં તેવો આકાર બને ખરો ? આત્માનું
નિત્ય સ્વરૂપ અણુ છે અને નિરવયવ છે. તેમાંથી એવા વિવિધ અવયવવાળો આકાર શી રીતે બને ? આત્માનું
નિત્ય સ્વરૂપ પરિમાણુજ અણુજ છે તેનો દેહરૂપે એટલે કે મધ્યમ પરિમાણમાં પરિણમે તો તેનો સ્વરૂપથીજ
નાશ થયો ગણાય. નિર્વિકારિપણું પણ નષ્ટ થઈ જાય. સ્વરૂપમાં પણ સંકોચ વિકાસ પ્રાપ્ત થાય.
કારણ કે દેહાકૃતિમાં ગળાનો ભાગ સાંકડો અને છાતીનો ભાગ પહોળો હોય વિગેરે. આ બધુ
અવ્યય અવિકારી અણુપરિમાણ નિત્ય આત્મામાં સંભવે જ નહિ એ મુખ્ય તત્ત્વ છે. પ્રથમ
વચનામૃતનીજ વિકૃત રજુઆત અને વિરુદ્ધ અર્થ પોતે કર્યો છે તે પોતે જ સમજી લે. "એવા
જે ભગવાનના સ્વરૂપના જ્ઞાનવાળા છે તે સર્વે દેહને મુકીને ભગવાનના ધામમાં ચૈતન્યનીજ મૂર્તિ થઇને
ભગવાનના હજુરમાં રહે છે." (પ્ર–૩૭) 'ચૈતન્યનીજ મૂર્તિ થઇને' આ પદનું સંસ્કૃતમાં 'चिन्मयाकृतिः'
એમ કર્યું. ટીકામાં એનો અર્થ 'ब्रह्ममयशरीरः सन्' એમ કરીને 'ચૈતન્યનીજ મૂર્તિ' એનો તાત્પર્યાર્થ
બ્રહ્મમય શરીરપર લાવ્યા. 'चिन्मयाकृतिः' આમાં જે આકૃતિ શબ્દ છે તે શરીરનો વાચક છે. 'चिन्मया
आकृतिर्यस्य' એમ બહુવ્રીહિ સમાસ કરવાથી તેણે વિશિષ્ટપણું પ્રાપ્ત થાય છે. એટલે મુક્તાત્મા દિવ્ય આકૃતિએ
વિશિષ્ટ છે એવો અર્થ ફલિત થાય છે. માટેજ ટીકામાં "બ્રહ્મમયશરીરઃ સન્" એવું વ્યાખ્યાન કર્યું છે.
'ચૈતન્યજ મૂર્તિ થઈ રહે છે' આ વાક્ય ઉપરથી 'ચેતન મુક્ત આત્મા જ મૂર્તિસ્વરૂપે થઈ જાય છે' એવા
અર્થની ભ્રમણા કોઈ અલ્પશ્રુતને થાય, એના નિવારણ માટેજ ઉપરનું પૂર્વાપરના અનુસંધાનવાળું સુસંગત
સ્પષ્ટ વ્યાખ્યાન કરીને દેહદેહિભાવનું સમર્થન કર્યું છે.

"અને બ્રહ્મ ભાવને પામ્યો જે પોતાનો આત્મા તેણે કરીને......તેણે કરીને સેવામાં વર્તે છે"
(પ્ર–૬૪) આની ઉપર હ. વા. સુ.માં "ते ब्रह्मभावापन्नेन स्वात्मनाऽथ निरन्तरम्" એમ સંસ્કૃત છે. એની
ટીકામાં એનો અર્થ 'ब्राह्म्या तन्वा' એવો કર્યો છે. "બ્રહ્મ ભાવને પામ્યો જે આત્મા" આ વાક્યનું
'બ્રાહ્મી તનુ' એવું વ્યાખાન 'ब्राह्मीं तनुं संविशते' આ શ્રુતિના આધારથી કરીને "નિરાકાર આત્મા જ
સાકાર બની જાય છે" એવી અવળી માન્યતાને અવકાશ આપ્યો નહિ. "જ્યારે એ જીવના અજ્ઞાનની
નિવૃત્તિ થાય છે ત્યારે એને માયિક ત્રણ દેહનો સંગ છુટી જાય છે. પછી એ જીવ કેવળ ચૈતન્ય સત્તામાત્ર
રહે છે. પછી એ જીવને ભગવાનની ભૂમિ આદિક જે આઠ પ્રકારની પ્રકૃતિ તે થકી જુદી જે **ચૈતન્ય પ્રકૃતિ**
તેનો ભગવાનની ઇચ્છાએ કરીને દેહ બંધાય છે ને **તેણે યુક્ત થકો** ભગવાનના અક્ષરધામને વિષે રહે છે"
(મધ્ય ૬૬) આની ઉપર હ. વા.માં "कृष्णेच्छयाऽथ दिव्योऽस्य पराप्रकृतितो मुने। आविर्भवति देहो वै तेन संयुज्यते
सहः' આ રીતે સંસ્કૃત છે. ટીકામાં 'परा प्रकृतिः' એનો અર્થ 'अक्षरब्राह्मात्मक परा प्रकृतिः। એવો અને
'देहः' એનો 'ब्रह्ममयतनुः' એવો અને 'संयुज्यते' એનો 'तदभिमानयुक्तो भवति' એવો અર્થ કર્યો છે. આમાં તો
અહમર્થ આત્માને દિવ્ય દેહનો અભિમાની (મારો આ દેહ) કહીને દેહને અભિમંતવ્ય તરીકે કહે છે. એમ
કહેવાથી બદ્ધ દશામાં જેમ દેહાત્માનો ભેદ છે. તેમ મુક્તાત્મામાં પણ દેહાત્માનો ભેદ સાબીત થાય છે. જો
અહમર્થ આત્મસ્વરૂપનો જ દેહરૂપે પરિણામ થઇ જતો હોય તો કોણ અભિમાની ? અને કોણ અભિમંતવ્ય ?
એ કશું ચોખ્ખું કહેવાય નહિ. આત્મા એજ દેહ કે દેહ એજ આત્મા એવો અનિર્વચનીય લોચો થયો.
એની સ્પષ્ટતા માટે ચૈતન્ય પ્રકૃતિ શબ્દનો સંસ્કૃતમાં 'परा प्रकृति' એવો અર્થ કર્યો. 'परा प्रकृति' શબ્દનો
વળી 'अक्षरब्रह्मात्मक' એવો અર્થ ઘટાવ્યો. એમ કરીને ચૈતન્ય પ્રકૃતિ કે પરાપ્રકૃતિ શબ્દનો અર્થ સ્વયં
જીવભૂત નહિ પણ તે થકી જુદી અક્ષરબ્રહ્માત્મક પ્રકૃતિપર અર્થ કરીને તેમાંથી દેહ બંધાવાનું કહ્યું.

ચૈતન્ય પ્રકૃતિ–પરા પ્રકૃતિ શબ્દથી કોઇ જીવભૂત પ્રકૃતિને સમજી ન બેસે તેને માટે તેનું વ્યાખ્યાન ' અક્ષરબ્રહ્માત્મક ' કર્યું. જીવભૂત પ્રકૃતિ થકી અક્ષરબ્રહ્માત્મક અપ્રાકૃત પ્રકૃતિ તો પૃથક્ જ માની છે, એમાં કાંઇ કહેવાનું નથી. ' तदभिमानयुक्तो भवति ' अक्षरब्रह्मात्मक पराप्रकृतिः ' આ શબ્દો ઉપર તત્વજ્ઞોએ સૂક્ષ્મ દૃષ્ટિ આપવી. ' જીવાત્માજ પોતે દેહરૂપ થાય છે ' એવી વચનવ્યકિત નથી. એવો અર્થ કોઇ અલ્પશ્રુત કરે નહિ એ માટે જ શબ્દોનું સંગત વ્યાખ્યાન કર્યું છે. આથી બદ્ધદશામાં જ જેમ એમ મુકતદશામાં દેહદેહિભાવ સુસિદ્ધ થાય છે.

"પછી દેહને મુકીને જુદો થાય છે ત્યારે એ ભકતને ભાગવતી તનુ આપે છે અને તે દેહે કરીને ભગવાનના ધામને વિષે રહે છે" ( સા. ૧૪ ) 'ભાગવતી તનુ આપે છે અને તે દેહે કરીને' આ શબ્દો દેહ દેહિભાવને સમર્થનારા સ્પષ્ટ છે. "અને જેને એ ભગવાન્ કૃપા કરે છે તેણે કરીને તેને પ્રકાશમય એવો દિવ્ય દેહ બંધાય છે" ( લોયા ૧૫ ) " અને ભજનનો કરનારો જે જીવાત્મા તે પુરુષ પણ નથી અને સ્ત્રી પણ નથી. એ તો સત્તામાત્ર ચૈતન્ય છે તે દેહને મુકીને ભગવાનના ધામમાં જાય છે ત્યારે જેવી ભગવાનની મરજી હોય તેવો તેનો આકાર બંધાય છે અથવા એ ભકતને જેવો સેવાનો અવકાશ આવે એવો આકાર ધરીને ભગવાનની સેવા કરે છે. (અંત્ય ૨૨) આમાં સત્તામાત્ર ચૈતન્ય આત્માને સેવાર્થે પૃથક્ દિવ્ય આકારનો યોગ કહ્યો. "તથા તે પાર્ષદ જે મુકત તેમના જે આકાર છે તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશય પ્રકાશ યુકત છે. પુરુષના જેવો દ્વિભુજ છે ને સચ્ચિદાનંદરૂપ છે" (અંત્ય ૩૮) આમાં પણ મુકતાત્માને પૃથક્ સત્ય દિવ્ય પ્રકાશમય દ્વિભુજ સચ્ચિદાનંદરૂપ આકારના યોગને કહે છે. ઇત્યાદિ બહુ વચનો શ્રીમુખનાં સ્પષ્ટાર્થ છે. એનો અન્ય અર્થ અવળો થઈ શકે એમ નથી. એકજ વસ્તુ કહેવામાં અનેક શબ્દો આવે છે પરંતુ તેનું તાત્પર્ય તો દિવ્યતામાં છે. 'નિરાકાર મુકતાત્મા જ સાકાર બની જાય છે' એવી વચનવ્યકિત કુત્રાપિ નથી. અને તત્ત્વદૃષ્ટિએ દેખીએ તો હોય પણ નહિ. આ રીતે મુખ્ય આધાર વચનામૃતોની પર્યાલોચના થઇ.

શિક્ષાપત્રી ભાષ્ય–ટીકામાં–મુક્ત આત્માને અલગ દિવ્ય દેહનો યોગ 'स एकधा भवति त्रिधा भवति' ' सूक्ष्मदेहं परित्यज्य कोटिसूर्यसमप्रभम् । शरीरं दिव्यमासाद्य ' 'आविर्भूतस्वरूपस्याशरीरस्य कथं सेवारसः इति नाशङ्कनीयम् । सम्पद्यते हि ब्राह्मी तनुः' स्वरूपाविर्भावस्तु न तद्विरोधी किन्त्वनुगुण एव, भौतिकेषु तु विरोधः, आत्मशब्दो देहपरः, ब्राह्मेण देहेनेत्यर्थः," ઇત્યાદિ શ્રુતિસ્મૃતિનાં વચનોને લઇને, જેને આત્મસ્વરૂપનો આવિર્ભાવ થયો છે એવા મુક્તાત્માને દિવ્ય શરીરનો યોગ પૃથક્જ પ્રતિપાદ્યો છે. આ બાબતની વચનામૃતો સાથે અનુગુણતા છે.

આ અર્થ સ. જી.માં અતિ સ્ફુટ છે–"दिव्यां तनुं ब्रह्मरूपां प्राप्य' 'सद्यो दिव्यतनुं प्राप' 'हित्वेमं भौतिकं देहं दिव्यदेहेन सर्वदा' 'देहान्ते परमं धाम...प्रयान्ति दिव्यदेहास्ते' 'स तुरीयप्रकाशोऽथ दिव्यं भागवताभिधम् । देहं स लब्ध्वा' 'न तस्य कर्मजन्योऽसौ देहः किन्त्वस्ति चिन्मयः' 'वासुदेवप्रसादेन ततो भागवतीं तनुम् । संप्राप्य" ઈત્યાદિ બહુ વચનો મુકાત્માને અન્ય દિવ્ય દેહની પ્રાપ્તિને કહેનારાં ઉઘાડાં છે. આ રીતે ત્રણેય મુખ્ય ગ્રંથોની આ બાબતમાં એકાર્થતા સ્પષ્ટ છે. 'નિરાકાર આત્માજ સાકાર બની જાય છે' એવું એક પણ વાકય સ્ફુટાર્થ નથી. સંદિગ્ધ દ્વિઅર્થ થાય એવાં વચનોનો પણ અર્થ સંપ્રદાયના સિદ્ધાંતને અનુગુણ ન્યાય યુક્તિથી ઘટાવ્યો છે.

યદ્યપિ રામાનુજાચાર્યને આચાર્ય તરીકે ગુરુપરંપરામાં સંમાન્યા છે અને એમના વિશિષ્ટાદ્વૈત મતને સ્વમત તરીકે સ્વીકાર્યો છે અને એમણે રચેલા ગીતાભાષ્ય–સૂત્રભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે શ્રીજીએ સ્વીકાર્યા છે. એટલે એમનાં પ્રમાણોથી આ તાત્ત્વિક જ્ઞાનનું નિરૂપણ કરી શકાય છે અને સંપ્રદાય પ્રબન્ધોમાં એજ પ્રણાલિકા પરિગ્રહી છે. પરંતુ આ મહાજ્ઞાનિઓ તો તેમના તત્ત્વજ્ઞાનમાં પણ અનેક મિથ્યા દોષોને આરોપીને તેને ગૌણ કે અનુપયોગી ગણીને, સંપ્રદાયના ગ્રંથોના જ્ઞાનને જ મુખ્ય માને છે. જેથી આ વાદમાં એ આચાર્યનાં વચનોને નહિ લેતાં સંપ્રદાયમાન્ય પ્રમાણો લેવામાં આવે છે. મુકતાત્માને અપ્રાકૃત શરીરના યોગની

બાબત કાંઈ ખાનગી નથી. વેદવ્યાસે શારીરક સૂત્રમાં જ બહુ સ્પષ્ટતાથી નિરૂપી છે. આ સૂત્રો ઉપર સંપ્રદાયનિષ્ઠ મહામુનિ મુકતાનંદસ્વામીએ શ્રીજીની આજ્ઞાથી **ભાષ્ય** રચેલું છે અને યોગિરાજ ગોપાલાનંદસ્વામીએ **સૂત્રાર્થદીપ** નામની સંક્ષિપ્ત વ્યાખ્યા રચી છે. મોક્ષદશામાં સ્વસ્વરૂપના સંપૂર્ણ આવિર્ભાવને પામેલા મુકતોને શરીરયોગ છેજ ? કે નથી જ ? કે નિયમ નથી ? એવો વિચાર આરંભ્યો છે. તેમાં બાદરી આચાર્યનો મત નકારમાં કહ્યો. જૈમિનિનો મત હકારમાં કહ્યો. બાદરાયણે તો મુકતાત્મા સત્યકામ સત્યસંકલ્પ હોવાથી સંકલ્પ થાય તો શરીરને ધારે અને ન થાય તો ન ધારે એમ હકાર નકાર બન્નેમાં મત આપ્યો. એમાં " भावं जैमिनिर्विकल्पामननात् " ( ૪-૪-૧૧ ) જૈમિનિ આચાર્ય તો મુકતોને શરીરનો યોગ માને છે. કેમ તો ? ' स एकधा भवति त्रिधा भवति ' આ શ્રુતિમાં મુકતોને વિવિધરૂપે થવાનું ઐશ્વર્ય કહે છે. ઇચ્છામાં આવે એટલાં રૂપોને ધારી શકે છે. (જેમ સૌભરીએ પચાસ રૂપો ધાર્યાં હતાં) શ્રુતિપ્રોકત અર્થનો અંગીકાર કરવો પડે જ. આત્માનું મૂળ સ્વરૂપ વિચારતાં એમાં બહુરૂપે થવાનો સંભવ નથી. કેમ કે આત્મા તો અચ્છેદ્ય છે. શરીરસંબન્ધથી જ એમાં એનો સંભવ માની શકાય. આ જે શરીર છે તેતો મુકતાત્માને દિવ્ય છે. શરીરનો યોગ આવે તો સુખદુઃખાદિકનો સંબન્ધ અવશ્ય આવે એ જે બાબત છે તે તો કર્માધીન શરીરના સંબન્ધવાળી છે. સંકલ્પમાત્રાધીન દિવ્ય દેહમાં એનો સંબન્ધ હોઈ શકે નહિ. એમ કરીને મુકતાત્માને અલગ દિવ્ય દેહનો યોગ પ્રતિપાદ્યો છે. સૂત્રાર્થ પ્રદીપમાં પણ મળતું જ વિવરણ છે.

આ મુકતાત્માની બાબતમાં—પૂર્વોત્તર સૂત્રના અનુસંધાનથી ભાષ્યમાં એવું તાત્પર્ય કાઢયું છે કે— આ સૂત્રમાં મુકતોને દિવ્ય દેહનું સમર્થન કર્યું છે એ ઉપરથી કેવળ દેહ નહિ પણ દિવ્ય ઇન્દ્રિયો આદિકનું પણ સમર્થન સમજી લેવું. કેમકે મુકતોને "अप्राकृतेन्द्रियप्राणाः' 'दिव्यालङ्कारवाससः' એમ ઇન્દ્રિયો પ્રાણ વસ્ત્ર વિભૂષણ વિગેરેના સદ્‌ભાવને પણ કહે છે. દેહ ઇન્દ્રિયો આદિકનો જે પ્રતિષેધ છે તે માયિક વિષયવાળો છે. માયિક દેહ ઇન્દ્રિયો નથી. આ દિવ્ય દેહો ઇન્દ્રિયો વસ્ત્રો વિભૂષણો વિગેરે શેમાંથી બને છે તો—દિવ્ય ધામાદિરૂપથી અને વિચિત્ર દિવ્ય વસ્ત્ર વિભૂષણ પુષ્પમાલા ચંદનાદિ વિવિધરૂપથી ભગવદિચ્છાને અનુસારે પરિણમનારી જે આ અક્ષરબ્રહ્મ નામની અનંતા, અનાદિ, ચૈતન્યરૂપા, અનવધિક આનંદને ઉપજાવનારી પરા પ્રકૃતિ છે તેમાંથીજ ઇન્દ્રિયો પ્રાણ સાથે દિવ્ય તનુ મુકતોને પ્રાદુર્ભવે છે. આ તનુ ભગવત્સેવારસના ઉપકરણભૂત થાય છે. ભગવાનની ઇચ્છાથી અને કદાચિત્ ભગવદિચ્છાનુસારી સ્વેચ્છાથી મુકતોને બહુધા દિવ્ય તનુ પ્રાદુર્ભવે છે. આ ઉપર એક એવી શંકા આવે છે કે—આત્મા તો અણુસ્વરૂપ છે, તો અનેક શરીરોમાં ધારણમાં ઉપયોગી થાય એવો પ્રવેશ કેમ ઘટે ? એનું સમાધાન "ધર્મભૂત જ્ઞાનવ્યાપ્તિથી થાય" એમ કર્યું છે. આ બાબતની સ્પષ્ટતા "प्रदीपवदावेशः" આ સૂત્રથી આગળ કરશે. જેનાં સમગ્ર કર્મબન્ધનો છુટી ગયાં છે અને જેની જ્ઞાનપ્રભા સંકુચિત મટીને વિકસિત થઇ ગઇ છે એવા મુકતોને સ્વરૂપથીજ ભગવદ્‌ગુણોનો અનુભવ સિદ્ધ થાય છે અને સેવાદિ માટે દિવ્ય રૂપનો પરિગ્રહ છે એવા અભિપ્રાયથી મુકતોને સશરીર અને અશરીર એમ બે પ્રકારે સ્થિતિને બાદરાયણ (વ્યાસ) માને છે. આ રીતે બાદરાયણનું હાર્દ સેવાદિ માટે મુકતોને દિવ્ય રૂપાદિકના યોગમાં વર્તે છે.

આ નિરૂપણ ઉપરથી—જે કેટલાકનું એવું ઉધડ માનવું છે કે—" શ્રુતિમાં પરમાત્માને અરૂપ કહ્યા હોવાથી એ પરમાત્માજ દિવ્યરૂપે થઇ રહે છે તેમ મુક્તો પણ ભગવત્સેવાદિક માટે દિવ્ય રૂપે થઇ રહે છે " આ અપમાન્યતાનું ખંડન થઈ જાય છે. કેમકે આ મતતો સૂત્રકાર વ્યાસના અભિપ્રાયથકી વિરુદ્ધ છે. સૂત્રકારજ ભગવત્સ્વરૂપનું વિભુપણું અને આત્માસ્વરૂપનું અણુપણું " नाणुरतच्छ्रुतेः " આ સૂત્રથી સમર્થે છે, પરમાત્માને દિવ્ય પરાપ્રકૃતિ અક્ષરવિભૂતિનો દિવ્ય દેહયોગ જ્યોતિરન્તરાધિકરણમાં સમ્યક્ સૂચવ્યો છે. 'स चानन्त्याय कल्पते' આ શ્રુતિમાં મુક્તાને જે આનંત્ય કહ્યું છે તે જ્ઞાનાદિ દ્વારા છે એમ 'प्रदीपवदावेशः' આ સૂત્રમાં કહેશે. વિભુસ્વરૂપ પરમાત્મા અને અણુસ્વરૂપ મુક્તાત્માઓ કે જે નિત્ય અવિકાર અખંડ સ્વરૂપવાળા સદા છે તેમને સ્થૂળ નાનાવિધ દેહરૂપે પરિણામી થવું તે બીલકુલ સંભવતું નથી. તેમ થાય

તો તેઓનું ખંડિતપણું, છેદ્યપણું, વિકારીપણું વિગેરે અનેક દોષોનો પ્રસંગ આવે. સ્વસ્વરૂપે સદા રહેવું એજ મુક્તિ માની છે. માટે પરમાત્માને અને મુક્તાત્માઓને પણ અલગ બ્રહ્મમય દિવ્ય દેહનો યોગ આવે છે એમજ માનવું પડે. પરમાત્માને દિવ્ય દેહયોગ નિત્યેચ્છાસિદ્ધ નિત્ય છે, જેથી પરમાત્મા સદા સાકાર નિરૂપ્યા છે. આ બધો વિર્ચાર ચોમેરનો કરતાં "મુકતાત્મા જ દેહાદિરૂપે થઈ જાય છે" આ અપમાંન્યાને અલ્પ અવકાશ નથી.

'स एकधा भवति त्रिधा भवति' આ બાબત મુક્તોને માટે ભલે કહી છે પણ તે કેમ ઘટે ? કારણકે આત્મા તો અણુ પરિમાણુ છે તેને અનેક શરીરનો પરિગ્રહ ઘટે નહિ, કેમકે એક શરીરમાં સ્થિત હોય તેનો બીજા શરીરમાં પ્રવેશ સંભવે નહિ ? એવી શંકા કરીને, 'प्रदीपवदावेशस्तथाहि दर्शयति' (૪-૪-૧૫) આ સૂત્રથી સમાધાન કરે છે. અર્થ એવો છે કે યદ્યપિ આત્મા સ્વરૂપથી અણુ છે પણ ચોગદમ પ્રસરતી પોતાની જ્ઞાન પ્રભાથી (શક્તિરૂપા) સંકલ્પને અનુસારે અનેક શરીરોમાં પ્રવેશીને આત્માપણે રહીને ત્રેધા પંચધા અને સપ્તધા પણ થઈ રહે છે. સૌભરી મહર્ષિ પચાસ રૂપે થઈ રહ્યા હતા અને એક સાથે પચાસેય રૂપનો વ્યવહાર કરી શકયા હતા. આ તો સામાન્ય આ પ્રાકૃત લોકના ઋષિ હતા તો અપ્રાકૃત મુક્તાત્માની બાબતમાં શંકાને સ્થાન નથી. આ જે આવેશ તે દીપનો જેમ આવેશ પ્રભાથી તેમ સમજી લેવો. એક દેહમાં સર્વ અવયવોમાં અણુરૂપ આત્માનો પ્રદીપનો પ્રભાથીજ જેમ એમ જ્ઞાન પ્રભાથીજ આવેશ કહેવો ઘટે. મુક્તિ પર્યંત કર્મને લીધે સંકુચિત રહેલી જ્ઞાન પ્રભા સર્વત્ર પ્રવેશવા માટે સમર્થ થતી ન હતી. પરંતુ તેમાં પ્રતિરોધક કર્મની નિવૃત્તિ નિઃશેષ થતાં મુકતોને તે સર્વત્ર પ્રસરે છે. આ રીતે સમાધાન કરીને મુક્તાત્માને પૃથક્ અનેક દિવ્ય શરીરના યોગને સાબીત રાખ્યો છે. આ રીતે સૂત્રાર્થ છે. ઉપર પ્રમાણે તત્વતઃ સમાલોચના કરતાં 'નિરાકાર આત્માજ સાકાર બની જાય છે' એમ કદાપિ કહેવાય નહિ. આત્મ જ્ઞાનની પરા કાષ્ઠા તો આ કહી એજ શાસ્ત્રીય સમ્યક્ નિર્બાધ છે.

વળી મુક્તાત્માનેજ વિવિધ અવયવવાળા દેહરૂપે થવાનું કહેવા માત્રથી અપેક્ષિત અખિલ અર્થ આવી જતો નથી. મુક્તોને ઇન્દ્રિઓ પ્રાણ મન આદિક તત્વોનો યોગ તથા વસ્ત્ર વિભૂષણ ચંદન પુષ્પમાળા વાહન વિગેરેનો યોગ પણ સ. જી. માં તથા હ. વા. સુ. વિગેરે ગ્રંથોમાં વર્ણવ્યો છે. આ સર્વરૂપે પણ મુક્તાત્માનો જ પરિણામ થવાનો કહેવો પડે. આતો નિત્ય અખંડ અવિકારી અચ્છેદ્ય અભેદ્ય ચેતન આત્મવસ્તુમાં ઘટે જ નહિ. માટે સ. પ્ર. ૩ અ. ૪૧ માં તથા ભ ચિં. પ્ર. ૧૫૯ વિગેરેમાં પ્રકૃતિપર નિત્ય દિવ્ય ધામનું આખું વર્ણન આપ્યું છે તે મુજબની, ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિ વિવિધ રૂપે પરિણામ પામી રહેલી, જેને પરા પ્રકૃતિ, નિત્યવિભૂતિ, શુદ્ધસત્વ, ગોલોક, વૈકુંઠ, અક્ષર બ્રહ્મ પરમપદ પરમાકાશ આદિક અનેક નામાંતરથી વ્યપદેશેલી તે ચૈતન્ય પ્રકૃતિમાંથી જ મુક્તોના હસ્તપાદાદિ અવયવવાળા દેહો બંધાય છે. આ જે દિવ્ય વસ્તુ તે ચેતન જીવાત્મા, પરમ ચેતન પરમાત્મા, અચેતન માયા, કાળ આદિક થકી જુદું જ છે. એમાંથી દેહાદિ બધી જ વસ્તુઓ બને છે. આ મૂળ ઉપાદાન તત્વનું શાસ્ત્રીય જ્ઞાન નહિ હોવાથી ચેતન આત્માને જ દેહાદિરૂપે થવાની ભ્રમણા પેઠી જણાય છે. શ્રી હરિએ સર્વેની દિવ્યતા 'दिव्यं कृष्णस्य रूपं' (સ. પ્ર. ૩) આ એક જ શ્લોકમાં સંગ્રહથી સંનિરૂપી છે. આટલું સમજે તો આ જ્ઞાન માટે અલં છે. ભગવાન શ્રીહરિ પ્રગટ રૂપમાં કેવા હતા ? એટલું સમજે તો જ્ઞાનની પરા કાષ્ઠા સંપૂર્ણ આવી જાય.

કોઈ જ્ઞાનલવદુર્વિદગ્ધોતો કોઈપણ સ્પષ્ટ પ્રમાણ શાસ્ત્રીય "નિરાકાર આત્માજ સાકાર બની જાય છે." એ બાબતમાં નહિ મળવાથી ભગવદિચ્છાને જ આગ્રહથી આગળ ધરે છે. જો ભગવદિચ્છાને જ લઇએ તો બદ્ધ દશામાં પણ આત્માજ હસ્તપાદાદિ વિવિધ અવયવવાળા દેહાદિ ભાવને પામે છે એમ પણ માનવામાં વાંધો શો ? મુકિતદશામાં ઈશ્વરેચ્છા અને બદ્ધદશામાં અનિચ્છા એમ ભેદથી કહેવામાં કોઈપણ નિયામક નથી. જો ઈશ્વરેચ્છાને જ આગળ ધરવામાં આવે તો નિત્ય અને અનાદિ એવાં જીવ માયા અક્ષર બ્રહ્મ વિગેરે તત્વોનાં સ્વરૂપો અને લક્ષણો જે શ્રીહરિએ કહ્યાં છે તેનો કંઈ અર્થ કે ઠા રહે નહિ. પ્રત્યેક

પદાર્થોના સ્વરૂપ સ્વભાવો નિત્યજ હોય છે અને તદનુસારે ઇશ્વરેચ્છા પણ વ્યવસ્થિતજ રહે છે. ઉપાધિમય બદ્ધ દશામાં જે નિર્વિકાર નિત્ય સત્ય અણુ આત્મામાં વૃદ્ધિ વગેરે કોઈ વિકારો થઈ શકયા નથી તો પછી નિરુપાધિ મુકિત દશામાં તેવા વિકારો માનવામાં આવે તો દેહને જ આત્માપણે માનનારા નાસ્તિક ચાર્વાક પક્ષથકી પણ આ વેદાંત પક્ષની અત્યંત કનિષ્ઠતા કહેવાય. ચાર્વાકો દેહને જ આત્મા માને છે તો આમણે આત્માનેજ દેહ માન્યો. એમાં કોને શ્રેષ્ઠ કહેવો ? એનો સુવિચાર તત્ત્વદૃષ્ટિએ કરીએ તો ચાર્વાકોનેજ શ્રેષ્ઠ કહેવા પડે. આતો સમગ્ર દાર્શનિકોમાં હાસ્યાપદ જેવું થાય છે આતો પરિણામવાદના પરિશીલનનો પાકો પરિપાક જણાય છે. તેના અંગીકારમાં તો સત્ય નિત્ય અણુપરિમાણ અહમર્થ આત્માનો પ્રકારાંતરે પ્રણાશ કે વિકાર જ સ્વીકાર્યો કહેવાય. ચાર્વાક જૈનાદિ મતમાં જોરથી દૂષણો આપવામાં આવે છે તે આપી શકાશે નહિ. વળી હું શબ્દથી કે હું બુદ્ધિથી જ એક બોધ્ય એવો અણુરૂપ ચેતન આત્માજ દેહરૂપે બની જાય તો દેહ તો પાણી પાદ મુખ મસ્તક વિગેરે અનેક અલગ અલગ અવયવવાળો હોવાથી તે પૈકી કોને વિષે હુંપણાનું અભિમાન ધરાવે, આ એક મહાન્ પ્રશ્ન આવશે. અમુકમાં જ હુંપણાનું અભિમાન ધરાવામાં કોઈ ખાસ નિયામક નક્કી નથી. તેના પરિહાર માટે "આત્માનો એક ભાગ દેહાદિરૂપે થાય છે અને એક ભાગ અવશેષ રહે છે તેમાં હુંપણાનું અભિમાન ધરાવે છે" એમ માનવું પડે. એમ માનતાં આત્માને નિત્ય નિરંશ અચ્યુત અક્ષર અવિકારી કહેવામાં આવે છે તે કહેવાશે નહિ. એક તરફથી આત્માને નિત્ય નિરંશ નિર્વિકાર અનાદિ અચ્યુત અક્ષર કહેવામાં આવે અને બીજી બાજુથી તેનો હાથ, પગ, નાક, કાન મુખ મસ્તક આદિક અનેક-વિધ અવયવવાળા દેહરૂપે થવાનું કહેવું એ તો અત્યંત અવળું તેજને તિમિર કહેવા જેવું અસંભવિત છે. આ જોતાં આ માન્યતા અતિ અસમ્યક્ છે. આ બધુ બહુ વિચારીને જ વિજ્ઞાનવૃદ્ધોએ મુક્તાત્મા થકી પૃથકજ પૃથક્ પદાર્થનો જ દેહયોગ મુકતોને માટે માન્યો છે એ સર્વ રીતે સુયોગ્ય છે. "વેદ પણ એવો ભય રાખે છે કે 'આ અલ્પશ્રુત અર્થનો અનર્થ કરીને અમને છેતરશે" એવું વચન છે તે પ્રમાણે આમાં થયું હોય એમ જણાય છે.

વળી કોઈ તત્ત્વજ્ઞાનવિધુરો તો "મુકતાત્માજ સ્વયં દેહરૂપે બની જાય છે" એ કપોળકલ્પનાને સાબીત કરવા વચ. [illegible] માં આપેલું કીટ ભમરીનું દૃષ્ટાંત દે છે. તેનો પણ સિદ્ધાંત મુજબજ વિમર્શ કરવા જેવો છે. યથાસ્થિત જાણ્યા વિના જેમ તેમ જલ્પવાદ કરવા જેવો નથી. જે કીટ (ઇયળ) છે તે ભમરીના ધ્યાનબળથી ભમરીરૂપ થાય છે. એટલે ખરી રીતે કીટનું રૂપ બદલાઇને ભમરીના જેવું રૂપ આવે છે. ફકત રૂપ જે દેહ એનોજ વિપર્યાસ થાય છે. પરંતુ કીટના દેહમાં રહેલો જે અહમર્થ ચેતન નિત્ય અણુ આત્મા તે પરિણામ પામીને ભમરીના દેહરૂપે થતો નથી. કીટ તથા ભમરીના દેહમાં રહેલો ક્ષેત્રજ્ઞ અહમર્થ આત્મા તો એનો એજ એકરૂપ સ્થિર રહે છે. બીજો પ્રવેશતો નથી. તેમ જીવાત્મા મુકત થતાં પ્રાકૃત વપુનો ત્યાગ કરીને અન્ય અપ્રાકૃત રૂપને પામે છે. એમાં હુંપણાના ગ્રહવાળો ક્ષેત્રજ્ઞ ચેતન અણુ આત્મા તો એનો એજ એક જ એકરૂપ અખંડ બન્ને દશામાં રહે છે. આ બાબત પામરોને પણ પ્રત્યક્ષ ગમ્ય છે. દૃષ્ટાંતનો આવો અર્થ જ દૃષ્ટ સિદ્ધાંતાનુગુણ સ્વીકારવો સરસ સમુચિત છે. જો વિપરીત અર્થ કરાય તો પરમાત્માના ધ્યાન બળથી જીવાત્મા પણ પરમાત્મા જ બની જાય છે એવો પણ વિપરીત અર્થ સ્વીકારવાનો અપપ્રસંગ સ્વયં આવે. આ વિપરીત અર્થનું તો સિદ્ધાંતમાં ખુબ ખંડન કર્યું છે. અણુપરિમાણ આત્મા કદાપિ વિભુ પરિમાણ પરમાત્મા થઇ શકે નહિ જ એવો સાંપ્રદાયિક સત્સિદ્ધાંત શુદ્ધ સાબીત છે. મુકત શરીરોમાં સ્ત્રી-પુરુષ એવો પણ ભેદ વર્ણવ્યો છે અને મુકતોમાં પરસ્પર ભોગ બાબતમાં વિષમતા નહિ પણ સર્વ રીતે સમાનતા માની છે. આ બાબત સ. પ્ર. ૩ અ. ૪૧ માં સ્પષ્ટ છે. ઉપર પ્રમાણે તત્વતઃ સમાલોચના કરતાં "નિરાકાર આત્મા સાકાર બની જાય છે" એમ કદાપિ કહેવાય નહિ. આત્મજ્ઞાનની પરા કાષ્ઠા તો ઉપર કહી એજ શાસ્ત્રીય સમીચીન છે. આ પ્રકારે "નિરાકાર આત્મા સાકાર બની જાય છે" આ વાકયની સમાલોચના સંક્ષિપ્ત થઇ. આ બાબત માટે વેદાંત ગ્રંથોમાં ઘણું જ્ઞેય કહ્યું છે પણ વિસ્તાર ભયથી મુકયું નથી.

૮

હવે ત્રણ પૈકી છેલ્લી બાબત "**નિરાકાર આત્મા સાકાર બની જાય છે, એમાં દિવ્ય સાકારમૂર્તિ પરમાત્માનું જીવ સાધર્મ્ય પામે છે**" એમ સબળ પુરાવા તરીકે લે છે, તેની સમાલોચના સમ્યક્ સંપૂર્ણ કરીએ—આ પુરાવો કેવી રીતે ઘટે? નિરાકાર પરમાત્મા સાકાર બની રહ્યા છે એમ અર્થ લઇએ તો દૃષ્ટાંત સંગત થાય. કશું ઉપપાદન તો ઉપયોગી કર્યું નથી. દૃષ્ટાંત દાર્ષ્ટાન્તિકની અનુરૂપતા તો ઘટાવવી ઘટે. જેમ નિરાકાર પરમાત્મા સાકાર બની રહ્યા છે તેમ નિરાકાર મુક્તો પણ મુક્તિ દશામાં સાકાર બની જાય છે. સાધર્મ્યના બળથી એમ થાય તોજ સધર્મતા મળતી આવે. પરમાત્માના જેવા દિવ્ય રૂપને પામે તેને સારૂપ્ય કહે છે. હવે આમાં અહમર્થભૂત આત્મા પરમાત્માના જ્ઞાનાનંદાદિ સ્વરૂપની શી ગતિ? એ મુખ્ય વિચારવાનું રહે છે. મૂળ સ્વરૂપનોજ પ્રલોપ થાય છે. અતિશય સંદિગ્ધ અને દ્વિઅર્થી થાય છે. આ તો એકડે એકથી ઘુંટવા જેવી ગાંડી વાત થાય છે. અહીં સાકારમૂર્તિ પરમાત્માને દૃષ્ટાંત તરીકે લીધા છે. એટલે જેમ પરમાત્મસ્વરૂપમાં આત્મા જુદો અને મૂર્તિ જુદી એમ નથી તેમ મુક્તાત્મામાં આત્મા જુદો અને દેહ જુદો નથી પણ એકમેક છે એમ કહેવાનું લેખકનું તાત્પર્ય જણાય છે. આ માન્યતા રામાનુજ માન્યતા થકી અને શ્રીજીમાન્ય સર્વ સચ્છાસ્ત્રો થકી સર્વથા વિરુદ્ધ છે. આપણા દેહ અને આત્મા વચ્ચે જેમ સ્વરૂપ સ્વભાવાદિ સર્વ પ્રકારે ભેદ છે. એટલે **દેહદેહિભાવ છે.** પરમાત્મસ્વરૂપજ મૂર્તિ છે એમ નહિ તેમ કેવળ મૂર્તિજ પરમાત્મા છે એમ નહિ. બન્ને પૃથક્ પદાર્થ છે. યદ્યપિ આપણો દેહાત્મા વિશિષ્ટ—અપૃથક્સિદ્ધ હોવાથી સહ વ્યવહાર થાય છે પરંતુ આવો વસ્તુભેદ સમજવો ઘટે. પ્રથમ તો વેદાંતશાસ્ત્રમાં સંબોધાતા પરમાત્મા પરબ્રહ્મ નારાયણ વાસુદેવ વિષ્ણુ પુરુષોત્તમ આદિક પરમાત્મવાચક શબ્દોના યથાસ્થિત અર્થ તત્વદૃષ્ટિએ સમજવામાં આવે તો કશી શંકાને સ્થાન રહે નહિ. એનીજ કચાસ હોવાથી જ્ઞાનમાં ગરબડ ગોટાળા વળે છે. અવળું કે અધુરું જ્ઞાન અહિતકર છે એમ લેખકજ માને છે. હવે આ વિવાદી બાબતનો નિર્ણય તો જેમના થકી પરમાત્માનું સાકારત્વ જ્ઞાન ઇ. સંપ્રદાયે મહામહેનતે મેળવ્યું છે તે શ્રીરામાનુજાચાર્યના તત્ત્વોપદેશ ઉપર અને તદનુસારે એ જ્ઞાનને સ્વીકારનારા ઇષ્ટદેવ અને ગુરુવરો ઉપર મુખ્ય આધાર રાખે છે.

સ્વરૂપ શું? અને વળી રૂપ શું? અને વળી તેમાં ભેદ કેવો? એવી શંકા તત્ત્વજ્ઞાનવિહીનોને રહે છે. ઇષ્ટદેવ શ્રીહરિએ "मतं विशिष्टाद्वैतं मे" એમ જેનો મત સ્વમત તરીકે સ્વીકાર કર્યો છે. અને "शारीरकाणां भगवद्गीतायाः" એમ જેના રચેલા શ્રીભાષ્ય ગીતાભાષ્યને પોતાના અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યા છે અને વચ. વર. ૧૮ માં જેમને ગુરુના ગુરુ તરીકે શ્રીહરિએ સ્વીકાર્યા છે. એવા શ્રીરામાનુજાચાર્યે પ્રતિપાદેલું તત્ત્વજ્ઞાનજ અનુયાયિઓએ સ્વીકારવાનું અનિવાર્ય છે. તેમાં પણ જેની ઉપર ઇષ્ટદેવ શ્રીહરિએ ખાસ બહુ ભાર મુકયો છે એવો જે એક અંશ સાકાર બ્રહ્મના પ્રતિપાદનનો છે તે તો નિરાકારવાદી આત્માનંદ ગુરુથકી બહુ ઉદાસી થઇને સાકારવાદી ગુરુની શોધ કરતાં, બહુ દૂર શ્રીરંગ પ્રત્યે ગએલા ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામીએ રામાનુજાચાર્યનું આરાધન કરતાં તેમની પ્રસન્નતાથી સાકાર બ્રહ્મ લક્ષ્મીનારાયણનાં દર્શન પામીને સાકારત્વજ્ઞાન સંપ્રદાયમાં મેળવી આણ્યું છે. અને વળી જેમને "साकारब्रह्मसिद्धान्तस्थापकं" એવું અર્હ વિશેષણ આપ્યું છે અને જેમણે કરેલા ગ્રંથોને પણ "साकारब्रह्मनिश्चयान्" એવું વર વિશેષણ આપ્યું છે. અને શિક્ષાપત્રી શ્લોક ૧૦૦ ની ટીકામાં "अत्र स्वाभिमतभगवत्साकारत्वस्य सप्रपञ्चं प्रतिपादितत्वादिदमेवास्मदध्यात्मशास्त्रमिति भवद्भिरप्येतदेवाध्येतव्यं चेति भावः" એવો ભાવાર્થ લખીને સ્વાભિમત ભગવત્સાકારત્વનું વિજ્ઞાન જેમના ગ્રંથોથકી જાણવાનું શ્રીમુખે કહે છે. અને વળી પ્ર. ૭૧ માં "અને રામાનુજાદિક જે આચાર્ય તેમણે તો સાકારપણે ભગવાનનું પ્રતિપાદન કર્યું છે." એમ કહે છે. વળી લોયા. ૧૪ માં તો રામાનુજાચાર્યાભિમત સાકારત્વ, ઉપાસના, મુક્તિ વિગેરે બધીજ વસ્તુઓનો સ્વીકાર કર્યો છે. એવા શ્રીમાનુજાચાર્યે જે શુભ રીતે સાકારત્વ કહ્યું છે એજ સ્વીકારનું સમુચિત સરસ છે. ગુરુઓ કાંઇ કહે અને શિષ્યો કાંઇ જુદુજ જલ્પે એ સંપ્રદાય ન કહેવાય. ગુરુ પરંપરાગત સદુપદેશનેજ સંપ્રદાય કહે છે. આવો ઉચ્ચ અભિપ્રાય

હોવાથીજ સમસ્ત આશ્રિતોને શ્રીભાષ્ય ગીતાભાષ્ય ભણવાની આજ્ઞા ખાસ કરી છે. અશક્તને તો એક ગીતાભાષ્ય ભણવાની ખાસ આજ્ઞા શ્રીહરિએ સ. પ્ર. ૨ અ. ૨. શ્લોક ૩૬ માં કરી છે.

આવા ગૌરવપૂર્ણ ગીતા ભાષ્યના ઉપોદ્‌ઘાતમાં'—' अनन्तज्ञानानन्दैकस्वरूपः " એમ પ્રથમ નંબરે સ્વરૂપને વર્ણવીને, "स्वाभाविक ....... गुणगणमहोदधिः" એમ સ્વરૂપના જ્ઞાનાનંદાદિ ગુણોને વર્ણવીને, "स्वाभिमत...निरतिशयौऽज्ज्वल्य–सौन्दर्य–सौगन्ध्य–सौकुमार्य–लावण्य–यौवनाद्यनन्तगुणनिधिदिव्यरूपः " એમ દિવ્ય રૂપનું નિરૂપણ કર્યું છે. આમાં પ્રથમ સ્વરૂપ કહ્યું, પછી તેના ગુણો કહ્યા, પછીથી ત્રીજા નંબરે રૂપ અને તેના ગુણો સાથે કહ્યા. સ્વરૂપનું દ્રવ્ય જ્ઞાનાનંદાદિ કહ્યું અને રૂપનું દ્રવ્ય દિવ્ય કહ્યું. સ્વરૂપના ગુણો જ્ઞાન શક્તિ આદિક છ અને બીજા કારુણ્યાદિ કહ્યા અને રૂપના ગુણોતો ઔજ્જવલ્ય સૌન્દર્યાદિક કહ્યા. એ રીતે સ્વરૂપ અને રૂપનું દ્રવ્ય તથા ગુણો જુદા જુદા કહ્યા. આ જે બાબત કહી તે સ્વરૂપ રૂપ વચ્ચે ભેદને સ્વતઃ સાબીત કરનારી ઉઘાડી છે.

આ ભાષ્ય ઉપર વેદાંતાચાર્યે રચેલી તાત્પર્યચંદ્રિકા નામની મોટી ટીકામાં ભાષ્યમાં પ્રથમ સ્વરૂપ વર્ણવ્યું છે, તો તે પછી રૂપ વર્ણવવું જોઈતું હતું. વચ્ચે જ્ઞાનાદિ ગુણો શા માટે વર્ણવ્યા ? આવી શંકાને ઉદ્‌ભાવીને તેનું પ્રયોજન પ્રદર્શાવવા અવતરણ તરીકે 'स्वरूपापेक्षया गुणविग्रहादीनामपृथक्सिद्धिसाम्येऽपि विग्रहादिधारणनियमनादौ ज्ञानादिगुणगणापेक्षत्वदर्शनाय उत्तरोत्तरसुग्रहत्वादिसिद्धये च प्रथमं गुणोक्तिः' આવી પંક્તિઓ લખી છે. અર્થ એવો છે કે–જેમ સ્વરૂપ સાથે તેના જ્ઞાનાદિ ગુણો અપૃથક્‌સિદ્ધ છે તેમ વિગ્રહાદિ પણ અપૃથક્‌સિદ્ધ હોવાથી સ્વરૂપ કહ્યા પછી રૂપ કહેવામાં કશો વાંધો નથી. તથાપિ વિગ્રહાદિકના ધારણ નિયમન વિગેરે વ્યાપારમાં સ્વરૂપના જ્ઞાન શકિત બળ આદિક ગુણોની અપેક્ષા જણાવવા રૂપ વર્ણન પહેલાં સ્વરૂપના ગુણો કહ્યા છે. બીજું કારણ એ છે કે–સ્વરૂપના વર્ણન પછી તેના જો ગુણો વર્ણવ્યા હોય તો અને પછીથી જ રૂપ અને તેના ગુણો વર્ણવ્યા હોય તો લોકોને સુખેથી ઉત્તરોત્તર ગ્રહણ થાય વિગેરે પ્રયોજન છે. એમ અવધારીને રૂપનિરૂપણ પહેલાં સ્વરૂપના ગુણો જ્ઞાનાદિ વર્ણવ્યા છે. આ ઉપરથી ચોખ્ખો ખરો અભિપ્રાય આપોઆપ એ નિકળે છે કે–જેમ આપણા દેહના ધારણ નિયમન હલન ચલન વિગેરે બધા વ્યાપારમાં આત્મસ્વરૂપના જ્ઞાન શકિત આદિક ગુણોની અપેક્ષા છે અને તેથી દેહ અને આત્મા વચ્ચે દેહાત્મભાવ સુસિદ્ધ છે તેમજ પરંબ્રહ્મ પરમાત્માને પણ પોતાના દિવ્ય રૂપના ધારણ નિયમન હલન–ચલનાદિ સમસ્ત વ્યાપારમાં અહમર્થ સ્વરૂપના જ્ઞાન શકિત બળ ઐશ્વર્ય આદિક ગુણોની અપેક્ષા જણાવી છે. એ ગુણોને લીધે જ રૂપમાં ધારણ નિયમન હલન ચલનાદિ થાય છે. તો દિવ્ય રૂપ અને પરમાત્મસ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ સુસિદ્ધ થાય છે. એને જ શરીર–શરીરિભાવ કહે છે. તાત્પર્ય એ નિકળે છે કે–રૂપમાં જે કોઇ ધારણ નિયમન હલન ચલનાદિ સત્તા જણાય છે તે અહમર્થ સર્વાત્મભૂત વિભુ ચેતન સ્વરૂપની જ છે. સ્વરૂપસત્તા વિના રૂપ તો અકિંચિતકર છે. આ જોતાં જેમ આપણા દેહ આત્માનો અત્યંત ભેદ ( વ્યાપ્યવ્યાપક ભાવ, નિયામ્ય નિયામક ભાવ, આધેયાધાર ભાવ શેષશેષિ ભાવરૂપ ) છે તેમ રૂપ અને સ્વરૂપનો અત્યંત ભેદ સિદ્ધ થાય છે. સ્વરૂપ, તેના ગુણો, રૂપ, એમ ઉત્તરોત્તર પ્રદર્શાવેલા ક્રમથી ભેદની સ્વયં સિદ્ધિ થાય છે.

વળી ભાષ્યમાં રૂપને વર્ણવ્યા પછી 'स्वोचित...दिव्यभूषणः' 'स्वानुरूप...दिव्यायुधः' એ બે વાકયોથી દિવ્ય આભરણો અને દિવ્ય આયુધો વર્ણવ્યાં છે. ટીકામાં–આ બે વાકયના અવતરણ તરીકે 'एवं स्वरूपतद्‌गुणौ विग्रहतद्‌गुणौ प्रतिपाद्य विग्रहाश्रितमाभरणवर्गमायुधवर्गं च दर्शयति' આવું વાકય લખ્યું છે. અર્થ એવો અનુગત છે કે–પૂર્વોકત પ્રકારે સ્વરૂપ અને તેના ગુણો તથા રૂપ અને તેના ગુણો પ્રતિપાદીને, હવે વિગ્રહનો આશ્રય કરી રહેલા આભરણવર્ગને અને આયુધવર્ગને દર્શાવે છે. આ વાકયમાં તો સ્વરૂપ તથા રૂપ અને તેના ગુણો જુદા જુદા સાક્ષાત્ શબ્દોથી સ્પષ્ટ અસંકોચથી પ્રતિપાદન કર્યા છે. આથી બન્ને વચ્ચે તત્વભેદ વસ્તુતઃ સિદ્ધ થાય છે. તો પછી સ્વરૂપને જ રૂપ કે રૂપને જ સ્વરૂપ કહી શકાય નહિ. 'स्वरूपतद्‌गुणौ

रूपतद्गुणौ' આ વાક્યને તત્ત્વ દૃષ્ટિએ વિચારીએ તો સ્વરૂપ અને રૂપની ભિન્નતામાં લેશ સંશય રહે નહિ. વળી 'स्वोचित' આમાંના ' स्व ' શબ્દનું ટીકામાં-' पूर्वोक्तविलक्षणविग्रहविशिष्टं स्वरूपमिह स्वशब्दार्थ :' એવું વ્યાખ્યાન કર્યું છે અને 'स्वानुरूप:' આમાં આવેલા 'स्व' શબ્દનું ' पूर्वोक्तगुणविग्रहाभरणविशिष्टः ' એવું વ્યાખ્યાન કર્યું છે. આમાં સ્વરૂપ અને રૂપ વચ્ચે વિશેષ્ય-વિશેષણ ભાવ સંબન્ધ જણાવ્યો છે. આથી પણ રૂપ સ્વરૂપ વચ્ચે આપણા જેવો દેહ દેહિભાવ વિશદ થાય છે. તો કેવળ રૂપને જ પરમાત્મ સ્વરૂપ કહી શકાય નહિ. આ રીતે સટીક ગીતા ભાષ્યના મંગલ આરંભમાં જ સ્વરૂપ અને રૂપનો ભેદ સાક્ષાત્ શબ્દોથી ઉઘાડો વર્ણવ્યો છે.

'अजोऽपि सन्नव्ययात्मा' આ ગીતા શ્લોકના ભાષ્યમાં ' स्वस्वरूपं हि आदित्यवर्णं ...इत्यादिश्रुतिसिद्धम् ' એમ રૂપની શ્રુતિસિદ્ધતા કહી છે. જ્યારે સ્વરૂપને નિરૂપે છે ત્યારે 'सत्यं ज्ञानं' 'यः सर्वज्ञः सर्ववित्' ઇત્યાદિ શ્રુતિઓને અને જ્યારે રૂપને નિરૂપે છે ત્યારે 'आदित्यवर्णं' ઇત્યાદિ શ્રુતિઓને સંગ્રહે છે. એમ બન્ને પ્રકારનાં વચનોને અલગ અલગ લખે છે. આ ઉપરથી સ્વરૂપ રૂપ વચ્ચે સ્પષ્ટ ભેદ સિદ્ધ થાય છે. ભાષ્યમાં રૂપને નિરૂપતાં સ્વરૂપ શબ્દ વપરાયો છે તેનો અહીં સ્વરૂપપર અર્થ નથી પણ રૂપપર છે એમ જણાવવા ટીકામાં 'स्वरूपशब्दोऽत्र विग्रहपरः ' એવું વાક્ય લખ્યું છે અને સ્વરૂપ શબ્દનો વિગ્રહમાં પણ પ્રયોગ થાય છે એમ જણાવવા 'स्वरूपं ब्रह्मणोऽपरम्' ( वि. पु. ) એવું પ્રમાણપણ લખ્યું છે. અહીં સ્વરૂપ શબ્દનો વિગ્રહ પર અર્થ કરવાનું કારણ તો ભાષ્યમાં સંગ્રહેલી શ્રુતિઓ સ્વરૂપમાં સંભવતી નથી પણ રૂપમાં જ સંભવતી છે. આ પ્રમાણે રૂપમાં પણ સ્વરૂપ શબ્દનો પ્રયોગ ભાષ્યકારે કર્યો છે. આથી કોઈ સ્થળે રૂપમાં સ્વરૂપ શબ્દનો પ્રયોગ આવતો હોય પણ અર્થાનુસંધાનથી વિવેક કરી લેવો ઘટે.

'सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात्' આ ગીતાશ્લોકનાં પદોનું ભાષ્યમાં-'अचिन्त्यरूपं-सकलेतरविजातीयस्वरूपं, 'आदित्यवर्णं तमसः परस्तात्-अप्राकृतस्वासाधारणदिव्यरूपं' એવું વિવેચન કર્યું છે. પ્રથમનાં બધાં પદોનો અર્થ સ્વરૂપમાં સંભવિત સમજીને તેવો અર્થ કરીને 'अचिन्त्यरूपं' આ રૂપ શબ્દનો પણ સ્વરૂપ પર અર્થ કર્યો છે. આથી રૂપ શબ્દનો પ્રયોગ સ્વરૂપમાં પણ સંભવિત જણાવ્યો. 'आदित्यवर्णं' આ વાક્યનું વ્યાખ્યાન ભાષ્યકારે રૂપ પર કર્યું છે. તેનું કારણ ટીકાકારે ' वर्णयोगस्य स्वरूपेणाघटनात् प्रमाणसिद्धविलक्षणविग्रहद्वारा तद्योगमाह ' આ વાક્યથી જણાવ્યું છે. એમ એક પદનું સ્વરૂપ પર અને બીજા પદનું રૂપ પર વ્યાખ્યાન કર્યું છે. જો સ્વરૂપ રૂપ એકજ તત્વ હોય તો સ્વરૂપમાં વર્ણની અસંભવ શંકા લાવીને તેના સમાધાન માટે રૂપમાં તેનો સંભવ વર્ણવવાની જરૂરજ નહિ. આ ઉપરથી બન્ને વચ્ચે તત્વતઃ ભેદ સિદ્ધ થાય છે.

' मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ' આ ગીતા શ્લોકમાં ' अव्यक्तमूर्तिना ' આ પદનું ભાષ્ય ' अप्रकाशितस्वरूपेण ' એમ કર્યું છે. મૂર્તિ શબ્દનું રૂપ પર વ્યાખ્યાન નહિ કરતાં સ્વરૂપપર કર્યું છે. તેનું કારણ ટીકામાં ' अव्यक्तमूर्तिना ' इत्यस्य विग्रहविषयत्वेऽत्रानुपयोगात् स्वरूपविषयोऽयमौपचारिकः प्रयोग इति दर्शयितुं ' આ રીતે દર્શાવ્યું છે. મૂર્તિ શબ્દનો બહુધા રૂપ એવો અર્થ થાય છે. તથાપિ અહીં સ્વરૂપ અર્થ કર્યો આ ઉપરથી શબ્દનો અર્થ કરવામાં ઉપયોગિતા જાણવાની કહી. ' विग्रहपरत्वे ' ' स्वरूपविषयः ' આ પદો રૂપ સ્વરુપ વચ્ચે તત્વતઃ ભેદને ઉઘાડો જણાવે છે.

' अहं सर्वस्य प्रभवः ' (ગીતા) ' सौशील्यसौन्दर्यवात्सल्यादिकल्याणगुणगणयोगं ' એવું ભાષ્ય વાક્ય છે. ભાષ્યકારાભિમત અર્થને જણાવવા તેની ટીકામાં 'सौशील्यवात्सल्येति दिव्यात्मगुणवर्गस्य प्रदर्शनार्थं, 'सौन्दर्येत्याकर्षकतमदिव्यमङ्गलविग्रहगुणवर्गस्य' આવું વિવેચન કર્યું છે. ભાષ્યમાં સ્વરૂપના બે અને રૂપનો એક ગુણ એક સાથે મિશ્રિતપણે વર્ણવ્યા છે. તથાપિ ટીકામાં સૌન્દર્ય ગુણ તો રૂપમાં સંભવે પણ સ્વરૂપમાં સંભવે નહિ અને સૌશીલ્ય વાત્સલ્ય તો સ્વરૂપમાં સંભવે પણ રૂપમાં સંભવે નહિ એમ વિવેકથી બન્નેને ભિન્ન ભિન્ન જણાવ્યા અને સ્વરૂપને દિવ્યાત્મસ્વરૂપથી અને રૂપને વિગ્રહ શબ્દથી જણાવ્યા છે. તો બન્ને વચ્ચે આપણા દેહાત્મા

જેવો શરીર–શરીરિભાવ સ્પષ્ટ સાબીત થાય છે. આવી તત્વસ્થિતિ હોવાથી જેમ આપણા આત્માને દેહ ન
કહેવાય અને દેહને આત્મા ન કહેવાય એમ સ્વરૂપને રૂપપણે કે રૂપને સ્વરૂપપણે કદાપિ કહેવાય નહિ.
'स्वयमेवात्मनात्मानं' આ શ્લોકના ભાષ્યમાં 'सौन्दर्यसौशील्यादिकल्याणगुणगणैः' એવું વાકય છે. એનું વિવરણ
ટીકામાં 'सौन्दर्यसौशील्येति विग्रहगुणानामात्मगुणानां च उपलक्षणम्' આ પ્રકારે કર્યું છે. અહીં સ્વરૂપને
**અહમર્થ આત્મા** શબ્દથી અને રૂપને **વિગ્રહ**શબ્દથી કહેવાપૂર્વક બંનેના ગુણોને પણ પૃથક્ પૃથક્ જણાવેલા
હોવાથી બન્ને વચ્ચે દેહાત્મભાવ સુસિદ્ધ થાય છે.

'द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः' આ શ્લોકની ભાષ્યટીકામાં 'विग्रहैकविषयतया'
'स्वरूपव्याप्तिः' 'विग्रहस्य चातिमहत्वेन तद्विषयोऽयं व्याप्तिव्यपदेशः' આવાં વાકયો લખીને સ્વરૂપવ્યાપ્તિ
અને વિગ્રહવ્યાપ્તિની પૃથક્તા કહેલી હોવાથી તે બંને વચ્ચે સ્વતઃ ભેદ સિદ્ધ થાય છે. આ રીતે આખા ૧૧
અધ્યાયમાં વિશ્વરૂપના વર્ણન પ્રસંગે તેતે એક સાથે અપાયેલાં અનેક વિશેષણોમાં સંભવિત અસંભવિતનો
વિમર્શ કરવા પૂર્વક સંગતિ માટે કોઈ વિશેષણને અહમર્થ પરમાત્મ સ્વરૂપમાંતો કોઈ વિશેષણને વિગ્રહપર્યાય
રૂપમાં લગાડયાં છે. આ બધીજ બાબત આપણા શરીરાત્મા જેવો રૂપ સ્વરૂપ વચ્ચે વાસ્તવિક વિભેદ સમઝાવવા
માટેજ વર્ણવી છે. આ રીતે પ્રાચાર્ય તરીકે પરિગ્રહેલા રામાનુજાચાર્યકૃત ગીતાભાષ્યમાં સાકારત્વ કેવી રીતે
સંમાન્યું છે તે સ્પષ્ટ જણાવ્યું. આ ભાષ્ય ટીકામાં આવાં વાકયો તો બહુ છે.

શ્રીભાષ્યમાં પણ પ્રસંગે પ્રસંગે સાકારત્વ પ્રતિપાદન કર્યું છે. 'अन्तस्तद्धर्मोपदेशात्' આ સૂત્ર કે જે
ખાસ રૂપનિરૂપણ પર છે તેના ભાષ્યમાં 'यत्तु शरीरसम्बन्धात्...यदि गुणमयः प्राकृतोऽस्य देहः स्यात्, स तु
स्वाभिमतः स्वानुरूपोऽप्राकृत एवेति सर्वमुपपन्नम्' આવાં વાકયો લખીને શંકા સમાધાન સાથે પરમાત્માને
અપ્રાકૃત શરીરનો સદ્ભાવ સમર્થ્યો છે. આમાં ઉપપાદનને અંતે 'एतदुक्तं भवति–परस्य ब्रह्मणः...अनन्तज्ञाना-
न्दैकस्वरूपतया...कल्याणगुणगणाश्च सन्ति। तद्वदेव स्वाभिमत...दिव्यरूपमपि स्वाभाविकमस्ति' આવાં વાકયો
લખીને તાત્પર્ય કહ્યું છે. અભિપ્રાય એ છે કે—જેમ પરમાત્માનું જ્ઞાનાનંદાદિ સ્વરૂપ છે અને જેમ જ્ઞાન શક્તિ
આદિક સ્વાભાવિક ગુણો છે તેમ સ્વાભિમત સ્વાનુરૂપ દિવ્ય રૂપ પણ સ્વાભાવિક છે. અહીં સ્વરૂપને અને તેના
ગુણોને દૃષ્ટાંતપણે લઈને રૂપનું પૃથક્ નિરૂપણ હોવાથી અને રૂપમાં શરીર તથા દેહ શબ્દનો પ્રયોગ હોવાથી
સ્વરૂપ રૂપ વચ્ચે આપણા દેહાત્મા જેવો શરીરાત્મભાવ સંબન્ધ સાબીત થાય છે. ઉપરના ભાષ્ય વાકયોના
અર્થની અધિક સ્પષ્ટતા માટે તેની સુદર્શનસૂરિકૃત **શ્રુતપ્રકાશિકા** નામની મહાટીકામાં 'परमात्मस्वरूपं हि
निरतिशयानन्दरूपं सर्वज्ञत्वाच्च तच्च जानात्येवेति स्वरूपादन्यत्र भोग्यत्वज्ञानं न वक्तुं योग्यं, अतः सर्वज्ञस्य तस्य
विग्रहे स्पृहणीये स्वरूपस्य भोग्यतावैकल्यं स्यात्' આવાં શંકા વાકયો લખીને 'स्वसम्बन्धिभोग्यत्वं स्वस्य न
विरोधि, अपि तु स्वभोग्यत्वातिशयावहं, यथा स्वसम्बन्धिगुणगणभोग्यत्वं, न हि स्वसम्बन्धिनामप्यामोदकरस्य
कस्तुरिकादेरामोदवैकल्यमपि तु तत्पौष्कल्यमेव, तथा स्वसम्बन्धाद्विग्रहभोग्यत्वमपि स्वभोग्यत्वातिशयावहम्'
આવાં સમાધાન વાકયો લખ્યાં છે. અર્થ એવો સુજ્ઞેય છે કે—જે પરમાત્મસ્વરૂપ છે તે સ્વતઃ નિરતિશય
આનંદૈકસ્વરૂપ ભોગ્ય છે. ભગવાન્ સર્વજ્ઞ હોવાથી 'હું આનંદસ્વરૂપ છું' એમ પણ સ્વયં જાણેજ છે.
અણુ પણ અજાણ્યું નથી. એવા પણ આનંદમય પરમાત્માને જો સ્વરૂપ થકી વ્યતિરિકત રૂપમાં ભોગ્યતા
(પ્રીતિવિષયતા) મનાય તો સ્વરૂપ ભોગ્યતાની ન્યૂનતા આવે. આવી આશંકાનું સમાધાન આ રીતે કર્યું
છે કે–સ્વરૂપ સાથે સંબન્ધ ધરાવનારા અન્યનું ભોગ્યપણું સ્વરૂપભોગ્યતામાં વિરોધિ નથી, પરંતુ સ્વરૂપ-
ભોગ્યતાના અતિશયને કરનારૂં છે. જેમ સ્વરૂપસંબન્ધી જ્ઞાનાદિ ગુણોનું ભોગ્યત્વ તે તદાશ્રય સ્વરૂપ ભોગ્યતામાં
વિરોધી નથી પણ ઉલટું સ્વરૂપભોગ્યતાના અતિશયનેજ કરનાર છે. જેમ કે કસ્તુરી કેસર અતર આદિક
પદાર્થો પોતાના સંબન્ધમાં આવતારા અન્ય પદાર્થોને પણ સુગન્ધિમાન કરે છે, તે ઉપરથી તેના પોતાના
સુગંધની લેશથી પણ ન્યૂનતા આવતી નથી પરંતુ તેની પુષ્કળતાજ આવે છે. તેમ આનંદમય સ્વાત્મ-
સ્વરૂપની ભોગ્યતાના અતિશયને કરનાર છે પણ ન્યૂનતાને કરનાર નથી. તો પરમાત્માને જેમ આત્મસ્વરૂપ

ભોગ્ય ( प्रीतिविषय ) છે તેમ અપ્રાકૃત રૂપને ભોગ્ય કહીએ એમાં કશી ન્યૂનતા આવી જતી નથી. અર્થાત્ જેમ આત્મસ્વરૂપ આનંદમય હોવાથી અતિ વહાલું છે તેમ રૂપ પણ અપ્રાકૃત હોવાથી અતિ વહાલું છે. વળી 'स्वाभिमत' આ ભાષ્યપદનો ભાવાર્થ 'करणानपेक्षज्ञानक्रियस्यापि परस्य भोगार्थो विग्रहः, निरतिशयानन्दस्यापि तस्य प्रीतिविशेषापेक्षा घटतें, प्रभुतानन्दानामप्यानन्दान्तरापेक्षादर्शनादिति भावः' આવો ટીકામાં કાઢયો છે. વળી ટીકામાં 'यथा परस्य ब्रह्मणो धर्मिस्वरूपं स्वाभाविकाश्च गुणाः प्रामाणिकत्वादङ्गीक्रियन्ते तथा विलक्षणशरीरमप्यभ्युपगन्तव्यम्' આવું પણ વાકય લખ્યું છે. વળી ભાષ્યમાં સૂત્રાર્થના ઉપસંહાર તરીકે 'अतः परस्यैव ब्रह्मणः एवंरूपरूपत्वादयमपि तस्यैव धर्मः' એવું વાકય લખ્યું છે. ઉપરના વાકયોમાં પ્રથમ નંબરે સ્વરૂપને અને બીજા નંબરે તેના ગુણોને અને ત્રીજા નંબરે રૂપને મુકે છે. વળી રૂપને તો સ્વરૂપના એક ધર્મ તરીકે કહે છે. વળી સ્વરૂપ તથા રૂપની ભોગ્યતાનો પણ પૃથક્ વિચાર કરે છે. વળી સ્વરૂપ અને તેના ગુણોને દૃષ્ટાંત તરીકે લઇને રૂપની સિદ્ધિને કરે છે. વળી પરમાત્માને જ્ઞાન ક્રિયા માટે દેહની અપેક્ષા નથી એમ આશંકીને લીલા ભોગાર્થે અપેક્ષાને કહે છે. વળી સ્વરૂપના તથા રૂપના ગુણોને જુદા જુદા વર્ણવ્યા છે. વળી સ્વરૂપને આત્મ શબ્દથી અને રૂપને વિગ્રહ શરીર દેહ આદિક શબ્દથી વ્યવહરે છે. વળી આત્મસ્વરૂપને સ્વ શબ્દથી અને રૂપને સ્વના સંબન્ધિ તરીકે વર્ણવે છે. આ બધા ભેદક ભાવનો તત્વ દૃષ્ટિએ સુવિચાર કરીએ તો આપણા દેહાત્મા જેવો જ પરમાત્માના રૂપ સ્વરૂપ વચ્ચે દેહ દેહિભાવ સંબન્ધ કહીએ એમાં કશો બાધ વાંધો નથી. આવી તત્વ સ્થિતિ હોવાથી અહમર્થ સર્વાત્મભૂત જ્ઞાનાનંદ સ્વરૂપને રૂપ કે હસ્તપાદાદિ વિવિધ અવયવવાળા રૂપને સ્વરૂપ પણ કહી શકાય નહિ.

વળી 'न तु दृष्टान्तभावात्' આ સૂત્રના ભાષ્યમાં બીજા વાદિઓએ કરેલાં શરીરલક્ષણોમાં અવ્યાપ્તિ આદિક દોષોનું ઉદ્‌ઘાટન કરીને, કોઇપણ દોષ ન આવે એવું સર્વ પ્રયોગને અનુગુણ લક્ષણ 'यस्य चेतनस्य यद्द्रव्यं सर्वात्मना स्वार्थे नियन्तुं धारयितुं च शक्यं, तच्छेषतैकस्वरूपं च, तत्तस्य शरीरम्' આ પ્રકારે કર્યું છે. આ લક્ષણનો સર્વમાં સમન્વય આ રીતે છે—આપણા ચેતન આત્માએ આપણો આ પ્રાકૃત દેહ સર્વાત્મના સ્વાર્થે નિયમન ધારણ કરી શકાય છે અને તેનું જ એક શેષ ( યથેષ્ટ વિનિયોગ યોગ્ય ) થાય છે માટે તે આત્માનું શરીર કહેવાય. ચેતનચેતન પરમાત્માએ આ ચેતનાચેતનાત્મક સમસ્ત જગત સર્વાત્મના સ્વાર્થે નિયમન ધારણ કરી શકાય છે અને તેમનું જ એક શેષ થઇ રહે છે માટે આ જગત પરમાત્માનું શરીર કહેવાય. આ જ રીતિએ ચેતનસ્વરૂપ મુકતોએ પણ મુકિતદશામાં મળતા હસ્તપાદાદિ અવયવવાળા દિવ્ય શરીરનું સર્વાત્મના સ્વાર્થે નિયમન ધારણ કરી શકાય છે અને તેમનું જ એક શેષ થાય છે માટે તેમનું તે શરીર કહેવાય. આ જ સુરીતિએ ચેતનસ્વરૂપ પરમાત્માએ સ્વેચ્છાથી જ ધારેલાં સ્વાભિમત સ્વાનુરૂપ અનેક અપ્રાકૃત શરીરોને સર્વાત્મના સ્વાર્થે નિયમન ધારણ કરી શકાય છે અને તેમના જ એક શેષભૂત ( યથેચ્છ વિનિયોગ યોગ્ય ) થાય છે માટે તે તેમનાં શરીર કહેવાય. એમ પરમાત્માના દિવ્ય શરીરોમાં પણ શરીર લક્ષણની સંગતિ થાય છે. આ રીતે જેમાં જેમાં શાસ્ત્રથી કે લોકથી શરીર શબ્દનો પ્રયોગ થતો હોય તે તમામને અનુગુણ આ સુલક્ષણ છે. આ રીતે અન્યોકત લક્ષણમાં દોષ દર્શાવીને સ્વકૃત લક્ષણની યથાર્થતા જણાવી છે. આ વિવેચનનાં વાકયો સંસ્કૃતમાં છે. તેનો આ અનુવાદ છે.

આ શરીરલક્ષણથી તો આપણા શરીર આત્મા વચ્ચે જેમ વ્યાપ્યવ્યાપકભાવ ધાર્યધારકભાવ નિયામ્યનિયામકભાવ અને શેષશેષિભાવ સુપ્રસિદ્ધ છે તેમ રૂપ શબ્દવાચ્ય દિવ્ય શરીર અને શરીરી અહમર્થ ચેતન પરમાત્મા વચ્ચે પણ એવોજ સંબન્ધ સુનિશ્ચિત થાય છે. આનું તાત્પર્ય આત્મસ્વરૂપની સ્વતંત્રતામાં અને રૂપની તત્પરતંત્રતામાં આવે છે. આ જોતાં પરમાત્મ સ્વરૂપ અને દિવ્ય રૂપ વચ્ચે શરીરશરીરિભાવરૂપ ભેદ કહીએ એમાં લેશપણ શંકાને હવે સ્થાન રહેતું નથી. સ્વરૂપનેજ રૂપરૂપે કે રૂપને સ્વરૂપરૂપે નિરૂપવામાં આવે તો ઉપર જે શરીરલક્ષણ કહ્યું તે બીલકુલ ઘટતું આવે નહિ. જો બન્ને તત્ત્વતઃ અલગ અલગ માનવામાં આવે તોજ શરીર લક્ષણ ઘટતું આવે. ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિના ગુરુના ગુરુ શ્રીરામાનુજાચાર્યે પરમાત્માનું સાકારત્વ આ રીતનું સમર્થન સોપપત્તિક સુદૃઢ સમ્યક્ કર્યું છે.

વળી રામાનુજાચાર્યે પહેલવહેલો રચેલો વેદાર્થસંગ્રહ અને તેની સુદર્શનસૂરિરચિત તાત્પર્યદીપિકા ટીકામાં ઉપરનો અર્થ અત્યાદરથી અનુવર્ણવ્યો છે. 'यथा ज्ञानादिकल्याणगुणगणानन्त्यादपरिमितकल्याणगुणविशिष्टं परंब्रह्मेत्यवगम्यते, एवं 'आदित्यवर्णं...पुरुषं' इत्यादिनिर्देशात् स्वाभिमतस्वानुरूपकल्याणतमरूपः परमब्रह्मभूतः पुरुषोत्तमो नारायण इति ज्ञायते' આવું વાકય લખ્યું છે. તાત્પર્ય એ છે કે–જેમ શ્રુતિસિદ્ધ હોવાથી જ્ઞાનાદિ ગુણવિશિષ્ટ પરમાત્મા અસંશય મનાય છે તેમજ શ્રુતિસિદ્ધ હોવાથી અપ્રાકૃતરૂપવિશિષ્ટ પણ માનવા જોઇએ. સ્વરૂપ તો સર્વવાદિસંમત છે તે ઉપરાંત રૂપ જે દિવ્ય શરીર તેને કેટલાક માનતા નથી. તેમને મનાવા માટે આ સુપ્રવૃત્તિ છે. જો રૂપને જ સ્વરૂપ કહે તો આ કથન બીલકુલ ઘટે નહિ. આ નિરૂપણથી જેમ ગુણગુણી વચ્ચે ભેદ છે તેમ સ્વરૂપ રૂપ વચ્ચે પણ ભેદ સિદ્ધ થાય છે.

વળી મૂળમાં સ્વરૂપ, ગુણ, વિભૂતિ, રૂપના નિરૂપણ માટે કેટલાંક વાકયો લખ્યાં છે. તેના ઉપરની ટીકામાં 'अपरिच्छेद्येति स्वरूपमुक्तं' ज्ञानेति गुणा उक्ताः' स्वसङ्कल्पेति विभूतिमत्वमुक्तं, स्वरूपगुणविभूतयो दिव्यरूपादीनां प्रमाणिकत्वे दृष्टांन्ततयौक्ताः, दिव्यविग्रहादयः साघ्याः' આવાં વાકયો લખ્યાં છે. કહેવાનું પરમ તાત્પર્ય એ છે કે અહીં દિવ્ય રૂપાદિકની સંસિદ્ધિ કરવાની છે. તેમાં ત્રણ દૃષ્ટાંતો દીધાં છે. દૃષ્ટાંતમાં જે અર્થ નિશ્ચિત હોય તે દાર્ષ્ટાન્તિકમાં લેવાનો હોય છે. તો જેમ અહમર્થ સ્વરૂપ અને તેના ગુણો અને જડ-ચિદાત્મક વિભૂતિ આ ત્રણ વસ્તુઓ પ્રમાણ પ્રતિપન્ન હોઇને તેના સ્વીકારમાં કોઇને સંશય કરવાનો નથી. નિશ્ચય જ છે. તેમ દિવ્ય રૂપ પણ પ્રમાણ પ્રતિપન્ન હોઇને તેના સ્વીકારમાં કોઇને સંશય કરવાનો નથી. પ્રામાણ્ય સર્વેનું સરખું છે. આ પ્રકરણ રૂપાદિકની સિદ્ધિ માટે છે. તેને માટે ત્રણને દૃષ્ટાંત તરીકે લીધા છે. આ સ્થળે સ્વરૂપ ગુણ વિભૂતિ અને રૂપ આ ચારેયને પૃથક્ પૃથક્ પ્રતિપાદે છે. તો જેમ ગુણ સ્વરૂપ વચ્ચે ગુણ ગુણિ ભાવ ભેદ સિદ્ધ થાય છે તેમ રૂપ સ્વરૂપ વચ્ચે દેહાત્મભાવ સિદ્ધ થાય છે. જો સ્વરૂપ જ રૂપ હોય તો સ્વરૂપ ઉપરાંત રૂપની સિદ્ધિમાં સ્વરૂપને દૃષ્ટાંતપણે લેવાની જરૂર નહિ. તેમજ જો રૂપ જ સ્વરૂપ હોય તો સ્વરૂપનું નિરૂપણ પહેલું જ પૃથક્ કર્યું છે તેની જરૂર નહિ. સ્વરૂપ તો સિદ્ધ છે અને રૂપ તો સાધ્ય છે. સ્વરૂપમાં કોઇનો વિવાદ નથી. રૂપમાં જ વિવાદ છે. આ બાબતમાં નિઃસંશય થવા માટે 'स्वरूप गुणविभूतयः दृष्टान्ततयोक्ताः' 'दिव्यविग्रहादयः साघ्याः' આ પદોનું પર્યાલોચન તત્વ દૃષ્ટિથી કરવું. આ રીતે શ્રીભાષ્ય અને તેની ટીકામાં એવાં અનેક વાકયો ભેદ પ્રદર્શક છે.

શ્રીરામાનુજના પરમ ગુરુ શ્રીયામુનાચાર્યે રચેલી **શ્રીચતુઃશ્લોકી**માં તથા **સ્તોત્રરત્ન**માં રૂપ સ્વરૂપનો ભેદ બહુ ઉઘાડો વર્ણવ્યો છે. અને તેના અર્થનું સ્પષ્ટીકરણ વેદાંતાચાર્યવિરચિત તેના ભાષ્યમાં કર્યું છે. 'शान्तानन्तमहाविभूति परमं यद्ब्रह्मरूपं हरेः' એમ એક પાદથી સ્વરૂપને મળતાં વિશેષણોથી વર્ણવીને 'मूर्तं ब्रह्म ततोऽपि तत्पियतरं रूपं यदत्यद्भुतम्' એમ એક પાદથી રૂપને મળતાં વિશેષણોથી વર્ણવ્યું છે. કેવું રૂપ ? તો 'मूर्तं ब्रह्म महाभाग' 'सालम्बनो महायोगः' ( वि. पु. ) ઇત્યાદિકમાં પ્રસિદ્ધ અને સાલંબન યોગના વિષયભૂત, **મૂર્ત**–સ્પર્શ રૂપાદિકે યુક્ત, અને ધામવિશેષમાં વિરાજમાન, **બ્રહ્મ**–બહુ મોટું, **અત્યદ્ભુત**–સર્વથા વિસ્મયકારક, એવું **રૂપ**–દિવ્ય વિગ્રહ છે. આ રૂપ 'आनन्दो ब्रह्म' ઇત્યાદિકમાં વર્ણવેલા આનંદમય આત્મસ્વરૂપ કરતાં પણ સૌન્દર્ય લાવણ્ય આદિક આકર્ષણ ગુણયોગને લીધે ભગવાનને પણ **પ્રિયતર**–નિરતિશય વહાલું છે. અહીં બ્રહ્મસ્વરૂપને શાંત અનંત મહાવિભૂતિ પરમ ઇત્યાદિ વિશેષણોથી નિરૂપ્યું છે. અને રૂપને **મૂર્ત બ્રહ્મ** આ શબ્દથી નિરૂપ્યું છે. એમ બન્નેને પૃથક્ પૃથક્ વિશેષણો આપેલાં હોવાથી બન્ને વચ્ચે ભેદ સિદ્ધ થાય છે. વળી જ્ઞાનાનંદસ્વરૂપ કરતાં પણ દિવ્ય રૂપની સ્વાતિપ્રિયતા કહેલી હોવાથી તે વચ્ચે ચોખ્ખો ભેદ સાબીત થાય છે. જો બન્ને એક જ તત્વ મિશ્રિત હોય તો આવું ભેદથી નિરૂપણ ઘટે નહિ. વળી સ્તોત્રરત્નમાં "गुणाः प्रधानं पुरुषः परं पदं परात्परं ब्रह्म च ते विभूतयः' આ શ્લોકમાં પ્રકૃતિ, પ્રાકૃત, પુરુષ, મુક્તિસ્થાન અને નિત્ય મુક્તોને પરમાત્માની વિભૂતિ તરીકે કહીને, છેવટે **મૂર્તબ્રહ્મ** શબ્દ વાચ્ય શુભાશ્રય વિગ્રહને પણ પરમાત્માની એક વિભૂતિપણે નિરૂપે છે.

જે નિયામ્ય શેષભૂત હોય તેને વિભૂતિ કહે છે. ટીકામાં 'ब्रह्मशब्देन शुभाश्रयनित्यविग्रह उपचर्यते । स्वरूपपरत्वे विभूतित्वोक्तेरनौचित्यात्" આવાં વાકયો લખ્યાં છે. અર્થ એવો છે કે-મૂળસ્થ બ્રહ્મ શબ્દથી શુભાશ્રય નિત્ય વિગ્રહપર અર્થ ઉપચારથી લેવો પડે. કેમ કે બ્રહ્મ શબ્દ પરમાત્મસ્વરૂપમાંજ મુખ્યપણે પ્રવર્તતો જાણીને જો અહીં સ્વરૂપપર અર્થ લેવામાં આવે તો તેને જે 'विभूतयः' એમ વિભૂતિપણે કહે છે તે ઘટતું આવે નહિ. સ્વરૂપને વિભૂતિ કદાપિ કહી શકાય નહિ. જો બ્રહ્મ શબ્દથી વિગ્રહ પર અર્થ ઉપચારથી લઇએ તો સ્વરૂપની અપેક્ષાએ તેમાં વિભૂતિપણું ઘટતું આવે, આ રીતે અહીં રૂપને વિભૂતિપણે અને સ્વરૂપને વિભૂતિમાનપણે વર્ણવે છે. આથી બન્ને વચ્ચે વિભૂતિ વિભૂતિમદ્ ભાવ સંબન્ધ સિદ્ધ થાય છે. આને જ નિયામ્ય નિયામક ભાવ કહે છે. આ જોતાં રૂપને સ્વરૂપ કે સ્વરૂપને રૂપ કદાપિ કહી શકાય નહિ.

વળી "त्वां शीलरूपचरितैः" આ શ્લોકના ભાષ્યમાં રૂપને નિરૂપીને, "अत्र केषाञ्चिद्भगवत्स्वरूपमेव वा तद्गुणभूतज्ञानबलादि वा परव्यूहादिरूपतया प्रकाशते इति पक्षस्तु तत्र तत्र पृथक्निर्देशस्य बाधकाभावात् निर्विकारत्वनिरवयवत्वादिश्रुतिविरोधात् निरस्तः" ઇત્યાદિ વાકયો લખ્યાં છે. અર્થ એવો છે કે-રૂપ બાબતમાં કેટલાકનો એવો પક્ષ છે કે-"જે ભગવત્સ્વરૂપ છે એ જ અથવા તેના ગુણભૂત જે જ્ઞાન બળાદિ છે એ જ પર વ્યૂહ વિગેરે રૂપપણે પ્રકાશે છે. એટલે રૂપને પૃથક્ માનવાની જરૂર નથી. આ પક્ષ તો તેતે શ્રુતિ સ્મૃતિમાં જે સ્વરૂપ તથા રૂપનો જુદો જુદો નિર્દેશ છે તેમાં કોઇ બાધક પ્રમાણ નથી, વળી 'સ્વરૂપ જ રૂપરૂપે થાય છે' એમ માનવામાં આવે તો પરમાત્મસ્વરૂપને નિર્વિકારિપણે અને નિરવયવપણે નિરૂપનારી શ્રુતિઓનો વિરોધ આવે છે. માટે આથી એ પક્ષનું ખંડન થઇ જાય છે. આ રીતે અહીં સ્વરૂપ રૂપને એકપણે માનનારાના પક્ષનું સપ્રમાણ સયુકિત ખંડન કરીને સ્વરૂપ રૂપ વચ્ચે ભેદનું સમર્થન સ્પષ્ટ શબ્દોથી કર્યું છે. હવે આમાં અલ્પ પણ શંકાને કે કુતર્કને સ્થાન રહેતું નથી. આ રીતે આ પ્રબન્ધમાં રામાનુજાચાર્યના ગુરુશ્રીએ પણ રૂપ તથા સ્વરૂપ વચ્ચે વિભેદ સાક્ષાત્ શબ્દોથી ઉઘાડો વર્ણવ્યો છે. ગુરુપ્રોકત અર્થને શિષ્ય રામાનુજાચાર્ય અનુસર્યા છે અને તેનું સમર્થન કર્યું છે. રામાનુજ સંપ્રદાયના પાશ્ચાત્ય પ્રબન્ધો તત્ત્વત્રય, તત્ત્વશેખર, ગદ્યત્રય, તત્ત્વમુક્તાકલાપ, તત્ત્વત્રયચૂલુક યતીન્દ્રમતદીપિકા, વિષ્ણુ નામસહસ્રભાષ્ય, અર્થપંચક, વિગેરેમાં ઉપર્યુક્ત પ્રકારે જ સાકારત્વનું સમર્થન વિશદ કર્યું છે. આટલા નિરૂપણથી રામાનુજાચાર્ય અભિમત સાકારત્વ કેવું છે તેની સુષ્ઠુ સ્પષ્ટતા થઇ.)

(રામાનુજાચાર્યના ઉપર્યુક્ત સાકારત્વ સિધ્ધાંત થકી શ્રીહરિનો અને તેમના મહાજનોનો અભિપ્રાય જુદો છે એવી કેટલાક અલ્પશ્રુત તત્વજ્ઞાનવિધુરોને શંકા રહે છે. તેના નિવારણ માટે હવે સંક્ષેપમાં તેમનાં વચનોનો અનુવાદ કરીએ. પ્રથમ તો સંપ્રદાયના પ્રબન્ધોમાં શ્રીભાષ્ય ગીતાભાષ્યાદિકનાં વાકયો જ શબ્દોના ફેરફાર વિના જ તે તે સ્થળે પ્રમાણ તરીકે લીધાં છે. તો કોઇ સ્થળે એના એજ અર્થાનુસંધાનથી થોડો શબ્દ ફેરફાર કર્યો છે. કોઇ સ્થળે તેનું વિવરણ સરળતા માટે કર્યું છે. હવે આ બાબત ગ્રંથ વચનોથી બતાવવી એ સારી છે. સંપ્રદાયમાં પણ ગ્રંથો સંસ્કૃત પ્રાકૃત ઘણા વર્તે છે અને તેના કર્તા મોટા સંતો શતાનંદ મુક્તાનંદ ગોપાલાનંદ નિત્યાનંદ આદિક પ્રધાન પંડિતવરો છે. સચ્છાસ્ત્રોમાં તત્વ જ્ઞાન માટે પ્રધાન પદને યોગ્ય ઉપનિષદો છે એમ શ્રીહરિએ લોયા ૯ માં વિદિત કર્યું છે. ઉપનિષદો ઉપર ગોપાલાનંદમુનિ વિરચિત સરલ ભાષ્ય છે. તેમાં ઉપરનો મળતો અર્થ તે તે પ્રસંગે વર્ણવ્યો છે.

'तदेजति तन्नैजति' (ई. उ.) આ મંત્રનું 'एजति—स्वासाधारणदिव्यमङ्गलविग्रहेण चलति । नैजति—स्वरूपान्न चलतीति वा' એમ વ્યાખ્યાન કર્યું છે. પરમાત્મામાં ચલન અને અચલન એ બે અર્થો ઘટાવવાના છે. સ્વરૂપ તો અહમર્થ આત્માપણે સર્વવ્યાપક હોવાથી તેમાં ચલન સંભવે નહિ. પાણિપાદાદિ અવયવવાળો વિગ્રહ તો પરિચ્છિન્ન હોઇને ધામવિશેષમાં રહેલો હોવાથી તેમાં ચલન સંભવે છે. એમ સંભવિતનો અસંભવિતનો સુવિચાર કરીને એવું વ્યાખ્યાન કર્યું છે. જો સ્વરૂપ રૂપ બન્ને એકજ વસ્તુ હોય તો શબ્દ-ભેદથી વ્યાખ્યાનની જરૂર નહિ. 'विग्रहेण चलति' 'स्वरूपान्न चलति' આટલાજ વાકયોનો વિમર્શ

કરાય તો સમસ્ત મુદ્દો સુષ્ઠુ સમજાઈ જાય. 'तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं' ( કઠ. ઉ ) આ મંત્રનો અર્થ अनुप्रविष्टं – सृष्टेषु सृष्टिमनुप्रविष्टम्, इदमन्तर्यामितया । गुहाहितं – हृदयगुहासन्निहितम्, इदं तु विग्रहतोऽपि' આ રીતે કર્યો છે અહીં સર્વમાં અંતર્યામી આત્મસ્વરૂપથી સ્થિતિ અને હૃદયમાં વિગ્રહથી સ્થિતિ જણાવીને બન્ને વચ્ચે ભેદ જણાવ્યો છે. 'यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि' (ई.उ) 'किमु भाति विभाति वा' ( कठ. उ. ) 'स एषोऽन्तश्चरते बहुधा जायमानः' ( मु. उ. ) 'आकाशशरीरं ब्रह्म' ( तै. उ. ) 'भारूपः आकाशात्मा' ( छां. उ. ) ઇત્યાદિ બહુ શ્રુતિઓનું રૂપ સ્વરૂપની ભિન્નતાને જણાવનારૂં વ્યાખ્યાન છે. આ તો દિશામાત્ર દર્શાવ્યું છે.

મુક્તાનંદમુનિ વિરચિત બ્રહ્મસૂત્રભાષ્યમાં પરમાત્માના નિરૂપણ પ્રસંગે રૂપ સ્વરૂપનો ભેદ શબ્દથી કે અર્થાત્ અનુવર્ણવ્યો છે 'अन्तस्तद्धर्मोपदेशात्' આ સૂત્ર કે જે પરબ્રહ્મના ખાસ રૂપ નિરૂપણ પર છે તેમાં શ્રીભાષ્યને અનુસારે શંકા સમાધાન સાથે સ્વરૂપથકી રૂપનું પૃથક્‌પણે પ્રતિપાદન છે. ફક્ત પદ વાકય રચના જુદી છે. રૂપને પ્રતિપાદનારી 'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषः' ઇત્યાદિ શ્રુતિઓ પણ એની એજ લીધી છે. 'न तु दृष्टान्तभावात्' આ સૂત્રના ભાષ્યમાં શ્રીભાષ્યની માફક 'यस्य चेतनस्य यद् द्रव्यं सर्वात्मना स्वार्थे नियन्तुं धारयितुं च शक्यं तत्तस्य शरीरं' આ શરીર લક્ષણ લીધું છે. શ્રીભાષ્યમાં એનું વિવેચન હોવાથી અહીં વિવેચન કર્યું નથી. બીજાં સૂત્રોના ભાષ્યમાં પણ એવી જ રીતે વર્ણન કર્યું છે વિસ્તારભયને લીધે વિવેચન કરતા નથી. ગોપાલાનંદમુનિ વિરચિત સૂત્રાર્થદીપમાં પણ ઉપર મુજબ જ પ્રસંગે પ્રસંગે પ્રતિપાદન છે. ફકત પદવાકય રચના પૃથક્ છે. જીજ્ઞાસુઓ જાણી લેશે. ( ૨–૧–૨૩ )

નિત્યાનંદમુનિરચિત શાંડિલ્ય સૂત્રભાષ્યમાં 'स्वशक्तिमात्रोद्भवात्' આ સૂત્રના ભાષ્યમાં 'परस्य ब्रह्मणः... कल्याणगुणवत्...दिव्यरूपमपि स्वाभाविकम्' વિગેરે વાકયો લખીને 'જેમ જ્ઞાનાનંદૈકસ્વરૂપ પરબ્રહ્મના જ્ઞાનાદિ ગુણો સ્વાભાવિક છે તેમ દિવ્ય રૂપ પણ સ્વાભાવિક છે' એમ સ્વરૂપને અને તેના ગુણોને દૃષ્ટાંતપણે લઇને રૂપને નિરૂપે છે. આ જોતાં બન્ને વચ્ચે ભેદ સિદ્ધ થાય છે. ભાષ્યમાં પ્રથમ સ્વરૂપને ઉપપાદનારી 'सत्यं ज्ञानमनन्तं' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ કરીને, પછીથી સ્વરૂપના જ્ઞાનાદિ ગુણોને નિરૂપનારી 'अपहतपाप्मा' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ કરીને, ત્રીજા નંબરે 'वेदाहमेतं पुरुषं' ઇત્યાદિ શ્રુતિઓનો ઉપન્યાસ કરીને દિવ્ય રૂપનું નિરૂપણ કર્યું છે. આ રીતે સ્વરૂપ, તેના ગુણો અને રૂપને અલગ અલગ પ્રતિવાદીને ભેદ જણાવ્યો છે. આ ભાષ્ય ઉપર સંક્ષિપ્ત ટીકા છે તેમાં પણ સ્વરૂપ રૂપ વચ્ચે ભેદને સાબીત કરે એવાં વાકયો છે. આજ મુનિએ રચેલા હરિદિગ્‌વિજયમાંપણ એ બાબત અનુસ્યૂત છે. વિસ્તારભયથી વિવેચન કરતા નથી.

શ્રીરઘુવીરાર્યવિરચિત **વિશિષ્ટાદ્વૈતચિંતામણિ** નામના નિબન્ધમાં સર્વલક્ષ્યાનુસારી શરીરલક્ષણ 'यस्य चेतनस्य यदवस्थं द्रव्यं नियमेन नियन्तुं शक्यं तदवस्थं द्रव्यं तच्चेतनशरीरं' એ રીતે કરીને તેની સંગતિ જેમાં જેમાં **શરીર**શબ્દનો પ્રયોગ આવતો હોય તે સર્વમાં કરી છે. તેમાં પ્રથમ આપણા શરીરમાં તથા પરમાત્માના શરીર તરીકે શ્રુતિએ કહેલા ચિદચિતમાં તથા ભગવાનના દિવ્ય ધામસ્થ દિવ્ય રૂપમાં તથા મુક્તોના શરીરમાં પણ આ લક્ષણ ઘટાવ્યું છે. એમ કરીને જેમ આપણા શરીર આત્મા વચ્ચે વ્યાપ્ય-વ્યાપકભાવ, ધાર્યધારકભાવ, નિયામ્યનિયામકભાવ અને શેષશેષિભાવ સંબન્ધ છે, તેમ પરમાત્માના અહમર્થાશ્રય સર્વવ્યાપક ચેતનસ્વરૂપ અને વિગ્રહપર્યાય રૂપ વચ્ચે એવો સંબન્ધ સાબીત કર્યો છે. આ બધાં પદ વાકયો 'न तु दृष्टान्तभावात्' આ બ્રહ્મસૂત્રના શ્રીભાષ્યને સર્વાંશે મળતાં છે. આ ઉપરથી સાકારત્વ કેવા પ્રકારનું સમજવું તેની રૂપરેખા રમ્ય રીતે સદૃષ્ટાંત સમજાવી છે.

ભાગવત સ્કંધ ૧૦ અ. ૨ શ્લોક ૩૦ 'अमलसत्त्वधाम्नि' એવું ભગવાનને વિશેષણ આપ્યું છે. એનો ભગવત્પ્રસાદાચાર્યરચિત **ભક્તરંજની** ટીકામાં 'शुद्धसत्त्वमयविग्रहयुक्ते' એવો કર્યો છે. 'विग्रहे युक्त' એમ કહેવાથી રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ સિદ્ધ થાય છે. વળી સ્કંધ ૧૧ અ. ૧૪ શ્લો. ૩૧ માં 'यादृशं वा

यदात्मकं ' આવું વાકય છે. એની વ્યાખ્યા 'याद्दशमिति विग्रहसंस्थानप्रश्नः' 'यदात्मकमिति दिव्यात्मस्वरूपप्रश्न'. આ રીતે કરી છે. આમાં એક વિગ્રહવિષયક અને બીજો આત્મવિષયક પ્રશ્ન ઉદ્ધવજીએ પુછયો છે. 'समं प्रशान्तं सुमुखं' ઇત્યાદિ શ્લોકોથી વિગ્રહવિષયક પ્રશ્નનો પ્રત્યુત્તર આપીને, ' तत्र लब्धपदं चित्तमाकृष्य व्योम्नि धारयेत् ' આ શ્લોકથી દિવ્યાત્મસ્વરૂપવિષયક પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો છે. આની ટીકામાં 'दिव्यात्मस्वरूपस्य व्योमोपमत्वं' 'कं ब्रह्म खं ब्रह्म' इति श्रुतिसिद्धम् ।' ' व्योम्नि धारयेदित्यनेन यदात्मकमित्यस्योत्तरमुक्तं भवति ' આવાં વાકયો છે. આ ઉપરથી પરમાત્માનો દિવ્ય દેહ અને દિવ્ય આત્મસ્વરૂપ વચ્ચે દેહાત્મભાવ લક્ષણ ભેદ સિદ્ધ થાય છે. જો વિગ્રહમાત્રજ પરમાત્મા હોય તો વિગ્રહથી પૃથક્ દિવ્ય આત્મસ્વરૂપને કહેવાની જરૂરજ નહિ. હું શબ્દથી જેનો વ્યવહાર થાય તેને આત્મસ્વરૂપ કહે છે. દેહમાં હું શબ્દ નથી. રામાનંદરૂપે પુનઃ અવતરેલા ઉદ્ધવજીએ પ્રશ્ન પુછયો છે. અને શ્રીહરિરૂપે પુનઃ પ્રકટેલા શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો છે. આ ગ્રંથમાં આવું નિરૂપણ બહુ છે.

મુખ્ય માન્ય ગ્રંથ શિક્ષાપત્રીની શતાનંદ મહર્ષિકૃત ટીકામાં સ્વરૂપ રૂપ વચ્ચે ભિન્નતાને જણાવનારાં ઘણાં વાકયો છે. શ્લો. ૨૯ની ટીકામાં અહંશબ્દબોધ્ય અને વાચ્ય સર્વાત્માભૂત સર્વવ્યાપક સ્વરૂપ નિરૂપણ માટે 'श्रूयते च कृष्णस्य सर्वत्रान्तर्यामिभावेन स्थितिः' એવું વાકય લખીને તેની પ્રમાણતા માટે 'तेनेदं पूर्णं' ઇત્યાદિ બહુ શ્રુતિઓ લખી છે. એમ સ્વરૂપ નિરૂપણ બાદ દિવ્ય રૂપના ઉપપાદનનો પ્રારંભ 'श्रावयति च परस्य ब्रह्मणः कृष्णस्य कल्याणगुणयोगं दिव्यविग्रहयोगं च श्रुतिः ' એમ કહીને પ્રમાણ માટે પૃથક્, પૃથક્ શ્રુતિ સ્મૃતિઓનો ઉપન્યાસ કર્યો છે. આ રીતે સર્વાત્મભૂત જ્ઞાનાનંદૈક વિભુ સ્વરૂપ અને તેના જ્ઞાનાનંદાદિ ગુણો અને સૌન્દર્યાદિ ગુણોના આસ્પદભૂત દિવ્ય રૂપનું નિરૂપણ ક્રમથી કરેલું હોવાથી બન્ને વચ્ચે આપણા દેહાત્મા જેવો ચોખ્ખો ભેદ સુસિદ્ધ થાય છે. દિવ્ય રૂપ છે તો 'અમુક સ્થાનમાં નિયમથી રહ્યા છે' એમ જણાવાની અપેક્ષા અવશ્ય આવે ? એમ આશંકીને, તેમના સ્થાનના નિરૂપણ માટે 'अन्तर्यामिभावेन सर्वत्र सम्बद्धस्य ज्ञानानन्दैकस्वरूपस्य देशविशेषे मुक्तोपभोग्यस्वासाधारणदिव्यरूपेण सद्भावो नापरिच्छिन्नतां निरुन्ध्यात् 'श्रूयते चास्य स्थानविशेषः श्रुतिषु' આવાં વાકયો લખ્યાં છે. આમાં સર્વ વિશ્વમાં આત્માપણે વ્યાપ્ત સ્વરૂપનું અને દિવ્ય ધામમાં વિરાજમાન મુક્તોપભોગ્ય દિવ્ય રૂપનું પૃથક્ વર્ણન કર્યું હોવાથી બન્ને વચ્ચે વસ્તુ ભેદ વ્યક્ત થાય છે. જો એકજ વસ્તુ હોય તો શંકા સમાધાન સાથે વિભેદથી વર્ણનની જરૂરજ નહિ.

વળી ' हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः ' આ હૃદયભૂત શ્લોકથી અહમર્થાશ્રય અંતર્યામી વ્યાપક સ્વરૂપને કહીને, ' स श्रीकृष्णः परंब्रह्म' ઇત્યાદિ શ્લોકથી આત્મગુણો તથા દિવ્યાકારનો યોગ વર્ણવ્યો છે. ટીકા તથા ભાષ્યમાં ' यः सर्वज्ञः ' ' आदित्यवर्णं ' ઇત્યાદિ ગુણ-રૂપને પ્રતિપાદનારી શ્રુતિ સ્મૃતિઓનો ઉપન્યાસ કરીને, ' तैः पदैः परब्रह्मणि कल्याणगुण-दिव्याकार-योगस्य प्रतीतेः ' વિગેરે વચનો લખીને સ્વરૂપ અને જ્ઞાનાદિ ગુણો અને દિવ્યાકારનું નિરૂપણ કર્યું છે. વળી ' मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम् ' આ મુદ્દા શ્લોકના ભાષ્યમાં ' नहि राजेव परिजनैः सेव्यमानः क्वचित्समिन्धेऽयं परमात्मा, अस्य हि स्वरूपं ' सत्यं ज्ञानमनन्त ' मिति श्रूयते " આ રીતે ' ભગવાનનું સ્વરૂપ છે પણ રૂપ નથી ' એમ આશંકીને, તેના પરિહારમાં ' सत्यज्ञानानन्दस्वरूपस्यैवास्य दिव्यविग्रहेण विराजमानस्य नित्यमुक्तानुभाव्यस्यास्ति देशविशेषः श्रुतिसम्प्रतिपन्नः ' આવાં વાકયો લખીને વિભુ આત્મસ્વરૂપથી સર્વત્ર સ્થિતિ અને દિવ્ય વિગ્રહથી ધામવિશેષમાં સ્થિતિ પ્રતિપાદીને બન્ને વચ્ચે આપણા દેહાત્મા જેવો તફાવત સાબીત કર્યો છે. આવું વિભેદથી વર્ણન તો ટીકા-ભાષ્યમાં બહુ છે, એમાંથી આ સાર કહ્યો છે.

મહાગ્રંથ સત્સંગિજીવનમાં "श्रीवासुदेवं विमलामृतधामवासं नारायणं...श्यामं सितं द्विभुजमेव चतुर्भुजं च " એમ એક સાથે શ્રીહરિને અનેક વિશેષણો આપ્યાં છે તેમાં **શ્રીવાસુદેવ** અને **નારાયણ** નામનો શાસ્ત્રીય વ્યુત્પત્તિસિદ્ધ સર્વવ્યાપકતારૂપ અર્થનો સુવિચાર કરીએ તો આ વિશેષણો સર્વાન્તરાત્મભૂત વિભુ જ્ઞાનાનંદૈક સ્વરૂપમાંજ સંભવે છે. અને અમૃત ધામમાં રહેવાપણું, શ્યામ સિતવર્ણપણું, દ્વિભુજત્વાદિપણું

વિગેરે વિશેષણો દિવ્યાકારમાંજ સંભવે છે. એમ સંભવ અસંભવનો વિવેક કરીને જેને જે વિશેષણ લાગુ થતું હોય તેને લગાડવું પડે. વિશિષ્ટ ( સંયુક્ત ) હોવાથી રૂપ સ્વરૂપનો એક સાથે વ્યવહાર તો થાય પણ આપણા દેહાત્મભાવ જેવો વિભેદ સમજવો ઘટે. બધાં વિશેષણોનું પર્યવસાન તો સાક્ષાત્ કે દ્વારથી સ્વરૂપમાં જ છે. વળી આરંભમાં જ 'नराकृतिः परंब्रह्म स्थितो योऽक्षरधामनि । निर्गुणो निर्विकारश्च सच्चिदानन्दलक्षणः " આમાં ' परंब्रह्म सच्चिदानन्दलक्षणः ' આ પદો 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म ' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પરબ્રહ્મનાં જ મુખ્ય વિશેષણો છે. ' निर्गुणः निर्विकारः ' આ સત્ય શબ્દનો સદર્થ છે. चित् શબ્દ જ્ઞાનપર્યાય છે. આનંદ તો જ્ઞાનની જ એક અવસ્થા છે. પરંબ્રહ્મ શબ્દ તો સ્વરૂપનો જ સુવાચક છે. એમ સઘળું અહમર્થ સ્વરૂપમાં સંભવતું આવે છે. 'नराकृतिः स्थितो योऽक्षरधामनि' આ આકૃતિ શબ્દવાચ્ય દિવ્ય રૂપનું વિશેષણ છે. પરંબ્રહ્મ નિરાકાર નથી પણ આકારે સહિત છે. સાકાર છે તો તેમની સ્થિતિનો કોઇ એક દેશ કહેવો જોઇએ ? તો 'અક્ષર ધામમાં રહ્યા છે.' એમ સ્થાનનો નિર્દેશ કર્યો છે. વળી "दिव्यरूपोऽक्षरात्मा च श्रुतो यश्चाक्षरात्परः । अन्तर्यामी च सर्वेषामात्मनां योऽच्युतो हरिः " આમાં 'अक्षरात्मा अन्तर्यामी' ઇત્યાદિ પદથી અહમર્થભૂત સર્વાન્તરાત્મભૂત સ્વરૂપનું અને ' दिव्यरूपः ' આ પદથી પાણિ પાદાદિ વિવિધ અવયવવાળા રૂપનું નિરૂપણ છે. આ રીતે એક સાથે સ્વરૂપનું વર્ણન કર્યું છે તથાપિ વસ્તુવિચારથી વિભેદ સમજવો ઘટે. એવો વિવેક વિજ્ઞાનવૃદ્ધોએ સર્વત્ર કર્યો છે.)

આ રીતે આ પ્રબન્ધમાં એવું વર્ણન પુષ્કળ છે. કુસંગને લીધે જગતનો પ્રવાહ નિરાકારવાદ તરફ વધારે વળેલો હોવાથી તેનું ન્યાય યુક્તિથી ખંડન કરીને સાકારત્વના સમર્થન માટે વધારે લક્ષ આપ્યો છે. નિરાકારવાદીઓ પરમાત્માને નથી માનતા એમ કહેવાય નહિ. માને છે પણ જ્ઞાનમય સર્વવ્યાપી સ્વરૂપમાત્રને માને છે. એમ માનીને મુખ મસ્તકાદિ અવયવવાળા વિગ્રહનો પ્રતિષેધ કરે છે. સાકારવાદીઓ સ્વરૂપને સ્વીકારીને વિશેષમાં શાસ્ત્રસિદ્ધ હસ્તપાદાદિ અવયવવાળા દિવ્ય વિગ્રહને પણ માને છે. વિગ્રહતો અમુક માપવાળો હોવાથી તેની સ્થિતિ કોઇ સ્થાનમાં હોવી જોઇએ એમ ધારીને તેવું સ્થાન શાસ્ત્રસિદ્ધ અક્ષરાદિ સ્વીકારે છે. સાકારવાદી રામાનુજાચાર્યનો વિવાદ સ્વરૂપ પ્રત્યે નથી પણ સગુણતા અને સાકારતા માટે છે. એમાં એમણે હસ્તપાદાદિ વિવિધ અવયવવાળા વિગ્રહમાત્રને જ પરમાત્મસ્વરૂપ ઠરાવાનો વિવાદ કોઇ સાથે કર્યો નથી. કોઇ કરતા હશે તો તેનું ખુબ ખંડન કર્યું છે. વેદાંત પ્રતિપાદ્ય મુખ્ય સ્વરૂપને સ્વીકારીને વધારામાં તેમના ગુણો અને રૂપને માટે જ વધુ વિવાદ કર્યો છે. એમ કરીને બન્નેનું વિભેદથી પ્રતિપાદન સયુકિત સરસ કર્યું છે શ્રીહરિએ પણ પોતાના અખિલ અનુયાયિઓને એજ રીતિએ પ્રમાણપ્રતિપન્ન સગુણત્વ અને સાકારત્વ સમજવાનો સદાગ્રહ કર્યો છે. સંપ્રદાયના પ્રબન્ધોમાં પણ એમ જ છે. અને વસ્તુતઃ એમ જ હોવું જોઇએ, એ વ્યાજબી ન્યાયસર છે. એકાદ વાકયનો અવળો અર્થ કરવાથી કૃતાર્થતા થતી નથી. સમૂળ સપ્રમાણ સયુકિત સમુચિત સરસ સત્ય સિદ્ધાંત શો છે ? તે પૂર્વાપરના અનુસંધાનથી સમજવું ઘટે. પૂર્વાપરના પરામર્શ વિના વિચારેલો અર્થ અન્યથા ગતિને કરે છે. માટે જ વેદો પણ " આ અલ્પશ્રુત અર્થનો અનર્થ કરીને અમને છેતરશે" એવો ભય રાખે છે. અસ્તુ.)

A) ચાર સદ્‌ગુરુસંગ્રહિત સર્વસચ્છાસ્ત્રસાર વચનામૃતમાં રામાનુજોકિતને અનુસારે સ્વરૂપ અને તેના જ્ઞાનાદિ ગુણો અને રૂપનું વર્ણન વિભેદથી વિશેષતઃ આવે છે. 'एकोऽहं बहु स्यां' 'यस्मात्क्षरमतीतोऽहं ' 'अहं त्वां सर्वपापेभ्यः' 'अहमात्मा' 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓને, પ્રમાણપણે પરિગ્રહીને પરંબ્રહ્મ પરમાત્મા નારાયણ વાસુદેવ વિષ્ણુ આદિક ભગવન્નામોને આગળ ધરીને સર્વાત્મા સર્વાન્તર્યામી સર્વવ્યાપકપણે અહમર્થથી વ્યવહાર કરાય છે તે સ્વરૂપ સમજવું. જ્ઞાન આનંદ બળ ઐશ્વર્ય વીર્ય કારુણ્ય આદિક જે ગુણો તે સ્વરૂપના સમજવા. અને અમુક ધામ વિશેષમાં સ્થિતિ કહેવાપૂર્વક હસ્તપાદાદિ અવયવવાળું, ગમનાગમનાદિ વ્યવહારવાળું, વસ્ત્ર વિભૂષણ આયુધ આદિકના આશ્રયવાળું, રૂપ આકૃતિ આકાર મૂર્તિ શરીર આદિક શબ્દથી વર્ણન કરાય છે તે વિગ્રહપર્યાય રૂપ સમજવું. અને

ઔજ્જ્વલ્ય સૌન્દર્ય લાવણ્ય યૌવન આદિક જે ગુણો વર્ણવાય છે તે રૂપના જાણવા. આ રીતે આ ગ્રંથમાં બધીજ બાબતો શબ્દથી તો અર્થથી ઉપવર્ણવી છે. યદ્યપિ પરમાત્માને અનેક વિશેષણો એક સાથે અપાય છે પરંતુ તેમાં કયું વિશેષણ કેને લાગુ થાય અને કેને ન થાય એનો વિવેક તો તત્ત્વદૃષ્ટિએ સમઝાયા પછી સ્વરૂપનો અને રૂપનો અને તેના ગુણોનો ભેદ સમજાય છે. જેમ કે 'આ મનુષ્ય બહુ જ્ઞાની આનંદી દયાળુ ઉદાર છે તથા રૂપાળો યુવા છે' એમ એક સાથે અનેક વિશેષણો આપ્યાં પણ તેમાં જ્ઞાની આનંદી દયાળુ વિગેરે વિશેષણો તો જીવાત્મામાં જ સંભવે પણ દેહમાં નહિ. તેમ રૂપાળો યુવા વિગેરે વિશેષણો દેહમાં જ સંભવે પણ જીવાત્મામાં સંભવે નહિ. આ ઉદાહરણ મુજબ આમાં પણ સમજી લેવું. સ્વરૂપમાં સ્વતઃસિદ્ધતા અને રૂપમાં તો આવિર્ભાવતિરોભાવ વર્ણવવામાં આવે છે તે પણ એ બન્નેના ભેદને જણાવે છે. વળી અહમર્થ સ્વરૂપની એકતા અને રૂપમાં અનેકતા વર્ણવે છે એ પણ એજ અર્થને સુદૃઢ કરે છે. વળી પરમાત્માની વ્યાપ્તિપણ સ્વરૂપ, તેના જ્ઞાનાદિ ગુણો અને રૂપ એમ ત્રણ પ્રકારે વર્ણવેલી પ્રતીત થાય છે. જ્યારે અહમર્થાશ્રય અંતર્યામી સર્વવ્યાપક પરમાત્મતત્વથી આકાશદૃષ્ટાંતે કરીને અન્વયપણે વ્યાપ્તિ વર્ણવી હોય ત્યારે સ્વરૂપ સંબન્ધી સમજવી અને જ્યારે એક દેશસ્થપણું અંગીકાર કરીને વ્યાપ્તિ વર્ણવી હોય ત્યારે રૂપની જાણવી અને શક્તિ શબ્દના પ્રયોગ સાથે પરમાત્મવ્યાપ્તિ વર્ણવી હોય ત્યારે ધર્મભૂત જ્ઞાનની જાણવી. અવતાર મૂર્તિઓની પણ વ્યાપકતા ઉપરના અનુસંધાને સમજી લેવી. મુખ્ય સ્વરૂપ વ્યાપ્તિને લીધે જ બધી વ્યાપ્તિની અર્થવત્તા છે. આ ઉપરથી પણ સ્વરૂપ અને રૂપનો ચોખ્ખો ભેદ સુજ્ઞોને સ્પષ્ટ સમજાય છે.)

ઉપરનો સત્સિદ્ધાંત શ્રીહરિવચનામૃતોથી સ્પષ્ટ સમજાય છે—પ્ર. ૭ "અક્ષરબ્રહ્મ જીવ ઇશ્વર માયા અને માયાનાં કાર્ય જે બ્રહ્માંડ એમને વિષે જે શ્રીકૃષ્ણ ભગવાનને અંતર્યામિપણે કહેવા અને નિયંતાપણે કહેવા તે એ ભગવાનનું અન્વયપણું છે અને એ સર્વેથી પૃથક્પણે કરીને પોતાના ગોલોક ધામને વિષે જે બ્રહ્મ-જ્યોતિ તેને વિષે રહ્યા છે એમ જે કહેવું તે ભગવાનનું વ્યતિરેકપણું છે" ( સર્વની અંદર રહીને નિયમન કરવાનું કહે છે તે સ્વરૂપમાં સંભવે છે અને ધામમાં પૃથક્પણે વિરાજમાનપણું તે રૂપમાં સંભવે છે. એમ અહીં રૂપ સ્વરૂપ બન્ને અર્થો કહ્યા ) પ્ર. ૪૧ 'एकोऽहं बहु स्यां प्रजायेय' એવી રીતે એક પુરુષોત્તમ ભગવાન છે તે અંતર્યામિરૂપે કરીને એ સર્વેને વિષે પ્રવેશ કરી રહ્યા છે" ( આમાં "હું બહુ રૂપે થઉં" એવો વ્યવહાર કરનાર અને સર્વને વિષે અંતર્યામિપણે પ્રવેશ કરી રહેલું તે સ્વરૂપ સમજવું ) પ્ર. ૪૫ "ભગવાન્ પુરુષોત્તમ છે તે તો સદા સાકારજ છે અને મહાતેજોમય મૂર્તિ છે...ભગવાનનો આકાર છે તે દિવ્ય છે પણ માયિક નથી" (આથી ભગવાનને પૃથક્ આકારનો યોગ કહ્યો અને તે આકારનું દ્રવ્ય પણ દિવ્ય પૃથક્ કહ્યું) કા. ૮ "તેમ પુરુષોત્તમ ભગવાન્ સર્વના આત્મારૂપે કરીને સર્વને વિષે રહ્યા છે" (આથા અંતરાત્મા સ્વરૂપ કહ્યું) અંત્ય ૩૧ "તેજોમય જે ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ ભગવાન્ અવતાર ધારે છે" ( આથી ભગવત્સ્વરૂપને આકૃતિ શબ્દવાચ્ય રૂપનો યોગ પૃથક્ કહ્યો અને આકૃતિનેજ સર્વ અવતારરૂપોનું ઉપાદાન કહ્યું ) અંત્ય ૩૮ "અને ભગવાનના અક્ષરધામને વિષે જે ભગવાનનો આકાર છે તથા તે ભગવાનના પાર્ષદ જે મુક્ત તેમના જે આકાર છે તે સર્વે સત્ય છે ને દિવ્ય છે ને અતિશય પ્રકાશયુક્ત છે" ( આથી સ્વરૂપથકી રૂપપર્યાય આકારની ભિન્નતા અને તેની દિવ્ય દ્રવ્યતા અને મુક્તાત્માઓને પણ પૃથક્ દિવ્ય આકારનો યોગ કહ્યો ) આ રીતે આ ગ્રંથમાં સ્વરૂપ અને રૂપને પૃથક્ દ્રવ્ય ગુણોથી નિરૂપનારાં બહુ વચનો છે. વિસ્તાર ભયથી લીધાં નથી.)

આ રીતે સંપ્રદાયના આ પ્રબન્ધોમાં સ્વરૂપ અને રૂપને પૃથક્ પૃથક્ દ્રવ્ય ગુણોથી પ્રતિપાદનારાં અનેક વચનો છે. આમાં પ્રાચાર્ય રામાનુજાચાર્યની વેદાંત-વિષયિણી તત્ત્વ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો કશી શંકાને સ્થાન રહે નહિ. સ્વરૂપ છે તે અંતરાત્મ તત્ત્વ અદૃશ્ય છે અને રૂપ છે તે બાહ્ય તત્ત્વ દૃશ્ય છે. બન્ને મળીને વિશિષ્ટ પરમાત્મ તત્ત્વ છે. તેમાં હું શબ્દથી સદા વ્યવહાર થતું મુખ્ય તત્ત્વ જ્ઞાનાનંદૈકમય વિભુ સત્ય આત્મ-સ્વરૂપ સર્વવાદિસંમત છે, તેનેજ મૂળમાંથી ઉડાવી દઇને "મૂળે કુઠાર" એના જેવું ખંડન કરીને, જેને માટે

વિવાદ છે એવા કેવળ હસ્તપાદાદિ વિવિધ વિચિત્ર અવયવવાળા રૂપમાત્રનેજ પરબ્રહ્મ પરમાત્મ તત્ત્વ ઠરાવીને તેમાંજ સઘળો શાસ્ત્રાર્થ ઘટાવવો એ તો નાસ્તિકાગ્રેસર દેહાત્મવાદી ચાર્વાકોની માન્યતામાં શોભે તેવો છે. તેમજ આ બાબતમાં રામાનુજાચાર્યનો અને શ્રીહરિનો સિદ્ધાંત જુદો જુદો છે એમ જાહેરમાં જલ્પવું તેમજ સંપ્રદાયના બીજા ગ્રંથોનો અને વચનામૃતનો સિદ્ધાંત કંઈક અંશે જુદો છે એમ જલ્પવું એ પણ સંપ્રદાય બહિર્મુખોમાં શોભે એવું જડજલ્પન છે. તેનો સંપ્રદાયના "શુદ્ધ શાસ્ત્રીય તત્ત્વ સિદ્ધાંત સાથે લેશ સંબન્ધ નથી.

શંકાળુ સાધારણ માણસને પણ રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ સમજવા માટે આટલું સાંપ્રદાયિક પ્રાકૃત પદ પર્યાપ્ત છે. **"મારી મૂરતિ રે મારા લોક ભોગ ને મુક્ત, મારૂં ધામ છે રે, તેમાં હું રહુ રે દ્વિભુજ દિવ્ય સદા સાકાર, હું તો તમ કારણે રે આવ્યો ધામ થકી ધરી દેહ"** આમાં **'હું મારી મારૂં મારા'** ઇત્યાદિ **અસ્મત્** શબ્દથી જે શ્રીહરિ સ્વમુખે વ્યવહરે છે તે અહમર્થભૂત સર્વાન્તરાત્મભૂત વિભુ જ્ઞાનસ્વરૂપ સમજવું. જીવાત્મા હોય કે પરમાત્મા હોય પોતપોતાનું આત્મસ્વરૂપ તો 'અહં' એમ જ વ્યવહાર થાય છે. 'अहमर्थं आत्मा' એમ સપ્રમાણ સુસિદ્ધ કરવામાં આવ્યું છે. **'મૂર્તિ આકાર દેહ'** આદિક શબ્દથી અહમર્થના સંબન્ધિપણે 'મારૂં આ શરીર છે' એની પેઠે શ્રીહરિએ જે વ્યતિરેકપણે વ્યવહાર કરાય છે તે દેહપર્યાય એમનું રૂપ સમજવું. જેમ લોક ભોગ અને મુક્તને દિવ્ય કહેવાપૂર્વક 'મારા લોક ભોગ ને મુક્ત' એમ તેને અહમર્થ આત્મસ્વરૂપ થકી વ્યતિરેકપણે વ્યવહાર કરે છે તેમ મૂર્તિને પણ દિવ્ય કહેવાપૂર્વક તેને 'મારી મૂરતિ રે' એમ આત્મસ્વરૂપ થકી વ્યતિરેકપણે વ્યવહાર કરે છે. આ ઉપરથી રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ સંબન્ધ સ્પષ્ટ થાય છે. વળી "તેમાં હું રહું રે દ્વિભુજ દિવ્ય સદા સાકાર' 'હું તો તમ કારણે રે આવ્યો ધામ થકી ધરી દેહ' આમાં જે દિવ્ય ધામમાં રહેવાનું અને તે ધામ થકી દેહ ધરવાનું અને ત્યાંથી અહીં પધારવાનું કહે છે તે નિત્યસિદ્ધ અહમર્થભૂત વિભુ આત્મસ્વરૂપમાં નહિ સંભવતું હોવાથી દિવ્ય દેહમાં જ સંભવતું લેવું જોઇએ. ધામસ્થ દિવ્ય દેહ પણ નિત્યસિદ્ધ હોવાથી તેના જેવો બીજો દેહ ધારવો એ જ અવતાર કહેવાય છે.

વળી વચનામૃતમાં અવતાર અવતારીનો અભેદ કહેવામાં આવ્યો છે. અક્ષરધામસ્થ અવતારનિદાન રૂપતો આપણને અગોચર છે. ભૂમિસ્થ અવતાર રૂપતો આપણને લોચનગોચર થાય છે. શ્રીહરિનો અવતાર હતો ત્યારે હું હું એમ વ્યવહાર કરાતું આત્મસ્વરૂપ અને તેમનું હસ્તપાદાદિ બહુવિધ અવયવોવાળું, વસ્ત્ર વિભૂષણ આયુધાદિકના આશ્રયવાળું, ગમનાગમનાદિ વિવિધ ચેષ્ટાવાળું, અનેક સેવકોએ સેવા કરાતું અને આવિર્ભાવ અંતર્ધાનના આસ્પદભૂત વિગ્રહપર્યાય રૂપ આ બન્ને વ્યતિરેકપણે સર્વેએ લોચનગોચર કરેલું છે અને તે બન્નેના ગુણો પણ અલગ અલગ અનુભવમાં આવ્યા છે. તે સમયે અહમર્થ આત્મસ્વરૂપનો દેહરૂપે કે દેહનો આત્મરૂપે વ્યવહાર કદાપિ થયો કોઇએ જોયો નથી. આપણા દેહાત્મા જેવો જ ચોખ્ખો પૃથક્ વ્યવહાર થયેલો પ્રત્યક્ષ છે. આ બાબતનો પણ વિમર્શ કરીએ તો રૂપ સ્વરૂપ વચ્ચે દેહદેહિભાવ ભેદ સુસિદ્ધ થાય છે. આથી આસ્તિક તત્ત્વજ્ઞાની સંપ્રદાયી સુજનને વિશેષ પ્રમાણની અપેક્ષા રહેશે નહિ.

અહીં આટલું અવશ્ય સમજવું–રૂપ અને સ્વરૂપ વચ્ચે વસ્તુતઃ ભેદ હોવા છતાં પણ રૂપ વિના સ્વરૂપ કે સ્વરૂપ વિના કેવળ રૂપ ઉપાસ્ય કે સેવ્ય નથી. પરંતુ દિવ્યમૂર્તિ સાકાર ભગવાન જ ઉપાસ્ય અને સેવ્ય છે. મુક્તિદશામાં પ્રાપ્ય પણ કેવળ મૂર્તિ કે કેવળ વિભુ ચેતનસ્વરૂપ નથી પણ દિવ્યમૂર્તિ પુરુષોત્તમ જ પ્રાપ્ય છે. ઉપાસ્યત્વ પ્રાપ્યત્વ અને ભોગ્યત્વ આ ધર્મો રૂપ અને સ્વરૂપને તુલ્ય હોવાથી ઉપચારથી બન્નેનો અભેદ તો કહી શકાય. વસ્તુતાએ નહિ. વળી જીવ અને તેના શરીર વચ્ચે ભેદ છે તેમાં જીવનું સ્વરૂપ ઉપાદેય છે અને શરીરતો હેય છે તેમ પરમાત્માના સ્વરૂપ અને રૂપમાં નથી. જેમ સ્વરૂપ ઉપાદેય છે તેમ રૂપ પણ ઉપાદેય છે. પણ ત્યાજ્ય નથી. જેમ નાળીયેર ફળ આદિકને જમતાં તે અંદર બહાર એકરસ જણાય છે તેમ મૂર્તિમાન્ બ્રહ્મસ્વરૂપ પણ બહાર (મૂર્તિ) અને અંદર (સ્વરૂપ) એકરસ ભોગ્ય જણાય છે. માટેજ પંચાળા ૭ માં "એવી રીતે સર્વના કારણ ને સદા દિવ્ય સાકાર એવા જે પ્રત્યક્ષ પુરુષોત્તમ નારાયણ તેની મૂર્તિને

વિષે સાકરના રસની મૂર્તિની પેઠે ભાગત્યાગ સમજવો નહિ." આ વચનની સારીસંગતિ થાય છે. આથી રૂપ અને સ્વરૂપ એકજ તત્વ છે એમ સાબીત થતું નથી. યદ્યપિ સ્વરૂપ રૂપ બન્નેનું મુમુક્ષુઉપાસ્યપણું અને મુક્તપ્રાપ્યપણું સમાન છે તથાપિ લોકોની નિરાકારની ભ્રાંતિ ટાળવા માટે ત્યાં ત્યાં રૂપનું જ પ્રધાનપણે વર્ણન કર્યું છે. વળી ચિત્તના શુભાશ્રય તરીકે રૂપનેજ પ્રશસ્ત કહ્યું છે. વળી સેવારૂપ મુખ્ય મુક્તિ માની છે તે પણ રૂપમાં સ્વરસતઃ સંભવે છે. આ કારણથી પરમાત્માને પણ પોતાનું દિવ્ય રૂપ પરમ પ્રીત્યાસ્પદ કહ્યું છે. માટેજ અનન્ય ભક્તને જ પોતાના સર્વસ્વભૂત રૂપને બતાવે છે. આ અર્થ 'तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्' આ શ્રુતિમાં વ્યક્ત છે. એમ કેટલાક રૂપના વિશેષો પણ છે.)

વળી ગીતાના ૧૧ અધ્યાયમાં ભગવાનનું જ જેમ એમ એમના વિગ્રહનું પણ વ્યાપકપણું, કારણપણું, નિરતિશય વિચિત્રપણું, ક્ષણે ક્ષણે અનુભવમાં આવે તથાપિ જાણે પૂર્વે જોયું જ ન હોય એમ આશ્ચર્યને ઉપજાવવાપણું, વિચિત્ર વિવિધ અવતારોનું થવાપણું, અલ્પ વટપત્ર ઉપર સુખેથી સુઈ રહેવાપણું, મહતો મહીયાન્ વિશ્વરૂપને પ્રદર્શાવવાપણું, વિગેરે મોટો મહિમા વર્ણવવામાં આવ્યો છે. વળી જગત્સર્ગાદિક અને ભક્ત રક્ષણાદિક કાર્યને કરે છે તે વિગ્રહ વિશિષ્ટ સ્વાત્મસ્વરૂપથી કરે છે. આપણે જે કાંઈ કાર્ય કરીએ છીએ તે વિગ્રહ વિશિષ્ટ આત્મસ્વરૂપથીજ કરીએ છીએ તેમ સઘળું કાર્ય તો આત્મસત્તાથીજ થાય છે પરંતુ તેની સાથે વિગ્રહ અપૃથક્સિદ્ધ હોવાથી તેવો વ્યવહાર થાય છે. કવચિત્ દિવ્ય મૂર્તિમાં જ્ઞાન આનંદ બળ શક્ત આદિક ગુણોનો વ્યપદેશ કરેલો જણાય છે તે તો જ્ઞાનાદિ ગુણોને જણાવનાર હોવાથી કર્યો છે. રૂપદ્વારા જ્ઞાનાદિ ગુણો બહાર પ્રકાશમાં આવે છે. જેમ આત્માના ગુણો શરીરદ્વારા પ્રકાશમાં આવે છે તેથી તે ગુણોનો વ્યપદેશ શરીરમાં થાય છે તેમ પરમાત્મામાં સમજી લેવું. વસ્તુતઃ આ ગુણો આત્માસ્વરૂપના છે પણ રૂપના નથી. તાત્પર્ય એ છે કે સર્વદા વિગ્રહ વિશિષ્ટજ અહમર્થ પરમાત્મસ્વરૂપ છે. વળી 'अजायमानो बहुधा विजायते' 'तदात्मानं सृजाम्यहम्' ઇત્યાદિકમાં કહ્યા પ્રમાણે વિવિધ વિચિત્ર વિલક્ષણ અનંત અવતારોના મૂળભૂત વિગ્રહજ છે. આ અર્થની સ્પષ્ટતા અંત્ય ૩૧ "ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી એ પોતે ભગવાન્ અવતાર ધરે છે' મધ્ય. ૧૩ 'અને સર્વે અવતાર પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરુષોત્તમને વિષે લીન થાય છે' વિગેરે વચનોમાં વ્યક્ત છે. આ રીતે દિવ્ય રૂપના પણ ઘણા વિશેષો વર્ણવ્યા છે.

આ પ્રકારે વેદાદિ શાસ્ત્રોનો આધાર લઇને તેના વ્યાખ્યાતા આચાર્યો અને તેમણે કરેલા મુખ્ય પ્રબન્ધોને અનુસારે પૂર્વ ગ્રહને પડયો મુકીને જો તત્વાર્થ વિમર્શ કરવામાં આવે તે રૂપ સ્વરૂપના ભેદમાં કશી શંકા આવી શકે નહિ. આ પ્રકારે પરમાત્મજ્ઞાનની પરા કાષ્ટા તો આ ઉપર કહી એજ પરમા પ્રકૃષ્ટા છે. "નિરાકાર આત્મા સાકાર બની જાય છે, દિવ્ય સાકારમૂર્તિ પરમાત્માનુંજ જીવ સાધર્મ્ય પામે છે આ સબળ પુરાવો છે" આ અપવાક્યની સમાલોચના સર્વેએ સમાલોચન કરવા યોગ્ય સંપૂર્ણ થઇ. આ જ્ઞાન ઉપાસન નામનું અત્યંત અવળું અહિતકર અજ્ઞાન આ તદ્દન નિરાળા મંડળમાં કયાંથી આવ્યું હશે ? એ એક વિચાર પ્રાપ્ત થાય છે. પ. ભ. ગુરુજી નાથજીભાઇતો નહીંજ. કેમકે તેમનો તે વિષય ન હતો. આવું જ્ઞાન આ મંડળથકી અત્યાર સુધી જાહેરમાં જાણવા મળ્યું નથી. જેથી તેનું મૂળ શોધતાં મળી આવ્યું છે તે રંગ પ્રસંગ આવતાં કહેવાશે. આ રીતે છેલ્લા ૧૦ પેરાની સમાલોચના છે. પ્રાચાર્ય રામાનુજાચાર્યના તત્વજ્ઞાનને અસત્ય અયોગ્ય અક્ષમ્ય દૂષણો આપ્યાં હોવાથી તેના નિવારણ માટે આ સમાલોચના અનિવાર્ય હતી. આ વિષયમાં વિશેષતઃ જાણવા ઇચ્છતાએ ઉ. સ. માસિકમાં ૧૮૫ થી ૨૫૬ સુધીના ચાલુ લેખના પેજો વાંચવા ભલામણ છે.

# આ પ્રવર પ્રસંગે જરૂરથી જાણવા જેવું—

પીજના પ. ભ. **ભોગીલાલ** મણીલાલ ત્રિવેદીએ બન્ને ધ. ધુ. આચાર્યશ્રીની અનુમતિ મેળવીને વડતાલ તથા અમદાવાદમાં **વિદ્વત્પરિષદ** ભરવાનો પ્રોગ્રામ તા. ૧૬–૩–૩૯ દિને છપાવીને જાહેરમાં મુકયો હતો. આમાં પરિષદ્ ભરવાનું કારણ પણ ( તત્ત્વજ્ઞાનની એકતા કરવાનું ) જણાવ્યું હતું. પ્રોગ્રામ પ્રમાણે પરિષદ્ વડતાલના સભામંડપમાં ભરાઈ હતી. આમાં અધ્યક્ષ તરીકે સ. શાસ્ત્રીશ્રી **યોગેશ્વરદાસજીને** વર્યા હતા. ધ. ધુ. આ. **આનંદપ્રસાદજી** આદ્યંત બહુધા શ્રવણ લાભ લેતા હતા. બીજા બધા **વિદ્વાન્ સદ્‌ગુરુઓ** વિગેરે રસ લેવામાં તત્પર રહેતા. ઘણા **જ્ઞાતા હરિભક્તો** પણ હાજર રહેતા. અમદાવાદથી પણ કેટલાક ઉત્સુક ત્યાગી હરિભકતો પણ આવ્યા હતા. પત્રિકામાં **૧૨ પ્રશ્નો** પ્રથમથી પ્રદર્શાવ્યા હતા. એમાં સંપ્રદાયના સમસ્ત તત્ત્વાર્થનો સમાવેશ સંક્ષેપમાં હતો. ભોગીલાલભાઇ પ્રથમ પ્રશ્નાર્થનું નિવેદન કરતા. ઉત્તરાર્થમાં શાસ્ત્રી હરિજીવનદાસ, શા. કૃષ્ણસ્વરૂપદાસ, શા. હરિપ્રસાદદાસ, શા. હરિબળદાસ, પુ. ભક્તિજીવનદાસ વિગેરે તત્પર રહેતા. મધ્યે મધ્યે ભોગીલાલભાઇ વિગેરે બહુ બહુ શંકાઓ અને તર્કવિતર્કને કરતા. તેનું સમાધાન સમ્યક્ વિદ્વાનો કરતા. પ્રમુખ સ્વામીશ્રી પણ સપ્રમાણ સયુક્તિ ઉત્તરાર્થને સંમતિ આપતા અને થોડો પ્રાસંગિક પ્રાસાદિક વાર્તાલાપ પણ સભ્ય જનોના મનોરંજન માટે કરતા. આ સભામાં વડતાલ પાઠશાળાના પ્રધાન પંડિત અણ્ણંગરાચાર્યજી પણ વિદ્વત્તાનો સારો લાભ આપતા. બીજા ત્યાગી હરિભક્તો પણ છુટ હોવાથી વચ્ચે વચ્ચે શંકાઓને કરતા, તેનું પણ સમાધાન સંતોષકારક કરવામાં આવતું. આમાં જે જે તત્ત્વચર્ચા–વિચારણા થતી તે શ્રીજીમાન્ય મુખ્ય શાસ્ત્રોના આધારે ઉપપત્તિ સહ થતી. સચ્છાસ્ત્રાનુસારી જે જે નિર્ણયો થયા હતા તેનો સારાંશ ભોગીલાલભાઇએ છેવટે સભામાં વાંચી સંભળાવ્યો હતો. જેથી પ્રમાણશરણવાળા સર્વે સભાસદો સુપ્રસન્ન થયા હતા. બાદ પરિષદ્‌ની પરિપૂર્ણતા જાહેર કરી હતી. આચાર્યશ્રી તથા અધ્યક્ષશ્રી તથા બીજા વિદ્વાનો વિગેરે સર્વેએ સંપૂર્ણ સંતોષ સૂચવ્યો હતો. પછીથી સભા વિસર્જન થઇ હતી. અમદાવાદમાં પરિષદ્ થએલી પણ બાહ્યોના અવળા પ્રચારથી કશો પરિણામ આવ્યો ન હતો.

આ પરિષદ્ પ્રસંગે જ રા. રા. ભોગીલાલભાઇએ વળી એક હેંડબીલ **દ્વિતીય અધિવેશન** નામનું છપાવી વહેંચ્યું હતું. આમાં રામાનુજ સંપ્રદાય અને ઉદ્ધવ સંપ્રદાયનાં મંતવ્યોમાં તફાવત જણાવવાની રૂપરેખા શબ્દાંતર રચનાથી લાંબી ગોઠવવામાં આવી હતી. આ નવીન બાબતની ચર્ચા પણ બે દિવસ સવારની સભામાં અને મોટી સભામાં પણ મધ્યે મધ્યે નીકળતી હતી. છેવટ સુધી તત્ત્વજ્ઞાનમાં કશો તફાવત શબ્દભેદ સિવાયનો સાધી શકાયો ન હતો. શા. હરિપ્રસાદ દાસકૃત **વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતસંગ્રહ** નામના નિબન્ધમાં 'રામાનુજ સંપ્રદાયનો ઉત્તેજક ઉદ્ધવ સંપ્રદાય છે' એમ સપ્રમાણ સાબીત કરવામાં આવ્યું છે. આ સભામાં તત્ત્વભેદ માટે આડીઅવળી બહુ બાબતો આગળ ધરવામાં આવી હતી પરંતુ રામાનુજને પ્રાચાર્ય તરીકે અને મત વિશિષ્ટાદ્વૈતને અને અધ્યાત્મશાસ્ત્ર તરીકે શ્રીભાષ્ય ગીતાભાષ્યને શ્રીજીએ સ્વીકારેલ હોવાથી કશો તત્ત્વભેદ સાધી શકાયો ન હતો. ચર્ચામાં સર્વેના મનનું સમાધાન પણ સારી રીતે આપવામાં આવ્યું હતું. બન્ને સંપ્રદાયોની તત્વતઃ સ્થિતિ સપ્રમાણ સોપપત્તિક સમજવામાં આવે તો ઉપરની બાબત અસંશય છે. આમાં પ્રસંગાત્ આ બાબતનો પણ નિર્ણય આવી ગયો હતો.

૧૨ પ્રશ્નો અને તેના સંક્ષિપ્ત ઉત્તરો તે વખતે ઉ. સં. માસિકના (વર્ષ ૧૯૯૬) વર્ષ ૧ અંક ૯ માં ૧ થી ૧૦ સુધીના પેજોમાં છપાયા છે. આ માસિકમાં પરમાત્માના સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેના નિરૂપણનો લાંબો લેખ ૧ થી ૩૮૦ પેજોમાં ચાલુ આવ્યો છે. તેમાં પરમાત્માના સ્વરૂપ–રૂપની પૃથક્તાવાળો લેખ ૧૮૫ થી ૨૫૬ સુધીના પેજોમાં આવ્યો છે. આત્મજ્ઞાન સંબન્ધી લેખ શ્રીહરિ માસિકના (સં. ૨૦૧૦) ૧ થી ૮૫ પેજ સુધીમાં ચાલુ આવ્યો છે. તેમાં મુકતાત્માને અલગ દિવ્ય દેહનો યોગ સપ્રમાણ સયુકિત સમર્થ્યો છે. વિશેષના જીજ્ઞાસુએ આ લેખો વાંચી વિચારીને નિઃસંશય થવું એવી ભલામણ છે. આ ઉપરથી સત્સંગ-પત્રિકાના તત્ત્વ લેખકને સચ્છાસ્ત્રનું જ્ઞાન કેટલું અને કેવું છે તેનું આખુ ચિત્ર આંકી શકાશે.

"રામાનુજીય જ્ઞાનમાર્ગ અને ઉપાસનાની રીતિ કહેવાને બાને (૫) પેરામાં "રામાનુજ સંપ્રદાય **મહાલક્ષ્મીએ** પ્રવર્તાવેલો છે, આ માન્યતાને કારણે તે **શ્રીસંપ્રદાય** તરીકે પણ ઓળખાય છે." એમ બન્ને મતો મધ્યે નરસાઈ સરસાઈ જણાવીને પૃથક્તા પાડવા માટે પ્રતિવદે છે. એની સ્વલ્પ સમાલોચના કરીએ.

ગુરુ પરંપરાગત સદુપદેશને **સંપ્રદાય** કહે છે. ઉ. સંપ્રદાયના **પ્રાચાર્ય** તરીકે રામાનુજાચાર્યને સ્થાપ્યા છે. એમણે પ્રવર્તાવેલા **વિશિષ્ટાદ્વૈત** મતને સ્વમત તરીકે સ્વીકાર્યો છે. અને એમણે રચેલા **શ્રીભાષ્ય ગીતાભાષ્યને** અધ્યાત્મ શાસ્ત્ર તરીકે માન્યા છે. અને રામાનુજ મતે માનેલા ઈષ્ટદેવ અક્ષરધામાધિપતિ પુરુષોત્તમને પોતાના ઉપાસ્ય તરીકે શ્રીહરિએ સંમાન્યા છે. અને સાકારત્વ વિજ્ઞાનતો તેમના થકીજ મેળવ્યું છે. અને મુક્તિ પણ સેવારૂપ એમણે માનેલી જ માન્ય રાખી છે. એમ બધીજ બાબતો તાત્ત્વિકી અંગીકાર કરેલી હોવાથી જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિ જુદી છે એમ જલ્પી શકાય એવી સ્થિતિ નથી.

રા. સંપ્રદાયની ગુરુપરંપરામાં પર્યવસાન ભૂમિ તરીકે પરંબ્રહ્મ પરમાત્મા આદિનારાયણ કે જે વેદાદિ સર્વ શાસ્ત્રોના યોનિ હોઇને બ્રહ્માદિ સર્વ ગુરુઓના પણ મૂળ સત્ય ગુરુ તરીકે સર્વ શાસ્ત્રસિદ્ધ અને સર્વાચાર્ય સંમાન્ય છે તેમને લીધા છે. એ શ્રીનારાયણને પડતા મુકીને એકલાં લક્ષ્મીજીથીજ રા. સંપ્રદાયની પ્રવૃત્તિને કહે છે તે અપકર્ષ કહેવાની એક વંચના છે એમ કેમ ન કહેવાય? શ્રી નારાયણને પ્રથમ મુકીને લક્ષ્મીજીને બીજા નંબરમાં મુકવાં જોઇતાં હતાં. રામાનુજ મતમાં એમજ મનાય છે. અને લેખક પણ અન્યત્ર એમજ કહે છે. પરંબ્રહ્મ પરમાત્મા શ્રીનારાયણ છે તે સર્વદા અવતારાદિ સર્વ અવસ્થામાં લક્ષ્મીજી વિશિષ્ટ હોવાથી અને તે લક્ષ્મીજી તેમનાં પ્રધાન પત્ની સહધર્મિણી હોવાથી પોતાના પ્રિયતમ પતિનો પારમ્ય મહિમા સ્વદાસદાસીભૂત બ્રહ્માદિ સમસ્ત જગતને ઉપદેશે એમાં અયોગ્ય અઘટિત શું છે? શ્રીનારાયણે કરુણામૂર્તિ લક્ષ્મીજીને અને લક્ષ્મીજીએ વિશ્વકસેન મુખ્ય પાર્ષદને પારમ્ય ઉપદેશ આપેલો હોવાથી શ્રીને ગુરુપરંપરામાં સ્મરણીય તરીકે ગ્રહણ કરે અને 'શ્રીસંપ્રદાય' નામથી પણ સંપ્રદાયને સ્વમતે ઓળખાવે એ સર્વથા સુયોગ્ય છે. મહાલક્ષ્મી એ સ્ત્રીરૂપમાં હોવાથી કંઈક અપકર્ષ જણાવાની મનોવૃત્તિ હોય એવો આભાસ થાય છે. આદ્ય પ્રવર્તકતો સર્વાચાર્ય મતે આદિનારાયણને માન્યાં છે. પરંતુ તેમના નામથી વ્યવહાર થતો નથી ( કેમ કે તે તો સર્વ સાધારણ છે ) પરંપરામાં બહુ પછી આવેલા રામાનુજના નામથી સંપ્રદાય મનાય છે. એમાં લક્ષ્મીજીનું સ્થાન સર્વોત્કૃષ્ટ હોવાથી તેમના નામથી પણ કોઈ વ્યવહાર કરે એમાં કશો બાધ નથી. જેમ ભગવાન શ્રીસ્વામિનારાયણના નામથી સંપ્રદાય કહેવાય છે તેમ તેમના ગુરુ તરીકે ઉદ્ધવજી આવ્યા હોવાથી **ઉદ્ધવસંપ્રદાય** તરીકે પણ સંબોધાય છે. ઉદ્ધવજીના ગુરુ તરીકે રામાનુજાચાર્યને સત્કાર્યા છે તો તેમની ગુરુપરંપરાની વિશ્રાંતિ ભૂમિ તરીકે તેમણે લક્ષ્મીનારાયણને સંમાન્યા હોવાથી આ સંપ્રદાયના આદ્ય ગુરુ તરીકે લક્ષ્મીનારાયણને ગુરુપરંપરામાં માન્યા વિના છુટકો નજ થાય એવી પરિસ્થિતિ છે. આ અર્થ 'स चाचार्यवंशो ज्ञेयः, आचार्याणामसावसावित्याभगवतः' આ વચનમાં વિસ્પષ્ટ છે. એમ હોવાથીજ ઉદ્ધવ સંપ્રદાયની નિત્ય સ્મરણીય ગુરુપરંપરામાં અનુક્રમે ઠેઠ લક્ષ્મીનારાયણ સુધી 'स्वाचार्यं तद्गुरूंश्चाप्यथ मुनिविनुतं स्वामिनारायणं श्रीरामानन्दं यतीन्द्रं गुरुमथ च महापूर्णकं यामुनेयम् । श्रीरामं पद्मनेत्रं गुरुकुलमहितं नाथमाद्यं शठारिं विश्वक्सेनं श्रियं च श्रितदुरितहरं नौमि नारायणं च ॥' આ રીતે જણાવી છે. આ પરંપરામાં આવેલા ગુરુઓનું ચરિત્રો સાથે સંવર્ણન **સંપ્રદાયશુદ્ધિ** નામના સાંપ્રદાયિક નિબન્ધમાં કેટલુંક કર્યું છે. સંપ્રદાયના એક મોટા શાસ્ત્રીજીએ "વેદાંતસાર" નામના સ્વકૃત નિબન્ધમાં "સંપ્રદાય પરિચય" નામના પ્રકરણમાં શ્રીજી, રામાનંદ, રામાનુજાચાર્ય, યામુનાચાર્ય, એમ ઠેઠ લક્ષ્મી અને આદિનારાયણ સુધી પરંપરાને વર્ણવી છે. બીજા કોઈ શાસ્ત્રીએ એનું અનુકરણ થોડું "વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત સંગ્રહ" નામના નિબન્ધમાં કર્યું છે. આ વિશાળ સમન્વય સારગ્રાહી દૃષ્ટિએ દેખીએ તો આ સંપ્રદાયને શ્રીસંપ્રદાય કહ્યા વિના છુટકો નથી. અપરિહાર્ય ગુરુ રામાનુજ થકી ઉપરની ગુરુ પરંપરાને પરાસ્ત કરીને, ઉદ્ધવાવતાર ગુરુ શ્રીરામાનંદ સ્વામી અને તેમના ઉપદેષ્ટા ઉપાસ્ય શ્રીકૃષ્ણ તરફ પરંપરાને લઈ જશો તો તેમની સાથે પણ સહધર્મિણી લક્ષ્મીજી

રુક્મિણી રૂપે અવતરેલાં ગુરુ તરીકે અવશ્ય આવશેજ. એટલે લક્ષ્મીનારાયણ તો આગળ આવવાનાજ છે. શ્રીકૃષ્ણને લક્ષ્મીનારાયણ નામથી બહુધા સંબોધ્યા છે.

રામાનુજ મતે ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે અને પરમાવધિ ગુરુ દેવ તરીકે સંમાનેલા લક્ષ્મીનારાયણને મુખ્ય ધામ વરતાલમાં મધ્ય મંદિરે પ્રથમ પધરાવ્યા છે. અક્ષરધામમાંથી શ્રી શ્વેતદ્વીપમાં મુક્તો માટે પધાર્યા અને ત્યાંથી પરં તીર્થ સ્થાન દ્વારકાં પધાર્યા અને ત્યાંથી વૈકુંઠતુલ્ય વડતાલ ધામ પધાર્યા. વળી શ્રીરંગથી પધાર્યા, એમ જેમનો અપરંપાર મહિમા વર્ણવ્યો છે. અધિક કહીએ તો વડતાલ ગાદીની મીલકતના માલીક તરીકે એમને સ્થાપીને એમનાજ મંગળ નામથી વહીવટ પણ સ્થાપ્યો છે. અને આચાર્યને " વડતાલવાસી લક્ષ્મીનારાયણ દેવની ગાદીના" એમ બળવંત પીઠિકા પ્રવર્તાવી છે. મુંબાઇ વડોદરા ડભાણ રાજકોટ વિગેરે ઘણાં ગામોમાં મધ્ય મંદિરે એમનેજ પધરાવ્યા છે. આવાં સર્વ શાસ્ત્ર પ્રતિપાદિત સર્વાચાર્યસંમાન્ય મહાલક્ષ્મીજીને પરંપરામાં માને અને તેમના નામથી સંપ્રદાયને કોઈ કહે એમાં આટલો બધો અણગમો શો ? આધુનિક જીવભૂત ધર્મકુલાંગનાઓને આ સંપ્રદાયની નારીઓના વંશપરંપરાગત ગુર્વી તરીકે ઠરાવી છે તેમાં લેશ શંકા આવતી નથી તો આદ્યા દેવી લક્ષ્મીજીના ગુરુપરંપરા પ્રવેશમાં શંકા શી ? અને રા. સં.નો અપકર્ષ શો ? અને આ સંપ્રદાયની કયા જ્ઞાનમાર્ગથી અને ઉપાસના રીતિથી જુદાઈ કેવી ? એ બધી બાબતનો શાંતિથી શાસ્ત્ર ચક્ષુથી સુવિચાર કરવાનો છે. આ લોકમાં સ્ત્રિઓનાં ગુરુજી સ્ત્રી છે તો ત્યાં પણ કેમ ન જોઇએ ? અહીંથી મુક્ત થઇને ધામમાં જનાર સ્ત્રીરૂપ મુક્તોની આશ્વાસના સંભાળ લેનાર લક્ષ્મીજી વિગેરે જોઇએજ. અક્ષરધામમાં સ્ત્રીરૂપ લક્ષ્મીજી રહ્યાં છે અને તેમની સખીઓ પણ છે. અહીં સ્ત્રી સદ્ગુરુ છે તો ત્યાં પણ હોય તો ઠીક. સ્ત્રીરૂપમાં પણ મુક્તો રહ્યા છે એમ શાસ્ત્ર કહે છે એટલે શંકાને સ્થાન નથી. જેટલામાં રાજાનું રાજ્ય એટલામાં રાણીનું પણ રાજ્ય કહેવાય. જગતમાં જે પુંવદ્ભાવ છે તે નારાયણ છે અને નારી-ભાવ છે તે લક્ષ્મીજી છે. જગતમાં જેનો જેનો મહિમા છે તે લક્ષ્મીજીને લીધેજ છે. એ સર્વસાક્ષિક છે. એમ પણ કહ્યું છે કે સંપત્તિરૂપે પણ શ્રીજ રહ્યાં છે. એથીજ વ્યવહારમાં **શ્રી** શબ્દનો પ્રયોગ પ્રથમ કરાય છે.

રા. સંપ્રદાય કરતાં શ્રિ. સંપ્રદાયે મહાલક્ષ્મીનો મહામહિમા કાંઈ ઓછો ગાયો નથી. સ. પ્ર ૨ અ. ૩૭ કે જે ઉ. સં. ના સર્વાર્થના પ્રકાશનપર છે તેમાં શિવરામવિપ્રે ' का देवी सम्प्रदायेऽथ भवदीयेऽस्ति ' એણ પુછતાં શ્રીહરિએ ' आद्या शक्तिर्भगवतो लक्ष्मीर्देव्यस्ति नो मते ' એમ ઉ. સં. સિદ્ધાંતે ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે માનેલા ભગવાનની આદ્યા શક્તિ તરીકે લક્ષ્મીદેવીને સંબોધ્યાં છે. પટ્ટાંગનાને **દેવી** નામથી સંબોધવાની બહુધા પદ્ધતિ છે **આદ્યા** આ પદથી બીજીઓ કરતાં લક્ષ્મીજીનું પ્રાધાન્ય જણાવ્યું છે. કાર્યોપયોગી અપૃથક્-સિદ્ધ વિશેષણભૂત હોવાથી લક્ષ્મીજીને શક્તિ તરીકે કહે છે. સ્ત્રિઓનો શક્તિ નામથી પણ વ્યવહાર છે. ઉપાસ્ય પ્રાયે ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ સાથે લક્ષ્મીજીનો આવો સદાનો સહધર્મિણી સંબન્ધ હોવાથી સંપ્રદાયની ગુરુ-પરંપરામાં પ્રવર્તિકા તરીકે લક્ષ્મીદેવીને લીધાં છે તે પણ અત્યંત મળતું આવે છે. આથી રા. સંપ્રદાય સાથે શ્રીહરિનો મળતો અભિપ્રાય આવે છે. આતો શાસ્ત્રની અનિવાર્ય વાત છે.

' दद‌र्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि' એમ શ્રીનારાયણ સાથે લક્ષ્મીજીને લીધા છે. ઉત્થાપનમંત્રમાં 'कमलाकान्त' એમ કમલાને સાથે લીધાં છે. 'लक्ष्मीकान्तोऽयं सर्वासां दाता तुष्यति संपदाम्' એમ સંપદાઓના દાતા ભગવાન્ સાથે લક્ષ્મીજીને લીધાં છે. શિક્ષાપત્રીમાં ' श्रीश्च यस्यास्ति वक्षसि ' ' श्रीमन्नारायणस्मृत्या ' એમ શ્રીકૃષ્ણ નારાયણ સાથે લક્ષ્મીજીનો યોગ મુખ્ય માન્યો છે. વચનામૃતમાં–ઉ.માં "અને રાધિકાજી અને લક્ષ્મીજીએ પૂજ્યા છે" લોયા ૧૮ "અને એમની સેવાના કરનારા તો રાધિકાજી તથા લક્ષ્મીજી છે" મધ્ય ૧૦ "સમુદ્રમાંથી લક્ષ્મીજી નિસર્યાં અને ભગવાનને વર્યાં" મધ્ય ૬૩ "એ ભગવાન તો અનંતકોટી બ્રહ્માંડના આધાર છે અને લક્ષ્મીજીના પતિ છે" વર. ૧૮ "ને રાધિકાજી અને લક્ષ્મીજીએ સહિત છે" એમ પરંબ્રહ્મ ભગવાન સાથે લક્ષ્મીજીને લીધાં છે. જનમંગલમાં "श्रीकृष्णः" આ પ્રથમ નામનું વ્યાખ્યાન ' श्रीभ्यां–राधा-लक्ष्मीभ्यां युक्तः कृष्णः' એમ કહીને, 'एतेन मूलस्वरूपमुक्तं' એમ આ યોગ અપર સાથે નહિ પણ મૂળસ્વરૂપ સાથે વર્ણવ્યો છે. બદરીકાશ્રમ સિવાયનાં અક્ષર ગોલોક વૈકુંઠ શ્વેતદ્વીપ અવ્યાકૃત રમાવૈકુંઠ વિગેરે સર્વ

ધામોમાં લક્ષ્મીજીનું સાન્નિધ્ય શ્રીનારાયણ સાથે સંપ્રદાયગ્રંથોએ વર્ણવ્યું છે. આવું સાહિત્ય સંપ્રદાયના સંસ્કૃત પ્રાકૃત પ્રબન્ધોમાં પુષ્કળ પરમોત્તમ છે.

વૈષ્ણવાચાર્યો તો વિષ્ણુ નારાયણના પારમ્યવાદી હોવાથી તેમની સાથે લક્ષ્મીજીને સ્વીકારે એ સહજ છે. શંકરાચાર્યે પણ શ્રીનારાયણને આદ્ય ગુરુ તરીકે સ્વીકાર્યા હોવાથી લક્ષ્મીજીનું સાન્નિધ્ય અનિવાર્ય છે. 'श्रियाश्लिष्टो विष्णुः' 'ध्येयं श्रीपतिरूपमजस्रं' 'श्रीपतिपदारविन्दे' એવાં સ્તોત્રો પણ બહુ રચ્યાં છે. કોઈને શંકા કે વાંધો આવ્યો નહિ અને આમને શો વાધો આવે છે તે સમજાતું નથી.

લક્ષ્મીજી એ કોઈ સામાન્ય નારી નથી. એમનો મહા મહિમા ભગવાનના જેવો વેદાદિ સર્વ શાસ્ત્રોમાં બ્રહ્માદિકોએ પણ ગાયો છે. એમના અસાધારણ **શ્રી** નામનો જ પ્રથમ પ્રયોગ બધી બાબતમાં કરવામાં આવે છે. એમના સમુત્કર્ષ માટે **શ્રી** નામ જ અલં છે. જેમ નારાયણ માટે પુરુષસૂક્ત વિગેરે છે તેમ લક્ષ્મીજી માટે શ્રીસૂક્ત વિગેરે સૂક્તો છે. ' महादेव्यै च विद्महे विष्णुपत्न्यै च धीमहि, तन्नो लक्ष्मीः प्रचोदयात् ' ' श्रियं देवीमुपह्वये श्रीर्मा देवी जुषताम् ' ' अस्येशाना जगतो विष्णुपत्नी ' ' लक्ष्म्या सह हृषीकेशो देव्या कारुण्यरूपया। रक्षकः सर्वसिद्धान्ते वेदान्तेषु च गीयते।' ઇત્યાદિ બહુ ઉચ્ચ વર્ણન છે. આવી સર્વોપરી સ્થિતિ હોવાથી ભગવાનને **પિતા** તરીકે અને લક્ષ્મીજીને **માતા** તરીકે ' ब्रह्माण्डमातापितरौ मनुज्ञौ ' ' त्वं माता सर्वलोकानां देवदेवो हरिः पिता ' ઇત્યાદિ બહુ વચનો કહે છે. આવી પરિસ્થિતિ પરમ હોવાથી ' एकासने तौ सह सन्निविष्टौ ' એમ બન્નેના એક જ આસનને કહે છે. શ્રીનારાયણને સર્વોપરીપણે નિરૂપનારી બાબતોમાં લક્ષ્મીજી મુખ્ય છે. એમનાથી જ નારાયણનું ખાસ ઓળખાણ છે. આવું નિરતિશય માહાત્મ્ય હોવાથી વિષ્ણુનામસહસ્રમાં માધવ, શ્રીનિવાસ, લક્ષ્મીવાન્, શ્રીવાસ, શ્રીપતિ, શ્રીશ, શ્રીનિધિ, શ્રીવિભાવન, શ્રીકર, શ્રીધર, શ્રેયઃશ્રી, ઇત્યાદિ અનેક નામોથી સાર્થક નિરૂપ્યાં છે. એમનાં સહસ્ર નામો પણ ગુણાનુગુણ છે. સંસારમાં, અક્ષરધામમાં અને વૈષ્ણવ માર્ગોમાં શ્રેયની સંભાવના શ્રી વિના નથી. લક્ષ્મીજીના અનેક અવતારો પણ સીતા રૂકિમણી વિગેરે વર્ણવ્યા છે. ભગવાન ભક્તરક્ષાદિમાટે જ્યાંજ્યાં જાય છે ત્યાં લક્ષ્મીજી સાથેજ જાય છે.

વેદ વેદાંત વેદ્ય વિષ્ણુનારાયણનો જે સર્વોપરી સમુત્કર્ષ છે તે સર્વથા સ્વાભિમત સ્વાનુરૂપ સહધર્મિણી જગત્માતા શ્રીના સુયોગથી છે. આ અર્થ ' पुंप्रधानेश्वरेश्वरी ' ઇત્યાદિમાં વિશદ છે. વચ-મધ્ય ૫૩ માં " ભગવાનતો લક્ષ્મીજીના પતિ છે " આ વચનથી શ્રીમુખે સૂચવ્યો છે. " લક્ષ્મી મળ્યા થકી થયા રણછોડરાય " એવી અભિયુક્તિ છે. સમસ્ત જગતના પાંત જે પુરુષોત્તમ છે તે નિત્ય પતિ હોવાથી શ્રીનો સમુત્કર્ષ ' कान्तस्ते पुरुषोत्तमः ' ઇત્યાદિ ચાર શ્લોકથી યામુનાચાર્યે સંગ્રહથી વર્ણવ્યો છે. વક્ષઃસ્થળમાં જેમને નિત્ય નિવાસ આપ્યો છે, જેમનું જન્મ સ્થાન પ્રિયતમ ક્ષીર સાગર છે, જેના માટે ભગવાને સમદ્રમથન કર્યું અને સમુદ્રની પાળ બાંધી, સમસ્ત જગત્ જેના કૃપા કટાક્ષને આશ્રયે છે. લક્ષ્મીજીનું ઉપાસ્યત્વ પ્રાપ્યત્વ કહ્યું હોવાથી ' લક્ષ્મીનારાયણ ' એમ સહોપાસન સર્વત્ર પ્રવર્તે છે. પરમાત્મા શ્રીનારાયણ સ્વયં આત્મારામ આત્મેશ્વર આનંદમૂર્તિ હોવા છતાં લક્ષ્મીજીના નિરીક્ષણથી પોતાને નિત્ય ધન્ય ભાગી માને છે. લક્ષ્મીજીના મહિમાવધિને પોતે અને ભગવાન પણ જાણી શકતા નથી એમ પણ કહ્યું છે. આવાં શ્રીનો સમુત્કર્ષ સર્વાધિક હોય એમાં કાંઈ કહેવાનું હવે રહેતું નથી. વિશેષના જીજ્ઞાસુએ ઉ. સં. માસિકમાં ચાલુ આવેલા લેખના ૩૦૫ થી ૩૭૪ સુધીના પેજો વાંચવા. ઉપરની પર્યાલોચના કરતાં ગુરુ પરંપરામાં શ્રીનો સમાવેશ કરીને " શ્રી સંપ્રદાય " કહે છે તે સર્વમતે સુયોગ્ય છે. આ રીતે ૫ પેરાની સમાલોચના છે.

(૬) " નંદ વિષ્વક્સેનાદિ પાર્ષદો અને લક્ષ્મીએ સેવેલા શ્રીનારાયણ સંપ્રદાયના ઉપાસ્ય ઇષ્ટદેવ છે. " એમ સેવકોથી જુદાઈ જણાવીને ઉભયમત સંમત ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીનારાયણમાં પણ જુદાઈ જણાવીને બન્ને મતો મધ્યે કનિષ્ઠતા શ્રેષ્ઠતાને સમજાવવા મથે છે. એની સ્વલ્પ સમાલોચના શુરુ કરીએ.

**વિશ્વક્સેન** એ કોઇ સામાન્ય પાર્ષદ નથી. એતો એક શ્રીનારાયણના અનાદિ મહામુક્તરાજ સેનાની છે. આત્મૈશ્વર્ય આપીને ક્ષરાક્ષર વિભૂતિના રક્ષણનો સમસ્ત ભાર ભગવાને એમને સોંપ્યો છે. જેથી ભગવાન નિશ્ચિંત હોઇને વિશ્રાંતિમાં રહે છે. વિશ્વાસ્ય એ જે કહે તેને ભગવાન અસંશય અનુમોદન આપે

છે. ભગવાન એમને સ્વભુક્ત પ્રસાદ પ્રથમ આપે છે. એમના નામની એક પાંચરાત્ર સંહિતાપણ વર્તે છે. એમાંથી સંપ્રદાયે થોડું તત્ત્વજ્ઞાન લીધું છે. એમ હોવાથી એમને ગુરુપરંપરામાં પણ ત્રીજા નંબરે લીધા છે. નારાયણ કવચમાં–"વિશ્વક્સેન પોતાના નામોથી સર્વ કષ્ટોથકી મારી રક્ષા કરો" આ રીતે પ્રાર્થના પ્રસંગે નિર્દેશ્યું છે. આ સંપ્રદાયમાં જેવું મહામહત્ત્વ અક્ષર પુરુષને અપાયું છે એવું જ કે અધિક એમને અપાયું છે. એક જ હશે એવી સંભાવના થઇ શકે. નામભેદ કે રૂપભેદ માની શકાય એવી શકયતા છે. જેવા વિશ્વક્સેન છે એવાજ મહાસમર્થ અનાદિ મહામુક્તો શેષ ગરુડ છે. શેષજી તો સહસ્રફણાઓ પૈકી એક ફણા ઉપર આ આખા ભૂગોળને ધારી રહ્યા છે અને ક્ષીર સાગરમાં કાયમ વિશાળ શય્યારૂપ બનેલા તેમની ઉપર ભગવાન સુવે છે અને વિશ્રાંતિને લે છે. લક્ષ્મીજી ચરણ ચાંપે છે. એમને અનંત નામથી પણ નિર્દેશ્યા છે. તે ભગવાનનું સદા યશોગાન કર્યા કરે છે. વેદાત્મા ગરુડતો વાહન ધ્વજાદિ બહુ રૂપો ધરીને સેવામાં સદા તત્પર રહે છે. દાસ સખાપણે પણ રહે છે. વિષ્ણુ મંદિરમાં ભગવાનની સામે તેમની સ્થાપના આવશ્યકી જણાવી છે. આ બન્નેના ગુણ ઐશ્વર્યો ભગવાન તુલ્ય મહાગ્રંથોમાં ગાયાં છે. નારાયણકવચમાં તેમના નામનો નિર્દેશ કરીને તેમના થકી પણ રક્ષણની પ્રાર્થના કરવાની કહી છે. આ ત્રણનું પ્રાધાન્ય શાસ્ત્રોમાં બહુધા વર્ણવ્યું છે. શેષ અને ગરુડજીનું ઐશ્વર્યવર્ણન સંપ્રદાય પ્રબન્ધોમાં અનુસ્યૂત છે.

આ પ્રવર પાર્ષદોનું સાન્નિધ્ય કેવળ વૈકુંઠમાં છે એમ નથી. અક્ષરધામસ્થ ઉપાસ્ય ઇષ્ટદેવનું સ્વરૂપ નિરૂપતાં 'श्रीदामविश्वक्सेनाद्यैः पार्षदैर्दिव्यविग्रहैः' (સ. પ્ર. ૩ અ. ૨૯) આ રીતે શ્રીદામા સાથે વિશ્વક્સેનને નિર્દેશ્યા છે. રાધારમાદિ શક્તિઓનો પણ નિર્દેશ છે. પંચાલામાં શ્રીહરિએ દિવ્ય મુરલીધર શ્રીકૃષ્ણરૂપે સાધુઓને દર્શન દીધાં છે તે પ્રકૃષ્ટ પ્રસંગે 'श्रीदामविश्वक्सेनाद्यैः...सेवितं' એવુંજ વર્ણન છે પ્ર. ૨. અ. ૪૪ માં 'મહાવૈકુંઠ લોકમાં મહાલક્ષ્મી અને વિશ્વક્સેન આદિક પાર્ષદોએ સેવેલા ભૂમાપુરુષને જોયા' એવું વર્ણન છે. મહાવૈકુંઠ શબ્દનો અર્થ 'અવ્યાકૃત' એવો કર્યો છે. આ ધામમાં પણ મહાલક્ષ્મી અને વિશ્વક્સેન પાર્ષદની સન્નિધિ છે. વચ. વર. ૨ 'પછી વાસુદેવ ભગવાને પંચરાત્ર નામે તંત્ર કર્યું. તેને વિષે એમ પ્રતિપાદન કર્યું જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ છે તે પોતાના અક્ષર ધામને વિષે સદા દિવ્ય સાકાર મૂર્તિમાન્ રહ્યા છે અને તેજ ભગવાન શ્વેતદ્વીપ-વાસી અનંત નિરન્નમુક્ત તેમને પાંચ વખત પોતાનું દર્શન આપે છે. તથા વૈકુંઠ લોકને વિષે તેજ ભગવાન્ ચતુર્ભુજમૂર્તિથકા લક્ષ્મીએ સહિત છે ને તે શંખ ચક્ર ગદા પદ્મને ધરી રહ્યા છે તથા વિષ્વક્સેનાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે અને એજ ભગવાન્ પૂજવા યોગ્ય ભજવા યોગ્ય ને પામવા યોગ્ય છે અને તેજ ભગવાન્ રામકૃષ્ણાદિક અવતાર ધારણ કરે છે અને વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધ એ ચતુર્વ્યૂહરૂપે વર્તે છે" આમાં અક્ષર ધામમાં કોઈ પાર્ષદ કે લક્ષ્મીનું નામ લીધું નથી. વૈકુંઠમાં લક્ષ્મી અને વિશ્વક્સેનને લીધા છે. ધામોને અને પાર્ષદોને પૃથક્ કહીને પણ ધામીને તો એનાએજ કહીને અભેદતાને નિરૂપે છે. ભગવાન્ જુદા નથી એ મુદ્દો જણાવ્યો છે. વચ. ઉપો. માં ગોલોકાંતવર્તિ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણને વર્ણવતાં " અને મધુરે સ્વરે કરીને વેણુને બજાડે છે અને રાધિકા ને લક્ષ્મીજી તેમણે પૂજ્યા છે તથા નંદ સુનંદ ને શ્રીદામાદિક જે અસંખ્ય પાર્ષદ તેમણે સેવ્યા છે" અહીં શ્રીદામાદિક સાથે નંદ સુનંદને પણ મુકયા છે "અને કેટલાકને તો વૈકુંઠ લોકને વિષે લક્ષ્મી ને નંદ સુનંદાદિક પાર્ષદે સહિત વિષ્ણુરૂપે દર્શન દેતા હવા" આમાં નંદ સુનંદ લક્ષ્મીજીને લીધાં છે ત્યારે મુખ્ય પાર્ષદ વિશ્વક્સેનને લીધા નથી. નંદ સુનંદને અક્ષરમાં અને વૈકુંઠમાં પણ લીધા છે. વર. ૧૮ માં " માયાના તમ થકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ ( પરોક્ષ ) રહ્યા છે...તે રાધિકા ને લક્ષ્મીજીએ સહિત છે ને નંદ સુનંદ ને શ્રીદામાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે" આ રીતે અક્ષરમાં શ્રીદામાદિક સાથે નંદ સુનંદને પણ લીધા છે. સંપ્રદાયના મૂળ ગ્રંથ તરીકે માનેલા વા. મા. માં ગોલોકાંતવર્તિ અક્ષરધામમાં 'नन्दसुनन्दमुख्यैः...श्रीदाममुख्यैश्च गोपवेषैः... उपास्यमानं गरुडेन चाग्रतः...नन्दताक्ष्यादिभिर्जुष्टं पार्षदैश्च चतुर्भुजैः" આ રીતે અહીં તો નંદ સુનંદ ગરુડ શ્રીદામ આદિકને લીધા છે. પાર્ષદોને ચતુર્ભુજપણે પણ વર્ણવ્યા છે. પ્રેમાનંદમુનિ "વહાલો દ્વિભુજ ચતુર્ભુજ શ્રીહરિ રે, સદા સેવિત નંદ સુનંદ" એમ શ્રીકૃષ્ણશ્રીહરિને નંદ સુનંદ પાર્ષદ સેવિતપણે વર્ણવે છે. આવું

સાહિત્ય સંપ્રદાય પ્રબન્ધોમાં પુષ્કળ પડ્યું છે. ઉપરનાં સુવાક્યોનો પૂર્વાપરના અનુસંધાનથી પૂર્વ ગ્રહને પડ્યો મુકીને જરા શાંતિથી સુવિચારવામાં આવે તો બન્ને મતો વચ્ચે લક્ષ્મી અને નંદ અને વિશ્વક્સેન પાર્ષદથી કશો ઉપાસ્ય ભેદ પડતો નથી. જે લક્ષ્મી નંદ સુનંદ વિશ્વક્સેનનું સાનિધ્ય વૈકુંઠ ભગવાન સાથે માને છે એનાં એજ લક્ષ્મીજી અને નંદ સુનંદ વિશ્વક્સેનને ગોલોકમધ્યવર્તી અક્ષરધામમાં પણ કયાં નથી વર્ણવ્યાં ? એક બદરીકાશ્રમ સિવાયનાં જે જે અક્ષરાદિ ધામો વર્ણવ્યાં છે તે સર્વેમાં શ્રીનું સાનિધ્ય તો નિત્ય છે. સ. પ્ર. ૨ અ. ૪૪ માં "जय देव जय देव" આ એક નીરાજન પદ છે તેને વાંચી વિચારી જુવો. બીજે પણ બહુ સ્થળે એવું વર્ણન બહુધા છે. રામાનુજ સંપ્રદાયે જે જે માન્યું છે તે સઘળું આ સંપ્રદાયે પણ સારી રીતે અવિરોધથી સ્વીકાર્યું છે. રામાનુજની તો શું ? પણ ઉ. સંપ્રદાયની ઉપાસનામાં પણ એનાએજ નામાંકિત નિત્ય પાર્ષદો અને મુક્તમાતા મહાલક્ષ્મીજીને લીધા વિના રહ્યા નથી. આ સઘળું નિત્ય મુક્તમંડળ પ્રથમ ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ સાથે વર્ણવીને પર્યવસાન તો ભગવાન શ્રીહરિમાં લાવી મેળવ્યું છે. એમણે દિવ્ય રૂપના દર્શનમાં એ બધું બતાવેલું ગ્રંથસ્થ છે. એટલે જરા જેટલી પણ જુદાઈ જલ્પાય એવી સ્થિતિ નથી. આગ્રહવશાત્ સર્વ ધામોમાં વિરાજમાન લક્ષ્મીજી અને તેમના મુખ્ય પાર્ષદ નંદ સુનંદ ગરુડ વિશ્વક્સેન શેષ વિગેરેને અમાન્ય કરવા જશો પણ બીજા રાધિકાજી અને તેમના ગોપવેષધારી શ્રીદામાદિકને માન્યા વિના છુટકો નથી. આ બાબતનો તત્ત્વસિદ્ધાંતે કશો ખાસ ઉપયોગ નથી.

ઉપરનું અવર્જનીય વર્ણન જોતાં કશા ચોકસ નિર્ણય ઉપર આવવું અશકય બને છે. તો આ રીતે સમજવું ઘટે. મુક્તભેદથી ધામભેદ માનવો અને ધામભેદથી ભગવદ્ભેદ માનવો એતો યોગ્ય નથી. પરસ્પર અનેક વિરોધો અનિવાર્ય આવે. જેમનો યોગ ગોલોક મધ્યવર્તિ અક્ષરધામમાં વર્ણવ્યો છે તેમનો જ યોગ પર વૈકુંઠ શ્વેતદ્વીપાદિ ધામોને વિષે પણ નામનિર્દેશ સાથે અનુવર્ણવ્યો છે. તો વર–૨ વિગેરેમાં કહ્યા મુજબ જેમ મૂળ અક્ષરધામી ભગવાન્ વ્યૂહ અવતારાદિ અન્ય રૂપથી વૈકુંઠ શ્વેતદ્વીપાદિકમાં રહ્યા છે તેમ રાધાજી લક્ષ્મીજી અન્ય રૂપથી રહ્યાં છે, તેમ નામધારી નિત્ય મુક્તો પણ અન્ય રૂપથી રહ્યા છે. એમજ માનવું અનિવાર્ય છે. તોજ સમન્વય સંગત થાય. મુક્તોને પણ અનેક રૂપો ધારવાનું ઐશ્વર્ય 'स एकधा भवति त्रिधा भवति' આ શ્રુતિમાં કહ્યું છે. 'शरीरभेदैस्तव शेषतां गतैः' આ સ્તોત્ર રત્નમાં ગરુડ શેષ વિશ્વક્સેન આદિકના નાનાવિધ રૂપો ભગવત્સેવાર્થે સ્વીકારેલાં વર્ણવ્યાં છે. અક્ષરધામમાંથી શ્રી વાસુદેવની સેવાર્થે શ્વેતદ્વીપમાં મુક્તો આવી રહ્યા છે તે પ્રલય થતાં પાછા જાય છે. એમ વા. મા. માં કહ્યું છે શ્રીહરિને અંતર્ધાન સમયે તેડવા માટે શ્રીદામાદિક પાર્ષદો અક્ષરધામ થકી આવ્યા હતા. એમ સ. જી. કહે છે. એમનોજ યોગ બીજાં ધામોમાં પણ વર્ણવ્યો છે. લક્ષ્મીજી અને પાર્ષદોની સેળભેળ વર્ણવી છે તે આ રીતે સમન્વિત સમાધેય થઈ શકે છે. જુદું જુદું જલ્પન જરા જેટલું પણ બંધ બેસતું આવે તેમ નથી. આ સૂક્ષ્મ દૃષ્ટિએ સુવિચારીએ તો શંકાને સ્થાન રહેશે નહિ. હવે 'સુષ્ઠુ સમજાશે કે આ વિષયમાં બન્ને મતો વચ્ચે ઉપાસનમાં સેવક ભેદથી ભેદ નથી. અને તેથી કનિષ્ઠતા શ્રેષ્ઠતા નથી. 'अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा' આટલું શ્રીમુખનું સુવાક્ય સુવિચારમાં સદા રાખે તો બસ છે. અતિવાદ કરતાં ભગવદ-પરાધો ન થાય તે તરફ જરા દૃષ્ટિ રાખવી ઘટે છે. આ રીતે સતી સમાલોચના છે.

"(૭) **વૈકુંઠ એ એમનું પરમ ધામ છે"** એમ ધામથી જુદાઈ જણાવીને ધામાધિપતિ શ્રીનારાયણ અને તેમને ઉપાસ્ય ઇષ્ટદેવપણે ભજનારાઓની પણ હલકાઈ જણાવવાનો દુરાશય દેખાડે છે. જેથી કાંઈ સત્ય કહેવું પડે છે. વૈકુંઠને પરમ કહે છે તે અંતરમાં ખુબ ખુંચ્યું જણાય છે. જ્યારે રામાનુજનો વિશિષ્ટાદ્વૈત મત સ્વમત તરીકે સ્વીકાર્યો છે અને તેમણે રચેલા શ્રીભાષ્ય ગીતાભાષ્યને પોતાના અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યા છે અને ગુરુપરંપરામાં પ્રાચાર્ય તરીકે વર્યા છે અને રામાનુજાચાર્યાભિમત પુરુષોત્તમને ઉપાસ્યપણે સંમાન્યા છે, તો પછી આવી અનિચ્છનીય અવળાઈ એમની સાથે શોભિત ઘટિત નથી. અને કશા લાભ માટે પણ નથી.

રામાનુજવાળા વૈકુંઠને પરમ અપુનરાવૃત્તિ માને છે તે 'वैकुण्ठे तु परे लोके श्रिया सार्धं जगत्पतिः। आस्ते' 'भक्त्या परमया चैव प्रपत्त्या च महामुने। प्राप्यं वैकुण्ठमासाद्य न निवर्तन्ति तेऽव्ययाः (वि. सं.) 'लोकं विकुण्ठ-

मुपनेष्यति गोकुलं स्म ' ઇત્યાદિ બહુ પ્રમાણોને આધારે માને છે. જેમ 'न क्षरतीति अक्षरं' એમ અક્ષર શબ્દનો અર્થ કરાય છે તેમ 'विगतः कुण्ठः ज्ञानादिप्रसरणरोधो यत्र स लोको विकुण्ठः' એવો અર્થ કરીને તેને આત્યંતિક મુક્તિસ્થાન તરીકે વ્યપદેશે છે. અથવા વિકુંઠશબ્દવાચ્ય ભગવાન અને વિકુંઠ એવા નિત્ય મુક્તોના નિવાસસ્થાન તરીકે હોવાથી વૈકુંઠ નામથી પણ નિર્દેશાય. ગોલોક શબ્દનો પણ "નિરતિશય દીપ્તિયુક્ત એવો લોક તે ગોલોક" એવો અર્થ કરીને નિત્ય ધામપર લીધો છે. એટલે વૈકુંઠ અવર નહિ પણ પરમ ધામ છે. 'तदक्षरे परमे व्योमन्' 'तद्विष्णोः परमं पदम्' ઇત્યાદિ શ્રુતિસ્મૃતિના આધારથી રામાનુજાચાર્ય પણ વૈકુંઠને જ 'अक्षरपरमव्योमनिलयः' 'चिद्व्योमनिलयः' 'परमखपदः' 'परमपदं' ઇત્યાદિ નામથી નિર્દેશે છે. ક્વચિત્ દિવ્યપ્રકૃતિ નામની નિત્યવિભૂતિ અને ક્વચિત્ તદન્તર્વર્તિ ભગવદ્ભવનાદિ નામથી પણ કહે છે.

આ સંપ્રદાયમાં દિવ્યાકાર પરમાત્માના નિવાસભૂત મુક્તપ્રાપ્ય ધામને ગોલોક નામથી તો કોઇ સ્થળે અક્ષર તો કોઇ સ્થળે ગોલોકાંતર્વર્તિ અક્ષર તો કોઇ સ્થળે બ્રહ્મપુર વૈકુંઠ પરમપદ આદિક અનેક નામથી કહે છે. એની એકાર્થતા અનિવાર્ય છે. સ. પ્ર. ૩ અ-૪૧ માં આખું વર્ણન સવિસ્તર છે. જેનો આધાર શ્રીકૃષ્ણ જન્મખંડ અને વાસુદેવમાહાત્મ્ય છે. તેમાં આ ધામ શાસ્ત્ર બહાર કોઇનું ખાનગી નથી એમ જણાવવા ઉપનિષદો પુરાણો વિગેરે એ વર્ણવ્યું છે તેને હું સંક્ષેપમાં કહું છું એમ પ્રથમ પ્રતિજ્ઞા કરીને કહે છે. ગોલોક મધ્યવર્તિ અક્ષર ધામને વર્ણવતાં "प्रोक्तं नामान्तरेण च' આ મૂળ વાક્યની વ્યાખ્યા 'वैकुण्ठगोलोकादिनाम्ना' એમ કરી છે. એટલે ગોલોક અક્ષર વૈકુંઠને પર્યાય તરીકે પ્રતિપાદે છે. કશો ભેદ જણાવતા નથી. શિક્ષાપત્રી ટીકામાં બહુ નામોથી ધામને સપ્રમાણ વર્ણવતાં 'एतदेव धाम वैकुण्ठशब्देनाप्युक्तम्' એમ વૈકુંઠ ગોલોક અક્ષર પરમપદ વિગેરેની એકાર્થતા પ્રતિપાદી છે. લોયા ૧૪ માં રામાનુજનો મત કહેતાં "પોતાના અક્ષરધામમાં સદા દિવ્યાકાર રહે છે' એમ અભિમત વૈકુંઠને અક્ષર શબ્દથી શ્રીમુખે કહે છે.

સ. પ્ર. ૧ અ-૧૪ માં 'ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि' આમાં બ્રહ્મતેજ શબ્દનો અર્થ તેજોમય અક્ષરધામ' એવો કરીને તેના અધિપતિ તરીકે લક્ષ્મીનારાયણને કહ્યા છે. 'लोकं विकुण्ठमुपनेष्यति गोकुलंस्मः' આ શ્લોકની ગોપાલાનંદ મુનિકૃત ટીકામાં 'विगतः कुण्ठः-कालमायाजन्यो रौधो यस्मात् तस्मिन् अक्षरधामाभिधे लोंके ब्रह्मपुरे' એવો વૈકુંઠ શબ્દનો અવયવાર્થ કરીને પણ અક્ષરપર અર્થ ઘટાવ્યો છે. બન્ને શબ્દોની એકાર્થતા સાધી છે. કાળમાયાનો ભય નથી એમ જણાવીને વૈકુંઠને અપુનરાવૃત્તિ સ્થાન જણાવ્યું છે. ભાગ સ્કંધ ૧૧ અ. ૧ માં 'स्वं पदं' આ પદનું ભક્તરંજની ટીકામાં-'एतत्पदं क्वचिदक्षरधामशब्देन क्वचिद्वैकुण्ठशब्देनाप्य- पर्यायः भिधीयते' એમ વ્યાખ્યાન કરીને બન્નેની પર્યાયતા પ્રતિપાદી છે. ભાગ. સ્કં. ૧૧ અ. ૧૧ માં 'स्वं ब्रह्म परमं.. अवतीर्णोऽसि भगवान्' આનું ગો. ટીકામાં- "वैकुण्ठ-गोलोक-अक्षर-परमपद-परमव्योमेत्यादिशब्दै-रुक्तात्स्वब्रह्मपुरस्थानात्स्वयमागतोऽसि' આવું વ્યાખ્યાન કર્યું છે. શ્રીકૃષ્ણ ક્યાંથી અવતર્યા હતા? તો પોતાના બ્રહ્મપુરસ્થાન થકી. બ્રહ્મપુર એ શું? તો તે જણાવવા તેનાં વૈકુંઠ ગોલોક અક્ષર પરમપદ પરમ વ્યોમ આદિક પર્યાય શબ્દો જણાવ્યા છે. અહીં તો શ્રીકૃષ્ણના આવિર્ભાવનું સ્થાન ગોલોક અક્ષરને પણ લીધું નથી. બ્રહ્મપુરને મુખ્ય માન્યું જણાય છે. આ સઘળા શબ્દોને પર્યાયવાચી ઠરાવીને તેના નિવાસી જુદા જુદા નહિ પણ એક જ શ્રીકૃષ્ણને સાબીત કર્યા છે. એવો હાર્દ અભિપ્રાય હોવાથી તદભિન્ન શ્રીહરિને પણ 'गोलोकरमणः' 'वैकुण्ठनायकः' 'अक्षरस्थः' 'ब्रह्मक्रीडः' એવાં મંગલ નામોથી નિર્દેશ્યા છે. પ્ર. ૩ અ. ૨૯ 'पुनर्वैकुण्ठलोकेऽसौ' આની ટીકામાં વૈકુંઠ શબ્દનો 'वैकुण्ठापरपर्यायेऽक्षरधामनि' એવો અક્ષરધામ અર્થ કર્યો છે. આવો અર્થ મેળવવાનું કારણ એ છે કે લોયા ૧૮ માં વ્રજના ગોપોને શ્રીકૃષ્ણે અક્ષરધામ બતાવ્યાની વાત કરી છે તે ઘટતી આવે. આ રીતે વિવાદી વૈકુંઠ અક્ષરની નામાન્તરતા સદર્થ સાથે બહુધા વર્ણવી છે. "જેનાં દર્શન દુર્લભ દેવને, જેને નિગમ નેતિ કરી ગાય. તે તો પ્રગટ થયા સુખ આપવા, વ્રજજીવન વૈકુંઠરાય" (બ્રહ્માનંદ) એમ શ્રીહરિને વ્રજજીવન વૈકુંઠરાય તરીકે એક સાથે વર્ણવ્યા છે. "શ્રી લક્ષ્મીનારાયણ ઉપાસી, કમલાવર સુખરાશી, એક શ્રી વૈકુંઠવાસી" એમ પ્રેમાનંદ મુનિ ગાય છે. સ. પ્ર. ૨ અ. ૪૪ માં મહાવૈકુંઠ શબ્દ આવ્યો છે. તેનું 'અવ્યાકૃત ધામ' એવો અર્થ કર્યો છે. પ્ર. ૩. અ.

૨૯ માં અવ્યાકૃતનેજ 'પ્રકૃતિપર બ્રહ્મધામ' શબ્દથી કહ્યું છે. [વચ. પ્ર. ૬૬ માં "તેજ:પુંજને વિષે પ્રવેશ કરીને ભૂમા પુરુષ પાસેથી બ્રાહ્મણના પુત્રને લઈ આવ્યા" એવા શબ્દો છે. આ શબ્દોના અર્થો હ. વા. સુ.ની ટીકામાં તેજ:પુંજ શબ્દનો "જ્યોતિર્મય અક્ષરબ્રહ્મધામ" અને બ્રહ્મ શબ્દનો "અક્ષર બ્રહ્મધામ" અને 'ભૂમા' શબ્દનો અર્થ પણ 'અપરિચ્છિન્ન સુખસ્વરૂપ' એવો શ્રીહરિ પર ઘટાવ્યો છે.] આ બધી કથા અને શબ્દો મેળવીએ તો મહાવૈકુંઠ કે અવ્યાકૃતધામ કે બ્રહ્મધામ કે અક્ષરધામ એ બધા શબ્દો એકાર્થ બની જાય છે. અર્થભેદ રહેતો નથી. જ્યારે ધામી ભગવાન્ અને લક્ષ્મીજી રાધાજી પત્નીઓ અને ગરુડાદિ પાર્ષદો અને બીજી વિભૂતિઓ એકજ રૂપની આવે છે તો ધામભેદમાં કશો અર્થ રહેતો નથી. વળી અપુનરાવૃત્તિ અપ્રાકૃત અવિનાશી અવિકારી અનાદિ માયાતીત સનાતન દિવ્ય વિગેરે વિશેષણો ત્રણેયને સામાન્યતઃ અપાય છે. કોઇ એવું ભેદક વ્યાવર્તક અસાધારણ વિશેષણ નહિ હોવાથી ત્રણેયની એકાર્થતા અકામે પણ અવશ્ય અંગીકાર કરવી પડે. વળી ઘણે સ્થળે ગોલોકાદિ શબ્દોને આગળ ધરીને તેમાં રહેલાઓનું વર્ણન આપતાં રાધા લક્ષ્મી પત્નીઓ અને નંદ સુનંદ, વિશ્વક્સેન ગરુડ શ્રીદામાદિક પાર્ષદો અને તે સર્વેના સ્વામી પરમાત્મા એના એજને વર્ણવે છે. આ જોતાં આ ઉપરથી પણ ખરી રીતે જુદી ધામવ્યક્તિઓ નિરાળી નહિ પણ એકજ હોવી જોઇએ.

અથવા ભલે અપ્રાકૃત ભુવનો અનેક હોય પરંતુ સર્વત્ર એકજ ભગવાન્ સર્વત્ર સર્વેશ્વર પુરુષોત્તમ-નારાયણ શ્રીકૃષ્ણ સર્વ ધામાધિપતિ, રાધાલક્ષ્મી આદિક મહિલાઓ અને નંદ સુનંદ ગરુડ વિશ્વક્સેન વિગેરે પાર્ષદોએ પરિચર્યા કરાતા, ઐચ્છિક ભુજાદિકના વિકલ્પવાળા, નિત્યમુક્તોને તેમની રુચિને અનુસારે આનંદ આપતા એકજ વિરાજે છે. ધામીનું એકત્વ પણ સંપ્રદાયગ્રંથોમાં 'चतुर्भुजं चाष्टभुजं स सहस्रभुजं तथा। धामान्तरेषु रूपं स्वं धृत्वाऽऽस्ते च पृथक्पृथक्' 'गोलोकवैकुण्ठवृहत्पुरश्वेतादिधामपः' આ રીતે જણાવ્યું છે. જેમ એકજ સ્થાનમાં રૂપભેદ છતાં ધર્મિભેદ નથી. એમ સ્થાનભેદ છતાં પણ ધર્મિભેદ નથી. જેમ સૌભરી મહર્ષિ પચાસરૂપે થઇને જુદા જુદા સ્થાનમાં અને જુદી જુદી પત્નીઓ સાથે રહ્યા હતા પણ પોતે એક જ હતા. સ. પ્ર. ૧ અ. ૩૬ માં "गोलोके सोऽक्षरे धाम्नि वैकुण्ठे वापि भक्तराट्। कृष्णस्य वर्ततेऽखण्डं सेवायां सर्ववन्दितः" આમાં ત્રણ ધામો શબ્દથી લીધાં છે. તેમાં ગોલોકને એક દેશ તરીકે લઇને તેમાં અક્ષર નામનું ધામ લઇને એને વૈકુંઠ અપર નામથી લઇને ત્રણેયની એકાર્થમાં સંગતિ કરી છે. પામનારો ભક્ત એકજ છે અને પમાડનારા શ્રીકૃષ્ણ એક જ છે અને કૃષ્ણસેવારૂપ ફળ પણ એકજ છે. સેવા પ્રાપ્ત સુખને "અનંત અક્ષય દિવ્ય" એવાં વિશેષણોથી વધાવ્યું છે. આ બધું જો એકજ પ્રાપ્ય ધામ લઇએ તોજ ઘટતું આવે. નહિ તો બહુ વિરોધ અસમાધેય આવે. આ પ્રકારે ટીકામાં અર્થ ઘટાવ્યો છે. ગોલોક કે અક્ષર કે વૈકુંઠને આગળ ધરે છે પણ ધામી તો એકજ લક્ષ્મીપતિ રાધિકાપતિને નક્કી કરે છે અને ઉપસંહારમાં એજ શ્રીહરિ છે એમ પણ કહે છે. આવી સેળભેળનો સુખદ ઉકેલ તો આવી સમાધાન વૃત્તિ સંગતિ સમન્વયથી થાય પણ એકલા નિકંદન કરવાથી ન થાય. એમાં પરસ્પર વિરોધનો અવધિ ન રહે અને કશું સિદ્ધ થાય નહિ. એમ કરવાથી રામાનુજ મતની કનિષ્ઠતા થવાની નથી અને ઉ. મતની શ્રેષ્ઠતા આવી જવાની નથી. મુધા મથામણ છે. આ ઉપર્યુક્ત વિશદ શાસ્ત્રીય સોપપત્તિક વિવેચન વિચારથી વિભાગથી સુવિચારવામાં આવે તો રામાનુજની અને ઉ. સંપ્રદાયની ધામવિષયની માન્યતામાં કશો ફરક આવતો નથી. બીજા પરાયા ભલે જુદુ જુદુ માને પણ આ સંપ્રદાયે એમ માની શકાય એવી બીલકુલ સ્થિતિ નથી. મુક્તાનંદમુનિકૃત નાનો ગ્રંથ હીંદી "વૈકુંઠ ધામ દર્શન" વાંચો. લક્ષ્મીનારાયણને મુખ્ય માન્યા હોવાથી એમના મુખ્ય ધામ વૈકુંઠને માન્યા વિના છુટકો નથી. આતો શ્રીજીમાન્ય ઉપર્યુક્ત બધી બાબતને સાવ ઉતારી જુદી પાડવાની પ્રખર પ્રવૃત્તિ જાહેરમાં જણાવી, જેથી આટલું ઉચિત ઉપયોગી વિવેચનથી કહેવાની મહેનત લેવી પડી છે. અધુરૂ અને અવળું જ્ઞાન અહિતકર છે તે આનું નામ. આ રીતે વૈકુંઠ ધામની અકુંઠ પર્યાલોચના પરિપૂર્ણ થઈ.

"(૮) મુક્તિ એ પંચભૂતાત્મક દેહના પતન પછીજ પ્રાપ્ત થતી સ્થિતિ છે, છતે દેહે મુક્તિ શક્ય નથી" આ જે બાબત છે તે રામાનુજની શાસ્ત્રીય શુદ્ધ સત્ય સંપ્રદાયોપયોગી સમજણ છે તેમાં ખોટી રીતે મોટો દોષ દર્શાવીને, 'એ જીવનમુક્તિ ઉ. સંપ્રદાયમાન્ય છે' એમ મહાગુણ મનાવીને બન્ને મતો વચ્ચે નીચ ઉચ્ચ

ભેદ જાહેરમાં જણાવાની અજ્ઞપ્રવૃત્તિ છે. આતો અત્યંત અવળી વાત છે. જે માનવાનું છે તેને માનતા નથી અને ન માનવાનું છે તેને મનાવવા મથે છે. રામાનુજે જેનું ખૂબ ખંડન કર્યું છે તેનું મંડન કરાય છે અને જેનું મંડન કર્યું છે તેનું ખંડન ઉઘાડું કરાય છે. વિપરીત ભાવની કંઈક હદ હોવી જોઈએ. છતે દેહે મુક્તિ માનવાની બાબત રા. સંપ્રદાયમાં તો નહિજ પણ બીજા વૈષ્ણવ સંપ્રદાયોમાં પણ આ માન્યતા નથી. રામાનુજીય તત્ત્વ પ્રક્રિયાને માનનારા ઉ. સંપ્રદાયમાં તો હોયજ નહિ અને નજ હોવી જોઇએ. આ વિપરીત ભાવના આ નિરાળા જ્ઞાની મંડળમાં કયા ગુરુથકી પ્રવેશવા પામી હશે એ જાણવા જેવી બાબત છે. છેક છેતરાયા છે. સાચા તત્ત્વજ્ઞાનના ઉપકારી રામાનુજને જે તે તત્ત્વ બાબતમાં ખોટી રીતે દોષારોપણ કરવું એ દ્વેષી રોષીનું કામ કેમ ન કહેવાય ? ઉ. સંપ્રદાયમાં આ અદ્વૈતમાન્ય મુક્તિનો ઉઘાડે છોગે પેપરદ્વારા પ્રચાર થાય એ ઇચ્છનીય નથી. અતિ અનુશોચનીય છે. આનું સમાલોચન ૧૦ પેરાના વિવેચનના પ્રથમ ભાગમાંજ સવિસ્તર આવી ગયું છે. જેથી ફરીથી કરવાની જરૂર નથી.

(૯) 'પ્રપત્તિ ( શરણાગતિ ) એજ મુખ્ય સાધન છે, પ્રપતિમાં બે રીતે છે' એમ આરંભીને 'મર્કટ ન્યાય અને માર્જાર ન્યાય' એવાં બે નિહીન દષ્ટાંત આપીને મનસ્વી વિવેચન કર્યું છે. આ પ્રકરણ રામાનુજની માન્યતામાં દોષારોપણ કરવાનું પ્રખર ચાલે છે. કેવી રીતે કેવો દોષ છે તે તો સ્પષ્ટ કહેતા નથી. પોતે શરણાગતિનું સ્વરૂપ નિરૂપણ લેશ કરતા નથી. પ્રથમ તો તે કરવું જોઇતું હતું. સેવા મંડળમાં ઉપયોગી તો થાત. દોષ કહેવો હોય તો તેના મંતવ્યનો અનુવાદ કરવો જોઇએ એ રીત છે. આચાર્યોમાં જો કોઇએ 'मामेकं शरणं व्रज' 'मामेव ये प्रपद्यन्ते' આ ગીતા શ્લોકોને લઇને શરણાગતિનું ખરૂ સ્વરૂપ નિરૂપ્યું હોય તો તે પ્રથમ છે. શરણાગતિ ગદ્યમાં એ સવિસ્તર છે. બીજા ગ્રંથોમાં પણ બહુ છે. એની એજ પ્રવર પદ્ધતિએ સંપ્રદાયના પ્રબન્ધોમાં એના એજ શ્લોકોને અને વિવરણોને લઇને અન્યૂન વર્ણવ્યું છે કંઇક વિશેષ કહ્યું હશે. જો કાંઇ રામાનુજને દોષ દેવા જશો તો એ એ દોષ પોતાને શિરે પણ અવશ્ય આવશેજ. શરણાગતિ વિષયનાં રામાનુજીય વિવેચનો પ્રથમ વાંચો અને પછી 'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि' (પ્ર. ૪ અ. ૫૦) આ શરણ વરણ મંત્રની વ્યાખ્યા વાંચો. પછી શિક્ષાપત્રી શ્લોક ૧૨૧ નું ભાષ્ય વાંચો. વળી સંપ્રદાયમાન્ય 'श्रीकृष्ण त्वं गतिर्मम' 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' આ દીક્ષા મંત્રાર્થને સમજો. એના એજ ગીતાના શ્લોકોનો અનેકવાર આધાર લઇને શરણાગતિનું આખું ચિત્ર વચનામૃતમાં વિશેષતઃ આંકયું છે. પ્ર. ૩૩ પ્ર. ૩૭ લોયા ૧૩ મધ્ય ૯ મધ્ય ૬૬ વર. ૫ અંત્ય ૧૩-૧૪-૨૫ ઇત્યાદિકને પૂર્વાપરનું અનુસંધાન રાખીને સમજપૂર્વક વાંચો અને રામાનુજીય માન્યતા સાથે અક્ષરશઃ મેળવણી કરો. કાનામાત્ર તફાવત નિકળશે નહિ, જે ન્યાયથી અર્થ કહેવા ઇચ્છયો છે તેતો પ્રપત્તિની પરા કાષ્ઠા પરા ગતિ છે. આમાં નિહીન દષ્ટાંત નહિ આપતાં અર્જુન દ્રૌપદીજી ગજેન્દ્ર વિભીષણ કાક વિગેરેનાં સારાં સિદ્ધાર્થ આપ્યાં હોત તો સંગત સમીચીન હતાં. બે દષ્ટાંતથી જે કહેવા ધાર્યું છે તે એ શરણાગતોની કથાઓમાં સ્પષ્ટ છે. આ વિષયનું વિસ્તારભયથી વિવેચન કરાતું નથી. એજ મોક્ષનું સર્વોત્તમ સાધન છે. એ હવે સમ્યક્ સમજાશે. પ્રપત્તિ એ સર્વોત્તમ સાધન છે, પણ તેમાં સાધન બુદ્ધિ નહિ રાખતાં એક ભગવાન વિષેજ સાધન (ઉપાય) બુદ્ધિ કરવી એજ એનું તત્ત્વ છે. સર્વ સિદ્ધિને કરનારો મુખ્ય ઉપાય સ્વયં ભગવાન છે એ રહસ્ય છે, અસ્તુ. કાંઈ ગુણદષ્ટિ નહિ રાખતાં કેવળ દોષદષ્ટિ રાખવી એ દ્વેષ અસૂયાનું કાર્ય છે. આમાં કોઈ બીજા અવર સામાન્ય નથી પણ ગુરુના ગુરુ પૂજ્ય માન્ય છે. આ નવમા પૃથક્ પેરાથી રામાનુજીય જ્ઞાનમાર્ગમાં અને ઉપાસના રીતિમાં મિથ્યાદોષાપણની જ દુર્વૃત્તિ અસહ્ય જણાયાથી આટલી સમાલોચના કરવાની મહેનત લેવી પડી છે.

## ઉપરના વિષયમાં અવશ્ય જાણવા જેવું

વર્ષ ૨ અંક ૩ 'આજ્ઞા અને ઉપાસના' મથાળાવાળા લેખના આરંભના ઉપોદ્ઘાતમાં પેજ ૪ ઉપર "રામાનુજાચાર્યે જીવ અને ઇશ્વરના સ્વરૂપ અને સંબન્ધનું જે નિરૂપણ કર્યું છે તે મહાપ્રભુને

**રુચિકર અને યોગ્ય** લાગ્યું છે. (વચ.લો ૧૪) વળી **રામાનુજ** તરફ **રુચિ** દાખવવા માટે બીજુ પણ **એક** કારણ હતું કે રામાનુજાચાર્ય મહાપ્રભુના **ગુરુ** રામાનંદ સ્વામીના **દીક્ષા ગુરુ** હતા. આ હકીકતને કારણે મહાપ્રભુએ સંપ્રદાયની ગુરુપરંપરામાં તેમને પહેલું **સ્થાન** આપેલું છે. અને એમની નિરૂપણ પદ્ધતિનો **અંશતઃ સ્વીકાર કરેલો છે.** (સ. પ્ર. ૧ અ. ૧૫-૨૩) પણ **એમણે એ અંશતઃ સ્વીકાર પણ પોતાની રીતે અને શરતે જ કરેલો છે. મુદ્દાની** વાતની વિગતો સંપ્રદાયના **આશ્રિતમાત્રે** અવશ્ય જાણી લેવી જોઇએ" એમ ઉપોદ્‌ઘાત કરીને પછી મનસ્વી વિગતો વિસ્તારથી એમ તેમ વિતથ વિગીત જણાવી છે. આની સમાલોચના સમ્યક્ કરીએ.

મનધાર્યા ગોઠવી મુકેલા એના એ જ શબ્દોને જે તે તત્ત્વ બાબતમાં અફાળ્યા કરે છે, પણ અંશ કયો ? કેટલો ? અને કેવી રીતે ? અને કેવી શરતે ? તેની ચોખવટ ચકાસણીથી કરતા નથી. સંદિગ્ધ દ્વિઅર્થી ફેંકયા કરે છે. એમ કરીને અભિન્ન તત્ત્વજ્ઞાનમાં ભેદ પાડયા કરે છે. વળી આ ઉટાંગ બાબતને બહુ મુદ્દાની ઠરાવીને, તેની વિગતો આશ્રિતમાત્રે જાણી લેવાનીપણ આવશ્યકતા જણાવે છે. જ્યારે રામાનુજનું તત્ત્વજ્ઞાન મહાપ્રભુને રૂચિકર અને યોગ્ય લાગ્યું છે અને ગુરુના ગુરુ તરીકે રામાનુજ રુચિકર થયા છે અને પરંપરામાં તેમને મહાપ્રભુએ **પ્રથમ સ્થાન** આપ્યું છે તો પછી તેમના શિષ્યોએ ઉપાસ્ય ઇષ્ટદેવની માન્યતાને રુચિકર યોગ્ય અવશ્ય માનવી જ જોઇએ. આશ્રિતોનો એ જ ધર્મ છે. ગુરુપરંપરાગત સદુપદેશને સંપ્રદાય કહે છે.

જીવ ઇશ્વરના સ્વરૂપનિરૂપણ પદ્ધતિના અંશતઃ સ્વીકારમાં સ. પ્ર. ૧ અ. ૧૫ શ્લો. ૨૩ નો પુરાવો આપે છે તેની પોલમ પોલની પરીક્ષા હવે કરીએ—એ શ્લોકનો અર્થ છે તેને ટાંકીને જે વિરુદ્ધ અર્થ કર્યો છે અને વિકૃત રજુઆત કરી છે તે આશ્રિતમાત્ર અવશ્ય જાતે જુઓ. "રામાનંદ મુનિએ જીવ ઇશ્વર અને માયાના સ્વરૂપનો નિર્ણય તો રામાનુજાચાર્યે કરેલા જે ગ્રંથો શ્રીભાષ્યાદિક તેમાં કહેલાનેજ બહુધા પ્રતિપાદન કર્યો" એટલીજ ચોખ્ખી વાત છે. એમાં 'અંશતઃ કે પોતાની રીતે કે શરતે' એવું કાંઈ જણાવ્યું નથી. ઉટાંગ હાંકયું જણાય છે. વળી એજ રામાનંદસ્વામી ધર્મદેવને ઉપદેશે છે કે—"જીવ ઇશ્વર અને માયાનું સ્વરૂપ તત્વતઃ જાણવા માટે તમારે રામાનુજે કરેલા શ્રીભાષ્યાદિ ગ્રંથો આદરથી ભણવા અને ભણાવવા, કારણ કે-જ્ઞાનાંશ નિર્ણયમાં જેવું રામાનુજનું નૈપુણ્ય છે તેવું બીજા આચાર્યોનું નથી જ એથી એમણે કરેલા ગ્રંથો મને સંમત છે" (પ્ર. ૧ અ. ૧૬ શ્લો. ૪૮-૪૯) આ રીતે ધર્મને ઉપદેશ આપ્યો છે. "ઘેર ગએલા ધર્મદેવે ગુરુ રામાનંદજીની આજ્ઞા હોવાથી રામાનુજકૃત ગીતાભાષ્યાદિકને આદરથી પોતે ભણ્યા અને શિષ્યોને ભણાવ્યા" (શ્લો. ૫૫) આવી વાત છે. આ નિર્મળ વાત રામાનંદ અને ધર્મદેવ વચ્ચે ગુરુ-શિષ્યભાવે થએલી છે. તત્ત્વત્રયનું તત્ત્વતઃ જ્ઞાન મેળવવા માટે રામાનુજ ગ્રંથોને જ ભણવા ભણાવવાનું કહે છે અને તેમાં જ્ઞાનાંશ નિર્ણયમાં એમના નૈપુણ્યને કારણ તરીકે કહે છે. આમાં એકેયે અંશતઃ કે પોતાની રીતે કે શરતે સ્વીકારવાનો ગંધમાત્ર પણ કાઢયો નથી. સંપ્રદાયના અત્યાર સુધીના ઇતિહાસમાં ઘણા વિદ્વાનો વિવેચકો વિલેખકો થઈ ગયા છે અને મુખ્ય ગ્રંથોને વાંચી વિચારી ગયા છે પરંતુ કોઇએ આવો વિચિત્ર અર્થ કે વિકૃત રજુઆત અદ્યાપિ કરી જાણી સાંભળી નથી. આ બાબત કોર્ટોમાં પણ ચર્ચાઈ છે તેમાં પણ કોઇએ આવી ચર્ચા કરી જાણી નથી. "કેટલાક લોકો વિચિત્ર અર્થો કરે છે અને વિકૃત રજુઆત કરે છે." એમ બીજાઓને અપવદે છે પરંતુ પોતાને તો તેની ખબર જ નથી. પરોપદેશે પાંડિત્ય છે. સર્વધર્મસમન્વય સાધવાની અને સર્વમાંથી સારગ્રહણ કરવાની અને કોઇ ધર્મનું ખંડન નહિ કરવાની વકીલાતો થાય છે પણ વર્તનમાં તો શૂન્ય છે. ઉપરની સઘળી સમાલોચનાઓ સુવાંચીને અને સુવિચારીને ફાઇનલ નિર્ણય લેવામાં આવે તો અંશતઃ કે અમુક રીતે કે શરતે નહિ પણ સર્વાંશે સર્વ રીતે સપ્રતિજ્ઞ રામાનુજીય તત્ત્વજ્ઞાનનો સ્વીકાર ચોખ્ખો દિવા જેવો કરવામાં આવે છે એ સેવામંડળ-વાળાને સમ્યક્ સમજાશે.

---

અત્યાર સુધી તો સઘળું **સમુદ્રમથન** ઇતસ્તતઃ કર્યું, હવે તત્ત્વામૃતને તારવી કાઢે છે. "આ સંપ્રદાયના **જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિની** વિચારણાના પ્રારંભમાં, શ્રીજીમાન્ય આઠ શાસ્ત્રોને તો શું? પણ જેને પોતે જ મુખ્ય માને છે એ ચારમાંથી શિક્ષાપત્રી સત્સંગીજીવનને પણ ગૌણ ગણીને કે અતત્ત્વ અનુપયોગી માનીને ફકત **એક** વચનામૃતને જ મુખ્ય આધાર તરીકે લે છે. બીજી વાણીને **અપરા** અને વચનામૃતને **પરા** વાણી તરીકે વખાણીને, ગોપાલાનંદ સ્વામી ( મુખ્ય તો મુકતાનંદ સ્વામી છે પણ અહીં ગો. ને મુખ્ય માને છે ) વિગેરેએ પ્રત્યક્ષ શ્રીમુખના ઉપદેશોને જેવા છે તેવા જ પોતે ધારીને જનકલ્યાણ માટે સંપાદિત કરેલા છે. તત્ત્વજ્ઞાનની અટપટી વાતોને સરલ, સાદી ગુજરાતી ભાષામાં સમજાવનાર આવો બીજો કોઇ ગ્રંથ જગતમાં નથી, મહાત્મા ગાંધી જેવા સંપ્રદાયના બહારના વિચારકોએ પણ કહેલું છે. સંપ્રદાય બહાર આ મૂલ્ય છે પણ **એજ વચનામૃતોના કેટલાક લોકોએ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરેલી છે અને આજે પણ કરે છે.** એ વિકૃત વાતોને વેગળી રાખીને આપણે આ વચનામૃતના શબ્દોને જ આધારે જ ઉપર્યુકત બાબતોનો વિચાર કરીશું" એમ ફકત વચનામૃતને વિવિધ રીતે વિશેષ વખાણીને, તેની ઉપર જ પ્રધાન આધાર રાખ્યો છે, તો ભલે ભલે.

ઉપર પ્રમાણે વચનામૃતો ઉપર પ્રધાન આધાર લાવીને, તેમાં પણ બીજાંને ગૌણ ગણીને કે અતત્ત્વ અનુપયોગી માનીને, ફકત ચારને જ પરમ મુદ્દા તરીકે તારવી કાઢવાનું દોઢડહાપણ છે. એટલે આમાં પણ ત્યાજ્ય ગ્રાહ્યની ભાંગફોડ મનસ્વી કરી છે. ચારમાં પણ કંઈક તારતમ્ય માન્યું હોય એવો અર્થ થાય એવો અનુક્રમ "લોયા ૧૪ મધ્ય ૧૩ વરતાલ ૧૮, અંત્ય ૩૮" એમ મનમાન્યો ગોઠવ્યો છે. વરતાલ ૧૮ ને વધારે **સ્પષ્ટતાવાળા** તરીકે અને અંત્ય ૩૮ ને અતિ **કૃપાવાકય** તરીકે નવાજે છે. એટલું જ નહિ પણ એક જ વચનામૃતમાં ચાલુ એક જ વિષયનાં શ્રીમુખનાં જ વચનોમાં પણ **પૂર્વોત્તર** વાકયોને પડયાં મુકીને, પોતાને ફાવતાં જ વચ્ચેથી કે છેલ્લેથી લેવાનું અખતર ડહાપણ કર્યું છે. રામાનુજના શ્રીજીસંમાન્ય તત્ત્વમંતવ્યમાં અંશતઃ સ્વીકાર પોતાની રીતે અને શરતે કહેતા હતા, તે કરતાં પણ આમાં તો અંશાંશાંશ બહુ રીતે જોડવ્યો ઘટાવ્યો છે. એમ તત્ત્વ અમૃતમાં પણ વિષની જાણે સેળભેળ હોય એમ અત્યંત તારતમ્ય માન્યું છે. આ રીતે જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિના ઉપપાદનમાં ચાર ફકત પાકા પાયા અનુક્રમે ગોઠવ્યા છે. આમાં આપ ડહાપણ સિવાય બીજો કોઈ **સદ્ધર** આધાર છે? સંપ્રદાયના મુખ્ય માન્ય ગ્રંથોમાં અને તેમાં પણ વળી વચનામૃતમાં આવી ભાંગફોડ કોઇએ અદ્યાપિ કરી છે? બીજાઓને અપવદે છે પણ પોતે વિચિત્ર અર્થો કરે અને વિકૃત રજુઆત કરે તેને તો કાંઇ કહેતા નથી. ઉંટનાં અઢારે ય અંગો વાંકાં છે પણ તે બીજાના **એક અંગને** નિંદવા જાય એના જેવી આ વાત ન કહેવાય? હવે પ્રકૃત ઉપર આવીએ.

(૭) **ઉપાસના અંગે** મહાપ્રભુ કહે છે કે–"અને આવી રીતે ( એટલે નીચે જણાવેલી રીતે ) અમારે ( એટલે અમે પ્રવર્તાવેલા સંપ્રદાયમાં ) ઉપાસના છે–જે સર્વથી પર **એક** મોટો તેજનો સમૂહ છે તે તેજનો સમૂહ અધો ઊર્ધ્વ તથા ચારેકોરે પ્રમાણે રહિત **અને** અનંત છે અને તે તેજના મધ્ય ભાગ વિષે **એક** મોટું **સિંહાસન છે ને તેની ઉપર** દિવ્યમૂર્તિ એવા જે **શ્રીનારાયણ** પુરુષોત્તમ ભગવાન તે (એટલે અમે) વિરાજમાન છે ને તે **સિંહાસનની ચારેકોરે** અનંત કોટિ **મુક્ત** બેઠા થકા તે નારાયણનાં (એટલે અમારાં) દર્શન કરે **છે.** અમારે ( એટલે અમે પ્રવર્તાવેલા સંપ્રદાયમાં ) **એવી રીતે ઉપાસના** છે "(લોયા ૧૪) આવો પ્રથમારંભ **છે.** આમાં કૌંસમાં પોતાને ચિત્તચાહતા આડા અવળા શબ્દોને મુકીને અર્થનો અનર્થ અનવધિ કર્યો છે. જે શબ્દ શ્રીમુખે શ્રીકૃષ્ણ વિષે મુકયો છે તેને **બીજામાં ઘટાવવો એ** ઉપપાદનની સુરીત ન કહેવાય. "**જે અર્થ** પૂર્વાપરના પરામર્શ વિનાનો છે તે અન્યથા અર્થની ગતિને કરેછે" એવી અભિયુક્તિ છે. એટલે અવળો અર્થ થવાનો સંભવ છે.

"**અને આવી રીતે તો અમારે** ઉપાસના છે" આ વાકયો પહેલાં "**અને એ ત્રણે અવતાર કરતાં** કોટિ ઘણું શ્રીકૃષ્ણને વિષે **અમારે હેત** છે અને **એમ** જાણીએ છીએ જે બીજા સર્વે અવતાર કરતાં આ **અવતાર** બહુ મોટો થયો ને બહુ સમર્થ છે અને **એમાં** અવતાર **અવતારી એવો ભેદ જણાતો નથી**"

આ વાકયો શ્રીમુખનાંજ આવેલાં છે તે આ અનુસંધાનમાં લેવાં જોઈતાં હતાં તે લીધાં નથી. આમાં જેમાં કોટી ઘણું હેત કહે છે અને જેમાં અવતાર અવતારી ભેદને નકારે છે એવા ભગવાન્ શ્રી કૃષ્ણને આરંભમાં લીધા છે. આ બાબતને પડતી મુકીને, "સર્વથી પર એક મોટો તેજનો સમૂહ છે" એ વાકયથી લેખકે આરંભ કર્યો છે. ( તેજ એ દ્રવ્ય છે કે કોઇનો ધર્મ છે તે કોઈ વિચારતા નથી.)

વળી "અમારે એવી રીતે ઉપાસના છે" આ વાકયની પાછળનાં જે વાકયો ઉપરના અર્થના ખાસ અનુસંધાનવાળાંજ શ્રીમુખનાં છે તે લેવાં જોઈતાં હતાં તે પણ લીધાં નથી. "દર્શન કરે છે" એ વાકય પછી "એવા જે મુકતે સહિત શ્રીનારાયણ તેને અમે નિરંતર દેખીએ છીએ અને તે ભગવાનને વિષે તેજનું અતિશયપણું છે તેણે કરીને જ્યારે એ સભાએ સહિત તે ભગવાનનાં દર્શન નથી થતાં ત્યારે અમને અતિશય કષ્ટ થાય છે અને તે તેજનો સમૂહતો નિરંતર દેખાય છે તો પણ તેને વિષે રુચિ નથી અને ભગવાનની મૂર્તિનાં દર્શને કરીનેજ અતિશય સુખ થાય છે" આ વાકયો આવે છે. પછીથી "અમારે એવી રીતે ઉપાસના છે' આ પૂરણાર્થ વાકય આવે છે. આ વાકય પછી વિષય બદલાય છે. એમ એકજ વિષયવાળાં એકજ અનુસંધાનવાળાં શ્રીમુખનાં અખંડ વચનોને એમ તેમ તોડફોડ કરીને, શ્રીહરિ જે બાબતને નિરૂપવા માગે છે તેમાં ભારે ભંગાણ પાડયું છે. એની હવે અપેક્ષિત સમાલોચના સુરીતે કરીએ.

આમાં એક તો મોટો **તેજનો સમૂહ,** તેના મધ્યવર્તિ સિંહાસનમાં વિરાજમાન દિવ્યમૂર્તિ શ્રીનારાયણ પુરુષોત્તમ **ભગવાન,** તેમનાં દર્શન કરનારા અનંત કોટિ **મુકતો,** મુક્તોએ સહિત એ શ્રીનારાયણનાં દર્શન કરનારા સ્વયં **શ્રીહરિ,** તેજના અતિશયને લીધે દર્શન નહિ થતાં અતિશય કષ્ટને પામનારા પોતે **શ્રીહરિ,** દર્શને કરીને જ અતિશય સુખ પામનારા ખુદ **શ્રીહરિ,** આટલી બાબતો અનુસંધાનમાં છે. આ બાબત પહેલાં સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણાવતારની મહત્તાનો આરંભ છે. એટલે એમને જ લેવા પડે એ ચોખ્ખી ખરી વાત છે. બીજાનો પ્રસંગ નથી. આમાં દર્શનીય દિવ્ય મૂર્તિ **શ્રીનારાયણ** અને તેમનાં દર્શન કરનારા **શ્રીહરિ** એવો દશ્ય દ્રષ્ટાનો ભેદ સ્પષ્ટ છે. તેજ શું ? શ્રીનારાયણ કોણ ? અને મુકતમંડળ કયું ? એનો કશી સ્પષ્ટતા લેખકશ્રી તો કરતા જ નથી. તેજમાં જે વિરાજમાન છે તે શ્રીજી પોતે છે એવો ઉટાંગ અર્થ કૌંસમાં પોતાના ઘરના શબ્દોને થાલીને ઉઘડ કરે છે. શ્રીજી પોતાને માટે આ બધું કહેતા નથી એ તો ઉઘાડી વાત છે. પદ વાકયોનો સદર્થ કરવામાં અવશ્ય અપેક્ષિત સમન્વય જોઇએ તે લેશથી પણ નથી. ઉટાંગ ઉભાંગડ ગોઠવ્યું છે તે તત્ત્વજ્ઞને માન્ય થાય ખરૂં ?

વચનામૃતના સંસ્કૃતમાં અનુવાદરૂપ હ. વા. સુ. માં આ પદ વાકયોના અર્થની સ્પષ્ટતા કરી છે. શ્રીકૃષ્ણના સંબન્ધવાળાં પૂર્વવાકયો સાથે સોનેરી સૂમેળ સાધવાનો હોવાથી 'તેજના સમૂહ'નો અર્થ આત્મતેજ કે મૂર્તિતેજ કે બીજું કોઈ તેજ નહિ પણ **'અક્ષરબ્રહ્મ પ્રકાશ'** એવો કર્યો છે. 'શ્રીકૃષ્ણ પુરુષોત્તમ'નો અર્થ પૂર્વના ચાલુ અનુસંધાનથી **'શ્રીકૃષ્ણ'** એવો સંગત કર્યો છે. તે શ્રીકૃષ્ણ પુરુષોત્તમનાં દર્શનથી શ્રીહરિ પરમાનંદને પામે છે, તે મૂર્તિનાં દર્શન ન થતાં અતિ ખેદને પામે છે, તે જ અખંડ દેખાય છે પણ અમને રૂચિ નથી, છેવટે **"मूर्तिं तु तत्र पश्यामि यदा श्रीराधिकापतेः । तदैव तत्रातिरुचिर्जायते मे स्वभावतः"** ( તેજ:પુંજમાં જ્યારે શ્રી રાધિકાપતિની મૂર્તિને હું જોઉં છું ત્યારે જ મને સહજપણે મૂર્તિમાં અતિ રૂચિ ઉપજે છે ) એમ ઉપસંહાર કર્યો છે. ટીકામાં **'શ્રીરાધિકાપતેઃ'** એનો અર્થ **'લક્ષ્મીરાધાકાંત'** એવો કર્યો છે. એમ તેજ:પુંજ શબ્દ અને શ્રીનારાયણ પુરુષોત્તમ શબ્દના અર્થની સ્પષ્ટતા કરી છે. આમાં અક્ષરધામ અને તેના અધિપતિ લક્ષ્મીરાધાપતિ શ્રીકૃષ્ણની વાત શ્રીમુખે કહે છે. શ્રીહરિ કેની ઉપાસના કરવાની કહે છે એ અર્થ અતિ સ્પષ્ટ થાય છે. શ્રીકૃષ્ણ એ બીજા કોઇ નહિ પણ જે લક્ષ્મી રાધાના પતિ છે ( શિ. ૧ શ્લોકમાં કહ્યા મુજબ ) એવી પણ સ્પષ્ટતા કરી છે. મુકતો કયા ? તો અહીં મુકતોનાં માતા તરીકે મનાતાં લક્ષ્મી રાધા મુખ્ય છે. એમનો અહીં સબન્ધ હોવાથી વર-૧૮ માં કહ્યા મુજબ નંદ સુનંદ શ્રીદામાદિકનેજ લેવા પડે. એમ થતાં સઘળું સુસમંજસ સંગત થાય છે. હવે શ્રીમુખનાં અમૃતવચનોમાં

કશો સંશય રહેતો નથી. પંડયાશ્રી કહે છે એમ આ વચનામૃત ઉપર વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆતો અનેકવિધ થયેલી જોવા મળે છે.

આ વચનામૃતનો આરંભ એ રીતે થયો છે કે-પ્રથમ આચાર્યોની ભિન્ન ભિન્ન રુચિ કહેતાં, શંકરાચાર્યની અદ્વૈતજ્ઞાનાંશપ્રધાન રુચિ કહીને પછીથી રામાનુજાચાર્યની "જીવ માયા અને પુરુષોત્તમ એ ત્રણે નિત્ય છે ને પુરુષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વેના કારણ છે ને પોતાના **અક્ષર ધામને** વિષે સદા દિવ્યાકાર થકા વિરામાન છે ને સર્વે જે અવતાર તે તેના છે એવા જે પુરુષોત્તમ નારાયણ તેની ઉપાસના જીવને કરવી" એવી રામાનુજની સમજણ જણાય છે" આ રીતે રુચિ જણાવી છે. આ વાકયો ઉપક્રમમાં છે. આ પછી ઉપર્યુક્ત બધી ચર્ચા વિચારણા શ્રીકૃષ્ણના ઉપાસન વિષયની વિશદ આવી છે. આ પછી કેટલીક બીજી રુચિઓ વિગેરેની વિચારણા કરીને ઉપસંહારમાં "અને એ સર્વે જે અમારો અભિપ્રાય તે થોડાકમાં કહીએ જે, જેવી રીતે શંકર સ્વામિએ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે તેને વિષે તો અમારે રુચિ નથી. તથા રામાનુજ સ્વામિએ જેવી રીતે ક્ષર અક્ષર થકી પર જે પુરુષોત્તમ ભગવાન્ તેનું નિરૂપણ કર્યું છે તે પુરુષોત્તમ ભગવાનને વિષે તો અમારે **ઉપાસના** છે" આ રીતે રામાનુજાચાર્ય નિરૂપિત ક્ષરાક્ષર-પર પુરુષોત્તમને વિષે પોતાની ઉપાસનાને અંતે કહે છે. સંગ્રહકર્તા સદ્દગુરુઓ "એવી રીતે પોતાના ભકતજનની શિક્ષાને અર્થે શ્રીજી મહારાજે વાર્તા કરી ને પોતે તો સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ છે" એમ તાત્પર્યને કહે છે. એટલે લેખકશ્રી જે પોતે શ્રીમુખના શબ્દોને આડાઅવળા ગોઠવીને ત્રુટક છુટક કરીને તાત્પર્યને કહેવા માગે છે તેને સદ્દગુરુઓજ અંતે કહે છે. હવે આ નિરૂપણમાં કોઈ અપૂર્ણ સંદિગ્ધ રહેતું નથી. રામાનુજે ગીતામાં શ્રીકૃષ્ણેજ "यस्मात्क्षरमतीतोऽहं" આ શ્લોકથી કહ્યા મુજબ ક્ષરાક્ષરપરપણે નિરૂપેલા પુરુષોત્તમ ભગવાન કે જેને વિષે શ્રીહરિ પોતાની ઉપાસનાને કહે છે તે એક પુરુષોત્તમ. અને બીજા અક્ષરબ્રહ્મના પ્રકાશમાં વિરાજમાન લક્ષ્મીરાધાપતિ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ કે જેને વિષે પોતાની રુચિ હેત ઉપાસનાને કહે છે તે પુરુષોત્તમ નારાયણ અને ત્રીજા સદ્દગુરુઓએ નિર્દેશેલા સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ આ ત્રણ પુરુષોત્તમ ભગવાનોની વાત આ વચનામૃતમાં આવે છે. હવે આ બધા પુરુષોત્તમો અને તેમનાં અક્ષર ધામો અને મુકતો તત્ત્વતઃ ભિન્ન ભિન્ન છે કે તે એકમેક છે તે ઉપર્યુકત શ્રીમુખનાં વચનામૃતોના શબ્દોના પૂર્વાપરના અનુસંધાનવાળા સંગત સુવિચારથી સુજ્ઞો સ્વયં સમજી શકશે. ફાળવણીની કે સારદોહનની જરૂર રહેશે નહિ. અર્થ અતિ સ્પષ્ટ અને અતિસુષ્ઠુ છે. શ્રીહરિ તો "**कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने**" એમ માને છે અને આશ્રિતોને મનાવા મથે છે. શ્રીકૃષ્ણ એજ પોતે છે એવો તો આખો ખરો ખુલ્લો શાસ્ત્રાર્થ છે. આ વચનામૃતતો બહુધા રામાનુજની માન્યતાના નિરૂપણપર હોવાથી એમાં લેખકશ્રીએ અંશથી પણ પ્રવેશવા જવું ન હતું. "**विशिष्टाद्वैतसिद्धान्तो मतो रामानुजेन तु**" "**रामानुजाचार्यमतश्चोपास्यः पुरुषोत्तमः**" એમ સંસ્કૃત અનુવાદમાં ઉલ્લેખ છે.

ઉપર પ્રમાણે લોયા ૧૪ નાં અર્ધતાલ અપૂર્ણ વાકયોને એમતેમ અર્થાંતરમાં ઉઘડ ગોઠવીને, હવે બીજા નંબરે મધ્ય ૧૩ નાં "મહાપ્રભુજી વળી કહે છે કે-અને એ જે એકરસ તેજ છે **તેને આત્મા** કહીએ તથા **બ્રહ્મ** કહીએ અને **અક્ષરધામ** કહીએ અને એ પ્રકાશને વિષે જે ભગવાનની મૂર્તિ છે (એટલે અમારી મૂર્તિ છે) તેને આત્માનું **તત્ત્વ** કહીએ તથા પરબ્રહ્મ કહીએ તથા **પુરુષોત્તમ** કહીએ...તેજ ભગવાન્ રામકૃષ્ણાદિરૂપે કરીને પોતાની ઇચ્છાએ જીવોના કલ્યાણ અર્થે યુગયુગને વિષે પ્રગટ થાય છે....અને એ તેજને વિષે જે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે (એટલે અમે છીએ)" (ગઢડા મધ્ય ૧૩) આ વાકયોને લીધાં છે. સુમેળમાટે અને સત્યાર્થની સિદ્ધિમાટે આગળ પાછળનાં ઉપયોગી શ્રીમુખનાં વચનો લેવાં જોઇએ તે લીધાં નથી.

આ વાકયો પહેલાં "તે આ જે એમ ( અનાદિ મુક્તો જેવી ઉચ્ચ સ્થિતિ ) વર્તે છે તેનું શું કારણ છે તો મારી ઇન્દ્રિયોની જે વૃત્તિ છે તે પાછી વળીને સદા હૃદયને વિષે જે આકાશ છે તેને વિષે વર્તે છે અને તેને વિષે અતિશય તેજ દેખાય છે...અને તે તેજને વિષે એક ભગવાનની મૂર્તિ દેખાય છે...અને તે મૂર્તિ ઘનશ્યામ છે. દ્વિભુજ છે. મનુષ્યના જેવી આકૃતિ છે...એ મૂર્તિ તેજમાં ઉભી બેઠી હરતી ફરતી

જણાય છે. એ મૂર્તિની ચારે કોરે મુક્તનાં મંડળ ભરાઈને બેઠાં છે...એ મૂર્તિને અમે પ્રગટ પ્રમાણ હમણાં પહેલાં સર્વકાળમાં દેખીએ છીએ વિગેરે બહુ વાકયો છે. આ પછી ઉપર નોંધેલાં લેખકનાં અધવચ્ચેનાં વાકયો આવે છે. એનો હવે સુસંગત સુવિચાર કરીએ.

હ. વા. સુ. માં આ વાકયોના **અર્થની** સ્પષ્ટતા કરી છે. હૃદયાકાશમાં રહેલા તેજનો **'અક્ષરબ્રહ્માત્યંતપ્રકાશ'** એવો અર્થ કર્યો છે. તેજમાં વર્ણવેલી બેઠી ઊભી હરતી ફરતી મૂર્તિ કોની છે ? તો તે **'શ્રીકૃષ્ણની છે'** એમ કહીને, તે મૂર્તિને અનંત મુક્તો એક નજરે જોઇ રહ્યા છે. તે મૂર્તિને હું સર્વ કાળમાં સર્વ અવસ્થામાં સર્વત્ર જોઈ રહ્યો છું. હું અને તમો (સભામાં બેઠેલા) બધા તે તેજમાં બેઠા છીએ. એમ શ્રીકૃષ્ણ અને પોતે શ્રીહરિની અભિન્નતા જણાવીને, એકરસ તેજમાં મૂર્તિ કોની છે ? તો તે શ્રીકૃષ્ણની છે એમ કહીને, તેજ એ શું વસ્તુ છે ? તો તેને **આત્મા બ્રહ્મ અક્ષર** આ ત્રણ નામથી સંબોધે છે. ટીકામાં **'બ્રહ્મપુર**
[illegible] **પરમહ'** આ બે વધારે લીધાં છે. મળીને પાંચ નામ થાય છે. એ તેજમાં રહેલા શ્રીકૃષ્ણને આત્મતત્ત્વ પરંબ્રહ્મ પુરુષોત્તમ નામથી કહ્યા છે. એજ ભગવાન્ અનંત અવતારોને યુગયુગને વિષે ધારે છે. "અને એ તેજને વિષે જે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે" આ વાકય તો બહુ પાછળ આવે છે તેનું વિવેચન પાછળથી આવશે. લેખકે લીધેલાં સંકીર્ણ વાકયો અહીં પુરાં થાય છે. તેજનો અર્થ અક્ષરધામ અને તેમાં રહેલી મૂર્તિ તે શ્રીકૃષ્ણ ભગવાન્ એમ નિર્ણય અનિવાર્ય લીધો છે.

આ પછી વળી એ અક્ષરધામના અધિપતિ બીજા કોઈ નહિ પણ શ્રીકૃષ્ણજ છે એમ સાબીત કરવા માટે એજ શ્રીકૃષ્ણે કહેલા 'न तद्भासयते सूर्यः' આ ગીતાશ્લોકને અનુવદીને, શ્રીકૃષ્ણ અક્ષરાતીત કૈવલ્યમૂર્તિ છે, તેમના સંબન્ધને જે જે પામે તે પણ નિર્ગુણ થાય છે, એમ કહીને વળી "અક્ષરાતીત જે પુરુષોત્તમ ભગવાન્ તેજ સર્વ અવતારનું કારણ છે અને સર્વે અવતાર પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા એમને વિષે લીન થાય છે" એમ શ્રીકૃષ્ણનું સર્વાવતારધર્તાપણું નિરૂપીને, તેમના અવતાર ધારણની અને દેહ મુકયાની રીતિ અલૌકિક અતિવિલક્ષણ અતિવિચિત્ર કહીને, બીજી બહુ બહુ વાતો આશ્રિતોપયોગી મુદ્દાની કહીને, 'જે તેજને વિષે મૂર્તિ છે તેજ આ પ્રત્યક્ષ મહારાજ છે' એમ પોતાની (શ્રીહરિની) અને શ્રીકૃષ્ણની મૂર્તિની અભિન્નતા જણાવીને, જો કોઇને એમ ન મનાય તો "અક્ષરરૂપ જે તેજ તેને વિષે જે મૂર્તિ છે તેને મહારાજ દેખે છે" એટલું જાણવાથી પણ કલ્યાણદાનની ઉદારતા દાખવીને, પછી આ વાતનો મહિમા દર્શાવીને પૂર્ણ કરી છે. સંગ્રહકર્તા સદ્‌ગુરુએ અંતે "એવી રીતે શ્રીજીમહારાજે પોતાના ભક્તની શિક્ષાને અર્થે પરોક્ષપણે પોતાની પુરુષોત્તમપણાની વાર્તા કહી તેને સાંભળીને સર્વે સાધુ તથા હરિભક્ત તે એમજ માનતા હવા. જે જે તેજને વિષે મૂર્તિ કહી તેજ આ શ્રીજીમહારાજ પ્રત્યક્ષ પ્રમાણ છે" એ રીતે પરમ તાત્પર્યને કહે છે.

હવે આ આખા વચનામૃતનો પૂર્વાપર વાકયોના અનુસંધાનથી શાસ્ત્રીય સાંપ્રદાયિક તત્ત્વદૃષ્ટિના સહકારથી સદ્વિચાર કરવામાં આવે તો અક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણ અને શ્રીહરિની અખિલ અંશે અભિન્નતાજ સાધવાનો સુપ્રયાસ છે. લોયા ૧૪ માં જે પરતત્ત્વનિરૂપણ છે એજ અનુસંધાનવાળું મધ્ય. ૧૩ મળતું છે અને હોવું જ જોઇએ. વાકયાર્થ નિરૂપણમાં પરસ્પર વિરોધ અવરોધ ન આવે અને સમન્વયથી એકાર્થતા સધાય એજ મુખ્ય જોવાનું છે. એકાદ અપૂર્ણ અર્ધતાળ વાકયનો અવળો અર્થ ગોઠવવાથી કશી સિદ્ધિ પ્રમાણિકી મળતી નથી. બીજાં શાસ્ત્રો સાથે તેમજ બીજાં વચનામૃતો સાથે તો નહિ, પણ તારવી કાઢેલ ચાર વચનામૃતો સાથે તો સમન્વય સાધવો જ પડે. આમાંજ શ્રીજી પણ કહે છે કે "આ વાત સર્વ શાસ્ત્રોમાં મળતી આવે છે' એમ શાસ્ત્રો સાથે મળતું તો રાખવું જ પડે. શ્રીજીને 'सच्छास्त्रानुगतप्रज्ञः' એવા મંગળ નામથી સંબોધ્યા છે. આમાં લેખક પંડયાશ્રીની અવમાન્યતાને મળતું આવે એવું કંઈ નથી. આ વચનામૃત ઉપર તો વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆતો વધુ થઈ છે તેમાં તેજ શબ્દનો અર્થ કરવામાં તો હદજ વાળી છે. તેજ એ કોઈ દ્રવ્ય છે કે દ્રવ્યનો ધર્મ છે. એટલું સમજ્યા હોત તો આ ભાંજગડ આવત નહિ.

△ મધ્ય ૧૩ ની વિયુક્ત વિચારણા કરીને, હવે વધારે સ્પષ્ટતાવાળા તરીકે અભિમાનેલા વર. ૧૮ નાં મને

માનેલાં અધવચનાં વાકયોને–" વધારે સ્પષ્ટ કરતાં મહાપ્રભુ કહે છે કે–" તે ભગવાન્ ( એટલે અમે ) દ્વિભુજ છે. અનંત કોટિ બ્રહ્માંડની જે ઉત્પત્તિ સ્થિતિ પ્રલય તેના કર્તા છે ને મહારાજાધિરાજપણે વિરાજમાન છે અને એવા જે ભગવાન્ તે ચતુર્ભુજ રૂપને ધારે છે....ને વાસુદેવ સંકર્ષણ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન એ જે ચતુર્વ્યૂહ અને કેશવાદિક જે ચોવીશ વ્યૂહ એ સર્વ રૂપને ધારે છે તથા વારાહનૃસિંહ...એ આદિક જે અવતાર તેને ધારે છે ( વરતાલ ૧૮ )" આ રીતે લીધાં છે. આમાં આગળ પાછળનાં સળંગ અનુસંધાનવાળાં વાકયો બીલકુલ લીધાં નથી. લીધેલાંમાં પણ ભારે ભાંગફોડ ધાલમેલ ધરની કરી છે. આ મોટુ વચનામૃતનો સત્સંગી થએલા સર્વેએ અવશ્ય જ્ઞાતવ્ય પાંચ બાબતોના નિરૂપણપર હોઇને વધુ વિસ્તારને માગે એવી સ્થિતિ છે છતાં બહુજ સંકોચ કર્યો છે. એની હવે સમાલોચના સમધિક સમ્યક્ કરીએ.

આમાં પાંચ બાબતો સત્સંગિમાત્રે અવશ્ય જાણવાની સહેતુક કહીને, તેમાંથી ચારને સ્વયં શ્રીહરિએજ કહીને, " અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેને જાણવા. અને સ્થાનક સેવક અને કાર્ય તેને ભેદે કરીને તે શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિઓનું બહુપણું છે તેને જાણવું અને શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષ રૂપ ને પ્રત્યક્ષ રૂપ તેને જાણવાં, તેમાં પરોક્ષ રૂપ તે કેવી રીતે તો—માયાના તમથકી પર એવો જે ગોલોક તેને મધ્યે જે અક્ષર ધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન રહ્યા છે તે દ્વિભુજ છે ને કોટિકોટિ સૂર્ય સરખા પ્રકાશમાન છે ને શ્યામસુંદર છે ને રાધિકાજી ને લક્ષ્મીએ સહિત છે ને નંદ સુનંદ શ્રીદામાદિક જે પાર્ષદ તેમણે સેવ્યા છે " આ બધાં આરંભનાં મુખ્ય મુદ્દાનાં પૂર્વ વાકયો સળંગ આવે છે તેમાંથી થોડાં ઉપરનાં વાકયોને પડતાં મુકીને વચ્ચેથી 'તે ભગવાન્ (એટલે અમે) દ્વિભુજ છે' એટલુંજ વાકય લઇને, વળી વચ્ચેનાં વાકયોને પડી મુકીને, 'તે અનંત કોટી બ્રહ્માંડની ઉત્પત્તિ" વિગેરે વાકયોને લઇને, " એ આદિક જે અવતાર તેને ધારે છે " ત્યાં પૂર્ણ કરે છે. અંત્યંત અવળી રજુઆતનો નૂતન નમુનો નિદર્શનરૂપ છે.

આ રીતે જેમને મહાપ્રભુ સર્વોપરી અવતારી કહે છે તે શ્રીમુખનાં વચનામૃતોમાં પણ જાણે અમૃતમાં પણ થોડુ વિષે મિશ્રિત હોય એમ ભારે તોડફોડ ત્યાજ્યોપાદેયની અસહ્ય કરી છે. સર્વેની છેતરપંડી કર્યા જેવું થાય છે. જેથી સુજ્ઞ સત્સંગિસમાજ આની પર્યાલોચના સંપૂર્ણ સ્વયં કરી લેશે. જે વાકયો શ્રીમુખે શ્રીકૃષ્ણ માટે કહ્યાં છે તેનેજ શ્રીહરિપર લેવા માટે કૌંસમાં ( એટલે અમે ) એમ ગોઠવે છે તે અત્યંત અઘટિત છે. જો શ્રીહરિ માટે હોય તો 'છે' એમ નહિ કહેતાં ' છીએ ' એમ કહેવું પડે.

આમાં મુખ્ય દ્વેષ રોષ ઇર્ષ્યા તો શ્રીકૃષ્ણ નામ ઉપર, તેમ માયાપર ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ ઉપર, શ્રીકૃષ્ણની સહધર્મિણી સહચારિણી શક્તિભૂત આદ્યાદેવી લક્ષ્મીજી રાધાજી ઉપર અને સપત્નીક શ્રીકૃષ્ણના પરિચારક નંદ સુનંદ શ્રીદામાદિક નિત્ય પાર્ષદો ઉપર ઉઘાડી ઉગ્ર દાખવી છે. આ સઘળી સંપ્રદાયમાન્ય પૂજ્ય ધ્યેય વસ્તુનું નામ નિશાન પણ આવવા દીધું નથી. આમાં પણ શ્રીહરિએ સંપ્રદાયમાં ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે માનેલા પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણ શ્રીકૃષ્ણ ઉપર તો પૂર્ણ પ્રદ્વેષ ચોખ્ખો ચોગાનમાં જણાવ્યો છે. "અક્ષરધામ તેને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ રહ્યા છે. તે દ્વિભુજ છે" આમાં ભગવાન્ નામતી પહેલાં જે શ્રીકૃષ્ણ નામ છે તેજ કાઢી નાખ્યું છે. ફક્ત 'તે ભગવાન' એકલો શબ્દજ લીધો છે. "શ્રીકૃષ્ણ ભગવાન" આ બે સંયુક્ત શબ્દમાંજ ભાગલા પાડયા છે. ભગવાન્ શબ્દતો સર્વસાધારણ છે. શ્રીકૃષ્ણ તો અસાધારણ એમનાજ ઓળખાણ માટેનો છે. એ શબ્દતો અવશ્ય જોઇએ જ. વૈષ્ણવો તો નહિજ પણ કોઈ આસ્તિક બીજો હિંદુ આવું કરે ખરો ? શ્રીકૃષ્ણ નામ ઉપરજ કેટલો બધો દ્વેષ રોષ અસૂયા છે તેનો આ પ્રબળ પુરાવો પ્રસિદ્ધ છે. કોઇને એમ મનાતું હોય કે આતો દ્વેષ ઇર્ષ્યાવશાત્ કે પૂર્વગ્રહવશાત્ એમ કહે છે, તો તેમણે આ ચાર વચનામૃતોના ફકરા ધ્વજાવત્ ફરકાવ્યા છે તે વારંવાર વાંચી વિચારી જુવો. એમાં એકવાર ભુલે પણ શ્રીકૃષ્ણ નામ આવવા દીધું છે ? કૃષ્ણ નામ વિનાની ચોખ્ખી ઉપાસના ખંડીયા રાખી છે. સંપ્રદાયમાં આવાજ દુરભિપ્રાયવાળાં કેટલાંક મંડળો અંદર બહાર પડયાં છે તેમાં આ એક ઉમદા મંડળનો ઉમેરો થાય છે. " વચનામૃતોના સંપ્રદાયમાં કેટલાક લોકોએ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરેલી છે, આજે પણ કરે છે" એમ બીજા કેટલાંક

મંડળોને નામનિર્દેશ વિના અપવદે છે (આ કટુ કટાક્ષ બોચાસણવાળા અને અબજીબાપાવાળા ઉપર ખાસ જણાયછે) પરંતુ પોતે તેમજ કે તેથી પણ અધિક વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરે છે તેને કેમ કહેતા જાણતા નથી ? "આજે પણ કરે છે" એમાં આમનો સમાવેશ સમજવો ઘટે. "વિકૃત વાતોને વેગળી રાખીને" એમ પ્રતિજ્ઞા તો સારી કરે છે પણ બીજા કરતાં વધુ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરી છે. તેનો પદેપદે ભંગ પોતેજ કરેલો પ્રત્યક્ષ છે. આ વચનામૃતતો ખાસ શ્રીકૃષ્ણનાજ નિરૂપણપર છે. આમાં પચીશ વાર મંગળ શ્રીકૃષ્ણ નામની આવૃત્તિ છે. અને શ્રીમુખે એમને પોતાના ઉપાસ્ય ઇષ્ટદેવપણે સંબોધ્યા છે. અને અક્ષરાધીશ અવતારી સર્વોપરી પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમપણે પ્રતિપાદ્યા છે. અને ઉ. સંપ્રદાયનાં મંદિરોમાં એમનીજ જુદાં જુદાં નામવાળી મૂર્તિઓ ઉપાસના માટે શ્રીહરિએ પધરાવી છે. એમની મૂર્તિ હોવીજ જોઇએ એ ઉ. સંપ્રદાયના મંદિરોનું લક્ષણ કહ્યું છે. શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ છે એવો તો આખો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત ઉઘાડો છે. આ ઉ. સંપ્રદાયના મૂળ પ્રવર્તકતો શ્રીકૃષ્ણ ઉદ્ધવજી છે. આવા પણ પરમાત્મા શ્રીકૃષ્ણનું નામજ કાઢી નાંખે એતો સર્વ સત્સંગિસમાજે અત્યંત શોચનીય નિંદનીય અને ધિક્કારણીય છે. આથી ગુરુદ્રોહી વચનદ્રોહી બનવામાં કાંઈ બાકી રહે છે ? આ ઉપાસના કયા મત પંથની ? કયા બંડની ? તે મેળવીને કહેશે.

બહુધા આવીજ ચર્ચા-વિચારણા દલીલો બોચાસણવાળા તરફથી બોરસદ કોર્ટમાં થએલી. તેને માટે કોર્ટે જજમેન્ટમાં લખ્યું છે કે-"શ્રીજીમહારાજ પોતાને શ્રીકૃષ્ણના અવતાર સિવાય બીજા કોઈ કદી જ માનતા ન હોતા...શ્રીકૃષ્ણને સંપ્રદાયમાંથી દૂર કરવામાં આવે તો કોઈપણ કલ્પનાથી એ ઉદ્ધવ સંપ્રદાય કહી શકાય નહિ...બધાજ અવતારો પુરુષોત્તમ નારાયણના છે...શ્રીકૃષ્ણ, પુરુષોત્તમ નારાયણ હતા. અને અવતારના અવતારી હતા. અને શ્રીકૃષ્ણ અને શ્રીજીમહારાજ એકજ હતા. એટલે કે શ્રીજીમહારાજ એ શ્રીકૃષ્ણના અવતાર હતા, તેથી શ્રીકૃષ્ણને માટે જે જે કહી શકાય તે તમામ શ્રીજીમહારાજને માટે પણ કહી શકાય અને શ્રીજીમહારાજ વિષે જે જે કહી શકાય તે તમામ શ્રીકૃષ્ણ વિષે પણ કહી શકાય...વચનામૃત વર. ૧૮ શ્રીકૃષ્ણનો અવતાર સર્વ અવતારોમાં મોટો છે અને તે અવતારના અવતારી છે અને પોતેજ પુરુષોત્તમ નારાયણ છે આ પ્રમાણે શ્રીકૃષ્ણ, પુરુષોત્તમ નારાયણ, સર્વોપરી અને અવતારના અવતારી હતા. અને શ્રીજીમહારાજ બીજા કોઇ નહિ પણ શ્રીકૃષ્ણજ હોવાથી એ પણ પુરુષોત્તમ નારાયણ, સર્વોપરી અને અવતારના અવતારી હતા...શ્રીકૃષ્ણને સંપ્રદાયમાંથી ખસેડી મુકવા કોઇપણ પ્રયત્ન કરે, અથવા શ્રીકૃષ્ણની જગાએ બીજાને દાખલ કરે અથવા શ્રીજીમહારાજ એ શ્રીકૃષ્ણથી જુદા છે અને ઉંચી કોટિના છે એમ કહે તો તે દેહમાંથી આત્માને કાઢી લે છે અને ખરૂ જોતા આખા સંપ્રદાયને ભાંગી નાંખે છે...શ્રીજીમહારાજે 'સર્વોપરી' અને 'અવતારના અવતારી' અને 'પુરુષોત્તમ નારાયણ' એ શબ્દો બન્ને શ્રીકૃષ્ણ અને પોતાના સંબન્ધે વાપરેલા...સંપ્રદાયના કોઇપણ પુસ્તકમાં શ્રીકૃષ્ણને ઉતારી પાડવામાં આવ્યા નથી અથવા હલકા સ્થાને મુકવામાં આવ્યા નથી. એમ ચોક્કસ કહી શકાય...સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે એ બાબતમાં કાંઇ શંકા નથી. પ્રતિવાદીઓ શ્રીકૃષ્ણને પોતાના ઇષ્ટદેવ તરીકે ગણતા નથી. જો શ્રીકૃષ્ણને કાઢી નાંખવામાં આવે અથવા શ્રીજીમહારાજથી ઉતરતી કોટિએ ઉતારી પાડવામા આવે તો શિક્ષાપત્રીના ઘણાખરા શ્લોકોનો બીલકુલ કંઇજ અર્થ રહે નહિ એમ હું માનું છું...સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણની ઉપાસના કરવાની છે. શ્રીજીમહારાજ અને શ્રીકૃષ્ણ એકજ હતા. અને શ્રીકૃષ્ણ સર્વોપરી અને અવતારના અવતારી બન્ને હતા. ઇત્યાદિ બહુ છે. આ ત્રણેય મુખ્ય માન્ય ગ્રંથનો કપરી કસોટીએ કોર્ટમાં ચઢાવેલો અને ચોગાનમાં ચકાસણી કરેલો ગલિતાર્થ છે. શ્રીકૃષ્ણને વિશિષ્ટ અદ્વૈત કહે છે. ત્યારે પંડયાશ્રી વિશ્લિષ્ટ દ્વૈત કહે છે. શ્રીજી શ્રીકૃષ્ણને ઉપાસ્ય ઇષ્ટદેવ કહે છે ત્યારે વકીલ શ્રી અનુપાસ્ય અનિષ્ટદેવ ઠરાવે છે. શ્રીજી શ્રીકૃષ્ણનું સંપ્રદાયમાં સ્થાપન કરે છે ત્યારે મોટા ભાઇ ઉત્થાપન કરે છે. એમ દરેક પ્રવૃત્તિ વિરુદ્ધ સામાવાડી બંડીયા જેવી કરે છે.

હવે ચાલુ બાબત ઉપર આવીએ. "અવતાર ધારે છે" એ વાકય પછી "તે પોતે તો સદા દ્વિભુજ છે અને ઉપનિષદ તથા સાંખ્ય શાસ્ત્ર ને યોગ શાસ્ત્ર તથા પંચરાત્ર એમને વિષે એજ સ્વરૂપનું

(શ્રીકૃષ્ણનું) વર્ણન કર્યું છે. એવી રીતે પરોક્ષપણે (અક્ષરધામસ્થ રાધાલક્ષ્મીવિશિષ્ટ) ભગવાનનું સ્વરૂપ કહ્યું (પ્રત્યક્ષ રૂપ તો ભૂતળ ઉપર વર્તતું નરાકાર જાણવું) એમ શ્રીકૃષ્ણનાં પરોક્ષ રૂપ અને પ્રત્યક્ષ રૂપને જાણવાની વાત પુરી કરી છે. આ પછી પ્રત્યક્ષ નરાકાર શ્રીકૃષ્ણનાં સમગ્ર દિવ્ય ચરિત્રોને ગાવા સાંભળવામાં ઉપયોગી થવા માટે પ્રથમ સર્વાચાર્ય કરતાં વ્યાસની વિવિધ રીતે ભગવાનના એક અવતારપણા સુધીની મહત્તા વર્ણવવા પૂર્વક નિરપેક્ષ પ્રમાણ તેમના જ વચનને અનુસરવાનું જણાવીને, તેમણે કરેલા સમગ્ર ગ્રંથો કરતાં શ્રીમદ્ ભાગવતને 'સમગ્ર વેદ પુરાણ ઇતિહાસ પંચરાત્ર યોગ શાસ્ત્ર સાંખ્ય શાસ્ત્રનો સાર છે' એમ વિશેષ વખાણીને, "તે ભાગવતને વિષે સર્વ અવતાર કરતાં શ્રીકૃષ્ણ ભગવાનને જ અધિકપણે કહ્યા છે ને સર્વ અવતારના ધરનારા જે છે તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે." એમ જણાવીને, શ્રીકૃષ્ણના ભાગવતોક્ત વચનથી જ તેમની નિર્ગુણતા અને તેમના જે કોઇ કામ-દ્વેષ ભય સંબન્ધ સ્નેહાદિ ભાવથી આશ્રયાદિ સંબંધને પામેલાઓની પણ નિર્ગુણતા નિરૂપીને, વળી વ્યાસજીનો સિદ્ધાંત "સર્વ અવતારના ધરતળ જે પરમેશ્વર તેજ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન છે ને બીજા જે અવતાર તે એના છે આ રીતે કહીને, વળી કોઈ શ્રીકૃષ્ણને શુદ્ધ સત્ત્વાત્મક કહેતા હશે તેનું પણ નિરાકરણ કરીને પુનઃ નિર્ગુણતા ગોપીઓની નિર્ગુણતાને નિદર્શન કરીને સાબીત કરીને, શ્રીકૃષ્ણનાજ "जन्म कर्म च मे दिव्यं" આ વચનથી દિવ્યતાને જણાવીને, તેની પુષ્ટિમાં શ્રીકૃષ્ણે વસુદેવ દેવકીને તથા બ્રહ્માને પ્રદર્શાવેલાં અનેક ચતુર્ભુજ રૂપો તથા અક્રુરને બતાવેલું શેષશાયી રૂપ તથા અર્જુનને દર્શાવેલું વિશ્વરૂપ તેની પણ વાત કરીને, વિવિધરૂપધારી શ્રીકૃષ્ણની ઉપાસનામાં ભેદ નહિ પાડવાની ઉપયોગી વાત કરીને, પછીથી તેમના આચરણ પ્રમાણે ભક્તોએ આચરણ ન કરવું એમ શિખામણ આપીને, વધુમાં તમારા સર્વેના આચાર્ય ગુરુ અને ઉપદેષ્ટા એવા પોતાના આચરણ પ્રમાણે પણ આચરણ નહિ કરવાનો પ્રતિબંધ કરીને, અંતે આ બધી વાતને શિખી લેવાનો અને તે પ્રમાણે વર્તવાનો આદેશ આપીને ભોજન કરવા પધાર્યા" એમ પાંચમી વાત ઇષ્ટદેવની પુરી થાય છે. છેવટે સંગ્રહકર્તા સદ્‌ગુરુઓ "એવી રીતની વાર્તાને સાંભળીને સર્વે સાધુ ને સત્સંગી તે એમ સમજતા હવા જે "એ જે પરોક્ષ શ્રીકૃષ્ણ ભગવાન કહ્યા તેજ આ ભક્તિ ધર્મના પુત્ર શ્રીજીમહારાજ છે પણ એ થકી પર કોઈ નથી. અને એજ આપણા ઇષ્ટદેવ છે અને ગુરુ પણ એજ છે" એમ શ્રીકૃષ્ણ શ્રીહરિની અભિન્નતામાં પરમ તાત્પર્યને લઈ જાય છે.

આ આખું વચનામૃત વચ્ચે વચ્ચે શબ્દથી અને અર્થથી ભાંગફોડ કર્યા વિના પૂર્વાપરના અનુસંધાનથી વાંચવા વિચારવામાં આવે તો જે શ્રીકૃષ્ણ વિસ્તારથી વર્ણવ્યા એજ શ્રીહરિ છે એ તાત્પર્ય નિશ્ચિત થાય છે. શ્રીકૃષ્ણથકી શ્રીહરિને કે શ્રીહરિથકી શ્રીકૃષ્ણને કોઇ રીતે જુદા પાડવામાં આવે તો ઉદ્ધવસંપ્રદાયનો મૂળથીજ વિઘાત થાય છે અને પરસ્પર વિરોધનો અવધિ રહેતો નથી. કશુંજ સિદ્ધ કરી શકાય નહિ. સંપ્રદાયના મૂળમાં શ્રીકૃષ્ણ ઇષ્ટદેવ અને ઉદ્ધવાવતાર રામાનંદ અને શ્રીકૃષ્ણના અવતાર પ્રત્યક્ષ શ્રીહરિ આ ત્રણ બાબતોજ રહેલી છે. આ ઘનિષ્ટ સંબન્ધને છિન્નભિન્ન કરવાથી કશોજ તત્ત્વાર્થ સાધી શકાતો નથી. વચનામૃતના પરથારામાં મંગળ પ્રારંભમાંજ ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામના અધિપતિ, રાધાલક્ષ્મીવિશિષ્ટ નંદ સુનંદાદિ પાર્ષદ પરિસેવિત શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે અવતર્યા છે એમ સંગ્રહકર્તા સદ્‌ગુરુઓજ નિરૂપે છે. એની એજ બાબત પ્રત્યેક વચનામૃતોમાં અનુસ્યૂત અખંડિત છે. શિક્ષાપત્રીમાં 'श्रीकृष्णं हृदि चिन्तये' એવો મંગળ આરંભ છે. સ. જી.માં "श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षाद्धर्मनन्दनः" એવો સુમંગળ સમારંભ છે. જનમંગલમાં 'श्रीकृष्णः' એવા મંગળ નામથી આરંભ છે. ભગવાન્ શ્રીહરિ, સંગ્રહકર્તા સદ્‌ગુરુઓ અને ત્યાગી ગૃહી આશ્રિતો અદ્યાપિ એ બાબતને બીલકુલ સમજ્યાજ ન હોય તેમ તેમને સમજાવવા માટે જાણે આ મંડળી નવી અવતરી આવી હોય એવો દંભ દેખાવ કરે છે. ઉદ્ધવ સંપ્રદાયની ઉપાસના તો આરંભથી શ્રીકૃષ્ણ નામઘટિતા ઘનિષ્ઠ વરિષ્ઠ છે. તે શ્રીકૃષ્ણનું અસાધારણ નામ ચાર વચનામૃતોમાંથી કાઢી નાખ્યું તેમ શિક્ષાપત્રી સત્સંગિજીવનમાંથી પણ કાઢી નાખવું પડશે. અને મહાદીક્ષામંત્રમાં 'कृष्णदासोऽस्मि' 'श्रीकृष्ण त्वं गतिर्मम' એમ શ્રીકૃષ્ણ નામ આવે છે તેને પણ કાઢી નાખવું પડશે. ત્યારે જ મનમાની ચોખી ઉપાસના નિષ્પન્ન થશે. કોઈ 'અનાદિ કૃષ્ણ' એવો

અર્થ કરે છે પણ તેતે સ્થળે મુકેલા શ્રીકૃષ્ણ શબ્દને કાઢી નાખતા નથી. આતો તેથી આગળ વધ્યા છે. શ્રીજીતો કૃષ્ણ અને તેમના અવતારોનું યુક્તિથી ખંડન કરવાની મના કરે છે અને ખંડન કરનારાને અસુર કહે છે અને તેમને મહાપરાધી કહે છે. "શ્રીકૃષ્ણ ભગવાન્" આમાંના અસાધારણ ઓળખાણ આપનારા શ્રીકૃષ્ણ શબ્દને જ કાઢી નાખીને જે વિશેષણો અનંત કોટી બ્રહ્માંડના કર્તા છે. રાજાધિરાજ છે. અવતારી છે, ચતુંર્વ્યૂહાદિકને ધરનારા છે, વિગેરે શ્રીમુખે શ્રીકૃષ્ણમાં ઘટાવ્યાં છે તેને શ્રીહરિમાં ઉઘડ ઘટાવવાનું સ્તેય કર્મ કરવાથી શું શ્રીહરિ બહુ રાજી થઈ જશે ? અને પરમ એકાંતિક માની લેશે ? અને મોટી માંજ સાધન કર્યા વિના આપી દેશે ? રામાનુજ મત માન્ય લક્ષ્મીનારાયણને, તેમના પર ધામને, તેમના મુક્ત પાર્ષદોને પ્રથમ જુદાં કાઢી મુકયા, તે પછી ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને, તેમના ગોલોકસ્થ અક્ષરધામને, તેમના પત્નીભૂત લક્ષ્મી રાધાને અને તેમના પરિચર્યાપર નંદાદિ પાર્ષદોને પણ કાઢી નાખ્યા. એમ ઉપાસનામાં ઉપયોગી શ્રીહરિસ્વીકૃત વિશિષ્ટ દિવ્ય વસ્તુઓને કાઢી નાંખતાં શ્રીહરિ તો એકલા નિરાશ્રિત નિરાળા જેવા થઈ રહ્યા. દળી દળીને કુલડીમાં વાળ્યા જેવું કર્યું છે. પ્રથમ સારી મોરૂ કળા બતાવીને પાછળથી પુંઠ બતાવ્યા જેવું કર્યું છે.

હવે જ્યારે પરોક્ષાપરોક્ષપણે પ્રતિપાદેલા શ્રીકૃષ્ણ, તેમના ગોલોકાન્તર્વર્તિ અક્ષરધામ, તેમના રાધા લક્ષ્મી નંદ સુનંદ શ્રીદામાદિક મુકતો, એ સર્વેને વિદૂર કરીને. તેમના થકી ભગવાન શ્રીહરિને તદ્દન જુદા માનવા જશો તો તેમનું નિરાળું ધામ અને તેમના નિરાળા મુકતો, વિગેરે બધી જ વ્યવસ્થા જુદી જ ગોઠવવી પડશે. બીજાં કેટલાંક નિરાળાં મંડળોએ એવી ધામ, મુકતો વિગેરેની સઘળી અલગ વ્યવસ્થા ગોઠવી છે તેમાં ભળવું પડશે. તેઓ અવકાશ ન આપે કે પછી ન ગમે તો વળી તેમનાથી પણ ભિન્ન ધામ અને મુકતોને ઠરાવવા પડશે. એમાં વાંધો પડે તો પછી 'अहं ब्रह्मास्मि' 'अत्रब्रह्म समश्नुते' 'गुरुर्ब्रह्मा' એમ બધુ અહીં જ જીવન્મુક્તિ જેવું ઉઘડ ઉભાંગડ ગોઠવવું પડશે. વાંધો તો આવશે નહિ. ચાર વચનામૃતોના નિરૂપણમાં તો તેજના સમૂહની વાત કરી છે, કોઈ ધામનું નામ સ્પષ્ટ નથી મુકતોનાં મંડળો લખ્યાં છે પણ કોઇનો નામથી નિર્દેશ કર્યો નથી. સઘળું સંદિગ્ધ છે. અંત્ય. ૩૮ માં અક્ષરધામ શબ્દ આવે છે તેતો શ્રીકૃષ્ણના ધામ તરીકે કહ્યું છે. એટલે હવે તો તદ્દન નિરાળું જ માનવું પડશે. એ વિના બીજી ગતિ નથી. 'अतो भ्रष्टस्ततो भ्रष्टः' એવી સ્થિતિ થાય છે. માટે ગુરુ અને ઇષ્ટદેવ શ્રીહરિએ જે કહ્યું છે તેને જ વળગી રહેવામાં લાભ અને શં (સુખ) છે. આ ૧૮ તો શ્રીકૃષ્ણપર સ્પષ્ટ હોવાથી આમાં અંશથી પણ પ્રવેશ કરવા જેવો ન હતો. ખોચાસણવાળા પણ આમાં પ્રવેશીને બહુ બન્યા છે. પાંચમું દૈવ ભુલાવે તેનો ઉપાય નથી. શ્રીમુખે સમુચ્ચારેલા શ્રીકૃષ્ણ શબ્દને કાઢી નાંખવાથી કેટલી બધી અનર્થપરંપરા સર્જાય છે તે જોઇ લેશો. પ્રસંગ આવશે તો અધિક કહેવાશે. મૂળમાં જ અતિ સ્પષ્ટ હોવાથી સંસ્કૃત હ. વા. સુ. નો કાંઈપણ આધાર લેવો પડયો નથી. આ રીતે વ. ૧૮ ની વાત ચોખ્ખી ખરી ખુલ્લી થઇ

સંપ્રદાયના સર્વાર્થને સંનિરૂપનારા વિસ્તૃત ૧૮ વચનામૃતની સવિસ્તાર વિચારણા થઇ. હવે અતિકૃપા વાકય તરીકે અંત્ય ૩૮ નાં વાકયોને "અતિકૃપા કરીને મહાપ્રભુજી વળી કહે છે કે–'અને એવા જે પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન્ તેના સ્વરૂપમાં (એટલે અમારા સ્વરૂપમાં) અને અક્ષરધામને વિષે રહ્યા જે ભગવાન્ તેના સ્વરૂપમાં કાંઇપણ ભેદ નથી. એ બે એકજ છે. અને એવા જે પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન્ (એટલે અમે) અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઇશ્વરના પણ ઇશ્વર છે, સર્વ કારણના પણ કારણ છે, ને સર્વોપરી વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે ને તમારે સર્વેએ એકાંતિક ભાવે કહીને ઉપાસના કરવા યોગ્ય છે" (ગઢડા અંત્ય ૩૮) આ રીતે નોધ્યાં છે.

આ વચનામૃતને પોતાની મનઃકલ્પનાને અધિક અનુકૂળ સમજતા જણાય છે પણ આમાં જે ઉપરનાં ત્રણ કહ્યાં તેને સર્વાંશે મળતું છે. આ વાકયોતો આરંભનાં નહિ પણ અંતિમ ઉપસંહારનાં છે. આની ઉપર બીજાં ઉપક્રમ વાકયો વધારે છે. એમાં આરંભ એવો છે કે–સાંખ્યાદિક શાસ્ત્રને વિચારે કરીને અમે એવો નિશ્ચય કર્યો છે કે માયિક આકારમાત્ર મિથ્યા હોઇને નાશ થાય છે. ભગવાનના અક્ષર ધામમાં જે

ભગવાનનો આકાર અને મુક્તોના જે આકાર છે તે સત્ય છે, દિવ્ય છે, પ્રકાશે યુક્ત સચ્ચિદાનંદરૂપ છે અને તે
ધામમાં રહેલા જે ભગવાન્ છે તે મુક્તોએ કરાતી સેવાને સ્વીકારતા થકા અને તેમને સુખ આપતા થકા
વિરાજે છે. અને એવા સર્વોપરી જે પુરુષોત્તમ ભગવાન્ તેજ દયાએ કરીને જીવોના કલ્યાણને અર્થે પૃથ્વીને
વિષે પ્રગટ થયા થકા સર્વ જનના નયનગોચર વર્તે છે ને તમારા ઇષ્ટદેવ છે ને તમારી સેવાને અંગીકાર કરે
છે" આટલાં પૂર્વ વાકયો સામાન્યતઃ છે.

આ અતિકૃપા વાકયોની સ્પષ્ટતા હ. વા. સુ. માં કરી છે. "अक्षरे धाम्नि कृष्णस्य" આ રીતે કૃષ્ણ
શબ્દનો પ્રથમ પ્રયોગ કર્યો છે. (શ્લો. ૫) 'स च ते तत्र धामनि' આમાંના 'स च' શબ્દનો 'श्रीकृष्ण' એવો અર્થ
ટીકામાં અનુગત કર્યો છે. 'तैः सेवितोऽसौ' આમાંના 'असौ' આ પદનો પણ 'श्रीकृष्ण' એવો સંગત અર્થ
કર્યો છે. 'एतादृशोऽयं' આમાંના 'अयं' શબ્દનો પણ 'श्रीकृष्ण' એવો અનુરૂપ અર્થ કર્યો છે. આવા મહા-
મહિમાવાળા આ શ્રીકૃષ્ણ કલ્યાણ માટે કરુણાથી પ્રગટ થયા છે. હરિનામના આ શ્રીકૃષ્ણ તમારી દૃષ્ટિગોચર
હોઇને તમારી સેવાને સ્વીકારે છે. આ શ્રીહરિના દૃષ્ટિગોચર રૂપમાં અને અક્ષરધામસ્થ મૂળ રૂપમાં કાંઈ
ભેદ નથી એમ જાણો. એમને તમે એકાંત ભાવે ભજો એમ છેવટે કહે છે. હવે આ અખંડ વાકયોને પૂર્વાપરના
અનુસંધાનથી સુવિચાર કરવામાં આવે તો અક્ષરધામી શ્રીકૃષ્ણને પ્રથમ નિરૂપીને એજ શ્રીહરિરૂપે પ્રગટ થયા
છે એટલા ઉપયોગી મુખ્ય મુદ્દાને કહે છે. આ વિવેચનથી તો શ્રીકૃષ્ણ શ્રીહરિની ભિન્નતા નહિ પણ તત્ત્વથી
અભિન્નતાજ સાબીત થાય છે. સામાન્ય શબ્દો અસ્પષ્ટ કે શંકિત હતા તેને પણ મૂળ ટીકામાં શ્રીકૃષ્ણપર
લીધા છે એમ સામાન્ય શબ્દોને પણ વિશેષમાં લઇને અર્થની સુસ્પષ્ટતા કરી છે. આ અંત્ય વચનામૃતમાં
શ્રીકૃષ્ણને અક્ષરધામાધિપતિ, સર્વોપરી, મુક્તસેવ્ય, ભગવાન, પુરુષોત્તમ વિગેરે વિશેષણો આપ્યાં છે એજ
વિશેષણો શ્રીહરિમાં પણ ઘટાવ્યાં છે. આ જોતાં બન્ને વચ્ચે ભિન્નતાનો ગંધ પણ સાબીત થાય તેમ નથી.
ઉપક્રમોપસંહારનો સમન્વય અવશ્ય સાધવો પડે. શ્રીકૃષ્ણનું જે ધામ અક્ષર કહ્યું એજ શ્રીહરિનું કહ્યું છે.
બન્નેનું ધામ જુદુ જુદુ જણાવ્યું નથી. "अक्षरे धाम्नि कृष्णस्य" એમજ આરંભ છે. સળંગ વાકયોમાં
ભાંગફોડ કરીને કે આડાં અવળાં ગોઠવીને કે અંશતઃ સ્વીકાર અસ્વીકાર કરીને કે કૌંસમાં વિશેષ શબ્દને
મુકીને અર્થાંતર કે સિદ્ધાંતાંતર કરવાની ચોર ચાલાકી કરવા જઇએ પણ તે અંતે પકડાયા વિના રહે નહિ.
એનુંજ નામ છળ કહેવાય. જજમેન્ટનાં વાકયો ઉપર નોંધ્યાં છે તે આ વચનામૃતના અર્થને બહુ મળતાં છે
તે અહીં વાંચી લેવાથી સંગતિ સારી સમજાશે અને સર્વ સંશયો સંછિન્ન થશે. આ રીતે અંત્ય ૩૮ ની
સમાલોચના સંપૂર્ણ થઈ. ચાર મુદ્દાનાં તારવી કાઢેલાં વચનામૃતની ચર્ચા પરિપૂર્ણ થઈ.

આ પ્રસંગમાં આટલું અવશ્ય સમજવા જેવું છે. શિક્ષાપત્રી, સત્સંગિજીવન અને વચનામૃતનું
સમાન પ્રામાણ્ય સંપ્રદાયે સ્વીકાર્યું છે. અને કોર્ટોએ પણ એવુંજ સર્ટીફીકેટ આપ્યું છે. કંઇક અર્થભેદ
જેવું જણાય તો ન્યાય યુક્તિ ઉપપત્તિના સહકારથી એકાર્થપણું સાધવું પડે. વિજ્ઞાનવૃદ્ધોએ એમજ કર્યું છે.
એમાં આ ચાર વચનામૃતોનું વિવરણજ નિદર્શન છે. બોરસદ કોર્ટમાં બોચાસણવાળાએ શિક્ષાપત્રી સત્સંગી-
જીવનને ગૌણ ગણીને વચનામૃતને મુખ્ય મનાવીને નિર્ણય લેવાની દલીલો દીર્ઘ કરેલી પરંતુ કોર્ટે નકારતું
જજમેન્ટ આપ્યું. કોર્ટના અસંદિગ્ધ શબ્દો–"શિક્ષાપત્રી ઉપર કંઇજ આધાર રાખવામાં આવેલો નહિ.
અને દલીલ ( પ્રતિવાદી તરફથી ) કરવામાં આવેલી કે વચનામૃત ચારેય ગ્રંથોમાં શ્રેષ્ઠ છે. હું આ વસ્તુ માન્ય
રાખવા તૈયાર નથી. અને આ દલીલને ટેકો આપવા કોઈ આધાર નથી...બોચાસણના ચુસ્ત અનુયાયી પંડયા
ઉલ્લાસરામે સુધા માસિકમાં આપેલા લેખમાં "હાલમાં તો એટલું કહેવું બસ થશે કે જેમ બન્ને દેશની
શિક્ષાપત્રી તથા સત્સંગિજીવન ગ્રંથો સર્વમાન્ય છે તેમ વચનામૃત ગ્રંથ આચાર્યોની તકરારોમાં અમદાવાદ
તથા મુંબઈ કોરટે સર્વમાન્ય તરીકે ગ્રાહ્ય કર્યો નથી" આ રીતે છે. આવી પરમ સ્થિતિને જાણવા છતાં પણ
પંડયાશ્રી શિક્ષાપત્રી સત્સંગિજીવનને ગૌણ ગણીને વચનામૃતને પ્રધાન માનીને, તેમાં પણ ચીરને જ પ્રધાન પદ
આપીને તેમાં પણ ત્યાજ્યોપાદેય વિભાગ કરીને સંપ્રદાયના જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિનું ચિત્ર આંકે છે
એ કેટલુ બધુ વિકૃત વિચિત્ર છે. સમન્વય સાધવાની વાત તો વાણીમાં જ વિરમી ગઈ જણાય છે.

વળી બેચાસણવાળા કોર્ટમાં ગમે તે ગ્રંથને અને તેનાં અર્થતાળ વાકયોને અને ક્ષેપક બનાવટને સ્વમાન્યતાની સિદ્ધિ માટે જ્યારે અડાવતા ત્યારે તેની ચોગાનમાં ચોમેરની ચકાસણી થાય ત્યારે જુદું કે જુદું જ કે બનાવટી નીકળે. એ ઉપરથી કોર્ટે બહુવાર ટકોર કરેલી તે જજમેન્ટમાં "આ વચનામૃતો વાંચતાં અક્ષરધામ ગોલોકથી જુદું છે એમ કબૂલ કરવા હું તૈયાર નથી. આગળ પાછળનો પુરેપુરો સંબન્ધ ધ્યાનમાં લેવો જ જોઇએ. અર્થ સમજવા માટે પુરેપુરુ વચનામૃત વાંચવું જોઇએ" આ રીતે નોંધી છે. શ્રીજી પણ વ. ૧૮ માંજ "ભાગવતના પૂર્વાપર સંબન્ધની ખબર નથી" એમ તત્વવિમર્શ કરવામાં પૂર્વાપર સંબન્ધની ખબર રાખવાની કહે છે. એવાં તો બહુ વચનો છે. 'જે અર્થ પૂર્વાપરના પરામર્શ વિનાનો છે તે અન્યથા ગતિને કરે છે' એવી અભિયુક્તિ છે. લોકમાં પણ એ પ્રણાલિકા પ્રામાણિકી છે. કોર્ટના અને શ્રીજીવચનના વિશેષ જાણકાર પંડયા વકીલશ્રી જાણીનેજ બેચાસણવાળા જેવું અપાચરણ કરે છે એમજ માનવું રહ્યું.

આ પ્રસંગે આ પણ એક વાત ઉપયોગી જણાવી દીધા જેવી સમ્યક્ છે. પોતે આ લેખમાંજ સંપ્રદાયની વિશિષ્ટતા દાખવવા માટે–"ધર્મ જ્ઞાન અને ભક્તિના માર્ગમાં પર મત સહિષ્ણુતા હમેશાં અગ્ર પદે હોવી જોઇએ. બીજાને ધર્મ, જ્ઞાન અને ભક્તિના માર્ગે વાળનાર અને દોરનારની દૃષ્ટિ અને નીતિ રીતિ હમેશાં રચનાત્મકજ રહેવી જોઈએ. સ્વમતનું મંડન કરવાનો દરેકને પૂર્ણ અધિકાર છે. પણ તેની નીતિ રીતિ ખંડનાત્મકતો નજ હોવી જોઈએ...મહાપ્રભુએ સર્વ સચ્છાસ્ત્રો અને સર્વ ધર્મોમાંથી સાર ગ્રહણ કરવાની અને સર્વેનો સમન્વય સાધવાની મંગળ નીતિ અખત્યાર કરી છે." આ રીતે બહુ સમ્યક્ કહે છે. પણ વર્તનમાં મોટું મીડું મુકયું છે. બીજા પર મતો માટે સહિષ્ણુતા અગ્ર પદે ન રહે તેમજ રચનાત્મક દૃષ્ટિ નીતિ રીતિ સદા ન રહે તેનું કાંઇ નહિ પણ રામાનુજાચાર્ય કે જેમને સ્વમતના તરીકે સ્વીકાર્યા છે તેનું તત્વજ્ઞાન શ્રીજી સ્વીકૃત અવશ્ય સહન કરવું જોઇએ તે પણ સહન થયું નથી. અને તેમને માટે રચનાત્મક દૃષ્ટિ નીતિ રીતિ રાખવી જોઇએ તે બીલકુલ રહી નથી. ઉલટું રુચકાત્મક કે કકચાત્મક દૃષ્ટિ નીતિ રીતિ અગ્ર પદે રહી છે. રામાનુજ કે જે સ્વમતનાજ છે તેમના મંતવ્યને ખંડન નહિ કરતાં મંડન કરવું જોઇએ. તેમાં પણ અતિ અવળાઈ કરી છે. મંડનને બદલે ખંડન કર્યું છે. મહાપ્રભુએ સર્વ શાસ્ત્રો અને ધર્મોમાંથી સાર ગ્રહણ કરવાની નીતિ અખત્યાર કરી છે. ત્યારે આમાં જેનો તત્ત્વસાર શ્રીહરિએ સ્વીકાર્યો છે તેમાંજ અસાર બુદ્ધિ ઉપજાવીને તેને નહિ કરવાની અવળી નીતિ અખત્યાર કરી છે. જ્યારે શ્રીજીએ સર્વ ધર્મ સમન્વય સાધવાની મંગળ નીતિ અખત્યાર કરી છે. ત્યારે અહીંતો શ્રીજીસ્વીકૃત રામાનુજકૃત સમન્વયને પણ અનન્વય કે દુરન્વય કે અન્યથા અન્વય કરવાની અવળી નીતિ અપનાવી છે. બધુંજ વિપરીત છે. વળી વર્ષ ૧ અંક ૬ માં 'એ શાસ્ત્રોમાં (સંપ્રદાયનાં) બીજા શાસ્ત્રો કે આચાર્યોની અવગણના કે હીન મૂલ્યાંકન કદી કરવામાં આવ્યું નથી." એમ કહે છે. બીજા આચાર્યોને બાજુ પર મુકો. જેને પ્રાચાર્ય તરીકે સ્વીકાર્યા છે. અને જેમનો મત વિશિષ્ટાદ્વૈત સ્વીકાર્યો છે તે રામાનુજનીજ અવગણના અગ્ર પદે કરી છે અને હીન મૂલ્યાંકન કરવામાં જરા બાકી રાખી નથી. જેને ન કરવાનું કહે છે તે બધુજ ઉઘાડું કર્યું છે. રંચ પણ રચનાત્મક નીતિ રીતિ દાખવી નથી. વળી "મુખ્ય પ્રમાણ શાસ્ત્રોમાં કહેલા સિદ્ધાંતો અને દાખવેલી જીવન પ્રણાલિકા વિરુદ્ધની કોઇ વાત સંપ્રદાયમાં પ્રમાણ ન માનવી જોઇએ." એમ પણ કહે છે. પરંતુ તેમણે જ મુખ્ય પ્રમાણ શાસ્ત્રોના સિદ્ધાંતો વિરુદ્ધની બહુ વાતને પ્રમાણિત કરેલી છે. આ રીતની વાતો તો ડાહી બહુ સારી કરેલી છે પણ વર્તનમાં લીધી જણાતી નથી. જો ઉપર્યુક્ત વાત વર્તનમાં લીધી હોત તો પ્રાચાર્ય તરીકે વરેલા રામાનુજાચાર્યના મતે ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે સંમાનેલા સપરિવાર શ્રીલક્ષ્મીનારાયણને અને મહાપ્રભુએ ઇષ્ટદેવતા તરીકે સંમાનેલા સપરિવાર શ્રીકૃષ્ણને પણ "બ્રહ્મ સત્યં" જગન્મિથ્યા" એમ સંપ્રદાયમાંથી બાધિત કરતજ નહિ. ઉ. સંપ્રદાયની આ કઇ જાત ભાતની સર્વોપરી ઉપાસના છે કે જેમાં તમામ પૂજ્ય ઉપાસ્ય પ્રાપ્ય પરમાત્મતત્વનેજ મૂળમાંથી બાધિત કરવામાં આવે છે. શ્રીમુખ ઉચ્ચારિત ગ્રંથગ્રથિત શ્રીકૃષ્ણને કાઢી નાંખવા એ કઇ જાતના સત્સંગી સત્પુરુષ પરમ એકાંતિક કે અનાદિ મુક્ત થઇ પડયા છે? વરતાલ ૧૮ ના શ્રીમુખના શ્રીકૃષ્ણ શબ્દને કાઢી નાંખે તે વડતાલ ગાદીના આશ્રિત ગણાય?

આ એક વાત મુદ્દાની જાણવા જેવી કહેવાની રહી જાય છે તે કહીએ–વર્ષ ૧ અંક–૪ માં કુળની પેઠે આશ્રિતે પાંચ બાબતો અવશ્ય જાણવી એવો પ્રથમ આરંભ છે. આ બાબતતો વડતાલ ૧૮ માં સવિવેચન છે. આ વચનામૃતતો ઉ. સંપ્રદાયનું એકાંતિક છે. પાંચ બાબતો પણ શ્રીમુખેજ કહી છે. ચારને કહીને "પાંચમા આપણા ઇષ્ટદેવ શ્રીજીને, તેમની મૂર્તિઓના બહુપણાને અને તેમના પરોક્ષ પ્રત્યક્ષ રૂપને જાણવાનું કહીને, પરોક્ષ પ્રત્યક્ષ રૂપનું સવિશેષ નિરૂપણ ઠેઠ સુધી સવિસ્તર સોપપત્તિક કર્યું છે. નિરૂપિત શ્રીકૃષ્ણજ પોતે છે એમ અભિન્નતાનો ઉપસંહાર છે. આમાં કશું અધુરુ રહેવા દીધું નથી વળી વળીને એજ પાંચમી બાબતનું પ્રતિપાદન પૂર્ણ કર્યું છે. જે તત્ત્વ વાત અતિ ટુંકી હતી તેને ચકાવે ચઢાવીને બહુ લાંબી કરી દીધી છે. કંઈક લોકોની સમજ માટે વિવરણ કરવું હોય તો તે કરી શકે છે પરંતુ મૂળાર્થનું મંડન થાય તેમજ કરવું જોઈએ પણ વિરુદ્ધ કે વિકૃત રજુઆત ન કરવી જોઇએ. વ્યાખ્યાતાઓ એમજ વિવેચન કરે છે. એ દેખીતી વાત છે. આ વચનામૃત ઉપર અભજીબાપાવાળાએ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરી છે. તેના કરતાં આમણે ઓછી કરી નથી. ફક્ત પ્રકારભેદ છે. વર્ષ ૨ અંક–૩ના મથાળામાં ઉપાસના સાથે આજ્ઞાને ભંડોળી છે તે યોગ્ય નથી. આજ્ઞા એટલે નિયમો કહેવાય. તેને તો ચોથી બાબતમાં ગણી છે. એ નિયમો વાસુદેવમાહાત્મ્ય થકી જાણવા એમ શ્રીમુખેજ કહી દીધું છે. છતાં તેનું વિવેચન પૂર્વે વારે વારે કર્યું છે. જેથી ઉપાસના સાથે ભંડોળવાની જરૂર નથી. ઉપાસનામાં તત્વજ્ઞાનનો સમાવેશ કરીને તેમા અન્ય આચાર્યોના મતોનો વિચિત્ર વિકૃત રીતે અનુવાદ કરીને જે ચર્ચા કરી છે તે પ્રકૃતમાં કશા ઉપયોગની નથી. રામાનુજની તત્ત્વ પ્રક્રિયાનો એમ તેમ વારે વારે અનુવાદ કર્યો છે. તેનો તો બહુધા ખંડનમાંજ દુરુપયોગ કરીને આ સંપ્રદાયની ભિન્નતા આડી અવળી અનિર્વચનીય સાધી છે. આ પ્રયત્ન સંપ્રદાયમાં નિરર્થક અને અનર્થક છે. અંતિમ ૬–૭–૮–૯–૧૦ પેરાથી સંપ્રદાયનો જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિને સારે નામે વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત સંપ્રદાયઘાતી કરી છે તેની સમાલોચના સમ્યક્ અસંદિગ્ધ આ થઇ છે. ઉપયોગી કહેવાનું ઘણું ખરું કહેવાઇ ગયું છે.

૧૧ પેરામાં શાસ્ત્રો જેને નેતિ નેતિ, સર્વશરીરી, અક્ષરાધિપતિ, પરંબ્રહ્મપણે વર્ણવે છે. એજ એકજ પ્રત્યક્ષ ભક્તિધર્મપુત્ર શ્રી સ્વામિનારાયણ ભગવાન આશ્રિતમાત્રે ઉપાસનીય છે. એમ 'एको हि देवो, सहजानन्देत्युपासीत' આ સ્વ સૂત્રથી નિરૂપીને, સંપ્રદાયનો એકેશ્વરવાદ સ્વીકારે છે. તે અતિ સમ્યક્ છે.

[એક પરમાત્માને પ્રતિપાદવા 'नेति नेति' જે પદ વપરાય છે તે અર્થ સમજ્યા વિનાનું ઉટાંગ છે. 'अथात आदेशो नेति नेति' આ શ્રુતિ છે. તે પહેલાં 'द्वे वा ब्रह्मणो रूपे मूर्तं चामूर्तमेव च' એમ પરમાત્માને નિરૂપતાં તેમનાં બે રૂપ મૂર્ત અમૂર્ત (સ્થૂળ સૂક્ષ્મ) વર્ણવે છે. બ્રહ્મ તો અપરિચ્છિન્ન છે તો તેમનાં બે રૂપ કહ્યાં? એ ઉપરથી એમનું પરિચ્છિન્નપણું (માપ) આવી જાય છે. તેના નિષેધ માટે 'नेति नेति' એમ આવતી ઇયત્તાને નિષેધ કરે છે. આ અર્થમાં આદર હોવાથી દ્વિરુક્તિ છે. એવો અર્થ શાથી થાય? તો અનુપદજ 'न ह्येतस्मादिति नेत्यन्यत्परमस्ति' આ શ્રુતિ, બ્રહ્મના બીજા બહુ ગુણગણોને પ્રતિપાદે છે; એમ કહીને બ્રહ્મની સ્વરૂપ ગુણાદિકથી પરિચ્છિન્નતા નથી એમ સાબિત કરે છે. જે અર્થ પોતે કહેવા માગે છે તે 'नेति नेति' પદનો નથી. પરબ્રહ્મના નિરૂપણમાં આ વિશેષણ કાંઇ મુખ્ય મનાતું નથી. એટલે ઉટાંગ કે ઉપરચોટીઓ ગણવો પડે. આ અર્થ મુ. મુનિકૃત સૂત્રભાષ્યમાં કર્યો છે. (૩–૨–૨૧).]

[સર્વ વેદાદિ શાસ્ત્રોતો 'एको देवः सर्वभूतेषु गुढः' 'एकमेवाद्वितीयं' એમ સર્વવ્યાપી સર્વશરીરી અક્ષરાધિપતિ પરબ્રહ્મને એકજપણે નિરૂપે છે. કોઇ અધિક સંખ્યાથી પરમેશ્વરને કહેતા નથી. એમનીજ ઉપાસના ભક્તિ કરવાની કહે છે. અને એથીજ અક્ષરધામની પ્રાપ્તિ કહે છે. એમાં કોઇનો વિવાદ નથી. અહમર્થ સવાત્મભૂત સર્વશરીરી વિભુ સ્વરૂપથી પરમાત્મા એકજ છે એજ એકેશ્વરવાદ કહેવાય છે. એમની રૂપથી પંચવિધતા નિરૂપી છે. 'ઇશ્વરતત્ત્વં પંચવિધં' એવી અભિયુક્તિ છે. 'अनन्तमूर्तये' એવું શાસ્ત્ર છે. અનેક નામ રૂપાદિકથી વર્ણવેલા એજ પરાત્પર પરમાત્મા સર્વજનોને નયનગોચર નહિ હોવાથી પરોક્ષ

કહેવાય છે. એજ ભગવાન્ ગીતામાં કહ્યા પ્રમાણે પોતાના ગુણો ઐશ્વર્યાદિ સાથે ભક્તોને માટે સજાતીય દ્વિતીય રૂપ રામકૃષ્ણાદિ અવતારોને ધારણ કરે ત્યારે આપણા લોચનગોચર થતા હોવાથી પ્રત્યક્ષ કહેવાય છે. પરોક્ષ પ્રત્યક્ષને એક તત્ત્વ માનીને ઉપાસના કરવી એ વર. ૧૮ કહે છે. અને લોયા ૧૮ તો બહુ વિવેચનથી કહે છે. એક તત્ત્વ હોવાથી જેવો પરોક્ષનો મહિમા નામો ગુણો વિગેરેનો વર્ણવ્યો છે તેવો જ મહિમા ગુણો વિગેરે અવતારોનો પણ વર્ણવ્યો છે. અવતાર અવતારીનું ઐક્ય હોવાથી અવતારોને પણ અવતારી તરીકે વર્ણવે છે. અવતારોની ઉપાસનાથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે એમ સ. પ્ર. ૩ અ-૪૧માં શ્રીમુખે કહ્યું છે. આ સર્વાવતાર માટે સાધારણ છે. આ સંપ્રદાયમાં વિશેષ એ છે કે-શ્રીકૃષ્ણ જ ફરીથી શ્રીહરિરૂપે પ્રગટયા છે એવો ઉપોદ્ઘાત ઘનિષ્ઠ ઘડયો છે. જેથી તેમની અભિન્નતા 'कृष्णंहरिकृष्णयोरेकावतारत्वात्' એમ મુખ્ય શાસ્ત્રોમાં વર્ણવી છે. હરિકૃષ્ણ મંગળ નામમાં જ બન્નેનો સમાવેશ છે. કૃષ્ણ તો મૂળ હોવાથી તેમનો ત્યાગ થઈ શકે નહિ. જેને જે રૂપ મળ્યું હોય તેની તે દઢ પતિવ્રતભાવથી ઉપાસના કરે. પ્રાપ્તિ તો સર્વશરીરી અક્ષરાધિપતિ પરંબ્રહ્મની છે. નિરપેક્ષ પ્રમાણ વ્યાસાચાર્ય આ બાબત "विकल्पोऽविशिष्टफलत्वात्" આ સૂત્રથી નિરૂપી ગયા છે. સૌભરી મહર્ષિ પ્રથમ એક હતા; પચાસ કન્યાઓને પરણી લાવ્યા પછી પોતે પચાસ રૂપે થયા, જે સ્ત્રીને જે રૂપ પ્રાપ્ત થયું હતું, તેની પતિભાવથી પરિચર્યા તેણીએ કરી. કલ્યાણ તો સર્વેનું સરખું જ શ્રીહરિ કહે છે. આમાં પરસ્પર સૌભરીનાં રૂપો દ્વેષ, નિંદા, અસૂયાનાં સ્થાન ન થયાં હતાં, કેમકે સર્વે જાણતી હતી કે એક જ સૌભરી પચાસ રૂપે થયા છે. આત્મતત્ત્વથી એક હતા. રૂપથી અનેક હતા. આવાં તો દૃષ્ટાંતો તુલસીદાસ, હનુમાનજી વિગેરેનાં ઘણાં છે. આજ સુરીતિએ જેને ભગવાન શ્રીહરિની પ્રાપ્તિ ઓળખાણ થઈ હોય તે તેમને દઢ પતિવ્રત ટેકથી ભજે ઉપાસે. પ્રાપ્તિ તો મૂળ સ્વરૂપની થાય છે. એ સ્વરૂપને પરોક્ષપણે આપણા શાસ્ત્રોમાં બહુધા વર્ણવ્યું છે. પરથારો વાંચી જુવો. સત્સંગિજીવનનો મંગળ આરંભ વાંચી જુઓ. વ. ૧૮ તો ચાલુ વિચારમાંજ રમે છે. આ બાબત અન્યત્ર અને આ આલોચનામાં કહેવાઇ ગયું છે. જરૂર પડશે તો પુનઃ કહેવાશે.

૧૨ પેરામાં 'શ્રીહરિ સિવાય અક્ષર પર્યંત બીજા કોઈપણ મુક્ત પુરુષ ધ્યાન ઉપાસના કરવા યોગ્ય નથી' આ ઉપદેશ 'कृष्णस्तदवताराश्च' આ શ્રીહરિના આદેશ મુજબનો હોઇને સર્વેએ અનિવાર્ય સ્વીકાર્ય છે. અક્ષરને તો મુક્તોમાં પ્રથમ પદ આપેલું હોવાથી ધ્યાન ઉપાસન કોઈ અર્થે કરે તે સહ્ય છે પરંતુ અત્યારે તો જેતે નિરક્ષરને પરમ એકાંતિક કે અનાદિ મુક્ત કે મૂળ અક્ષર કે એવી બીજી સર્વોચ્ચ પદવીઓ આપી તેનુંજ ધ્યાન ઉપાસન કરવા કરાવવા લાગી ગયા છે. સ્વામિનારાયણ તો નામશેષ રહ્યા છે. ન છુટકે આગળ ધરે છે. તાનતો બીજુજ હોય છે. એને માટે મોટા મોટા ઝઘડા અને પક્ષો પડયા છે અને બંડ જાગ્યાં છે. કેટલાક અંદર ગૂઢ રહ્યા છે. આમાં ન લબદાયા હોય એવા તો થોડાકજ નીકળે. પંડયાશ્રી કયાં નથી જાણતા ? આ પરિસ્થિતિમાં આ ઉપદેશ કેટલો સફળ થાય છે તે જોઇશું.

૧૨ માં છેવટે "સંપ્રદાયના જ્ઞાનમાર્ગ ઉપાસના રીતિની આત ટૂંકી રૂપરેખા છે" એમ જણાવીને વિરતિને લે છે. રૂપરેખા બહુ લાંબી હતી તે સપરિવાર સવિભૂતિ લક્ષ્મીનારાયણ અને સપરિવાર સવિભૂતિ શ્રીકૃષ્ણને કાઢી નાખીને અતિ ટુંકી કરી નાંખી તે બહુ સારૂં થયું. સેવક ઉપાસક સેવામંડળના નોંધાએલા સભ્યોને ધ્યાન ઉપાસન અતિસરલ અને અતિસુગમ થશે ઉપર્યુક્ત સઘળું જ્ઞાન કયા ગુરુથકી ગ્રહણ કરવામાં આવ્યું છે તે સ્પષ્ટ નથી. પ. ભ. ગુરુજી નાથજીભાઇ થકી તો મેળવ્યું જણાતું નથી. સેવામંડળનું પરમ ધ્યેય અને જ્ઞાન લેખકશ્રીએ ઉપર વર્ણવ્યું તેની ઉપર આ સમાલોચના એજ શાસ્ત્રોના આધારે કરી છે તે પણ મંડળે વાંચીને સમાલોચના કરવા જેવી અતિ સમ્યક્ છે. એક જણ વિચિત્ર અર્થ અને વિકૃત રજુઆત આપખુદી કરે ત્યારે તેની સામે બીજાએ લોકોની જાણ માટે તેની સમાલોચના કરવી પડે છે. આ લેખના વલણ વળાંક ઉપરથી "સંપ્રદાયમાં અમે જ શ્રીજીની શુદ્ધ દઢ એકાંતિક અનન્ય પતિવ્રત ટેકવાળી ભક્તિ ઉપાસના કરનારા છીએ. બીજાઓ નથી એવું ઘમંડ સેવતા હોય એમ જણાય છે. પ્રસંગ પડતાં વિશેષ કહેવાશે. અત્યારે અલં છે. આ રીતે વર્ષ ૨ અંક ૩ ની સમાલોચના સમુપયોગી સંપૂર્ણ થઇ.

વર્ષ ૨ અંક ૨ માં **"સંપ્રદાયનાં શાસ્ત્રો"** એવું હેડીંગ ગોઠવીને, "સત્સંગિઓએ અવશ્ય જાણુવા જોગ **ત્રીજી મહત્ત્વની બાબત"** એવો આરંભ કરીને, સંપ્રદાયના શાસ્ત્રો વિષે વિચાર કરવામાં આવે ત્યારે તેમાં કયાં શાસ્ત્રો વડતાલ ૧૮ માં અને શિ. શ્લોક ૯૩ થી ૯૬ સુધીમાં ગણેલાં છે તે શાસ્ત્રો કે બીજાં શાસ્ત્રોનો સમાવેશ થાય છે તેનો આપણે સૌ પ્રથમ નિર્ણય કરવો ઘટે છે" આ રીતે શ્રીજીપ્રોકત આઠમાં સંપ્રદાયનાં બીજાં પાશ્ચાત્યપ્રણીત શાસ્ત્રોનો સમાવેશ થાય છે કે નહિ ? તેનો પ્રથમ નિર્ણય લેવા માગે છે. વર ૧૮ માં શ્રીમુખે ગણેલાં આઠ શાસ્ત્રોની નામવાર ચર્ચા પ્રકૃતમાં ચાલે છે. લેખક પણ એને "ત્રીજી મહત્ત્વની બાબત" એમ ઓળખાવે છે અને વધુમાં 'સત્સંગિમાત્રે અવશ્ય જાણુવા જોગ' એમ ૧૮ ના શબ્દોને સંભારી આપે છે એનો જ વિચાર કરવાનો હોય. બીજાં સંપ્રદાયનાં શાસ્ત્રોનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. તે વખતે તે હતાં નહિ. જેનું અસ્તિત્વ નથી તેના સમાવેશનો નિર્ણય લેવાનો હોય નહિ. શિ. શ્લોક ૯૩ થી ૯૬ સુધીમાં અને વડતાલ ૧૮ માં ગણાવેલાંની જ આ મૂળ વાત છે. ત્રીજા નંબરમાં બીજા પાશ્ચાત્ય નંબરોનો સમાવેશ સમુચિત ન કહેવાય. આ તો પુરાતત્ત્વની વિચારણા છે. સંપ્રદાયનાં બીજાં શાસ્ત્રોની કૃતિ વિચારણા વ. મ. ૫૮ માં શ્રીમુખે કરી છે અને તેવાં શાસ્ત્રો રચવાની પણ ભલામણ મોટા સંતોને કરી છે, એટલે કશી ન્યૂનતા નથી. સમાવેશ કરીને જો એકાર્થતારૂપ સમન્વય (ધ્યેય મુજબ) સાધવા માગતા હોય તો ઠીક છે, પરંતુ બન્નેને સાથે ભંડોળીને બન્ને વચ્ચે ગૌણ મુખ્ય-પણાનો અયોગ્ય અનિર્વચનીય ભેદ કલ્પીને, જેમ ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને દૂર કર્યા તેમજ તેમને જે કોઈ શુભ પ્રકારે પરંબ્રહ્મ પરમાત્મા તરીકે પ્રતિપાદનારાં આઠ શાસ્ત્રોને પણ વિદૂર કરવાની બદદાનત દેખાય છે. શ્રીજીએ અવશ્ય જાણુવાની કહેલી ત્રીજી બાબતમાં આ અવળી બાબત જાણુવાની જરા જેટલી પણ જરૂર નથી.

આ રીતે ઉટાંગ ઉપોદ્ઘાત ઘડીને, શિ. અને વ. માં શ્રીમુખે નિર્દેશેલાં શાસ્ત્રોને ગણીને, ૧૦૦ સુધી તેની વધુ બીજી વિચિત્ર ચર્ચા એમ તેમ કરીને "શાસ્ત્રોને સંપ્રદાયનાં શાસ્ત્રો તરીકે કોઇ માને મનાવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી." એમ આંતર ઉપેક્ષાથી કહીને, "પણ જરા શાંતિથી ધ્યાન પૂર્વક વાંચવા વિચારવામાં આવે તો એ માન્યતા (સંપ્રદાયનાં શાસ્ત્રો છે) **બરાબર નથી.** એવી પ્રતીતિ તરતજ થાય તેમ આ વિધાનના સમર્થનમાં નીચે પ્રમાણે કારણો આપી શકાય છે." એમ પોતે જરા શાંતિથી ધ્યાન પૂર્વક નહિ વાંચી વિચારીને એ માન્યતા (સંપ્રદાયનાં છે) **બરાબર નથી** એવો ચોખ્ખો ચુકાદો કોઇને પણ પૂછ્યા વિના એકદમ ઝનસ્વી આપી દઇને, આ શાસ્ત્રો સંપ્રદાયનાં નહિ એવી તત્ક્ષણ પ્રતીતિ આવી જાય એવાં મન ઉદ્ભવનાં ઉઠાં ભણાવ્યા જેવાં કારણો કહેવાનો આડંબર કરે છે.

૨ "વચનામૃત અને શિક્ષાપત્રીમાં, **કોઈપણ ઠેકાણે** આઠ ગ્રંથોને સંપ્રદાયનાં શાસ્ત્રો તરીકે ઓળખાવેલાં નથી. વચનામૃતમાં આઠ શાસ્ત્રોના સંદર્ભમાં **"અમારા સંપ્રદાયમાં"** એવા શબ્દો વપરાએલા છે. જો આઠ શાસ્ત્રોને સંપ્રાદયનાં શાસ્ત્રો તરીકે ઓળખવાનાં હોય તો **"અમારા સંપ્રદાયનાં"** એ પ્રમાણે શબ્દો અવશ્ય વપરાયા હોત. **"સંપ્રદાયનાં પ્રમાણરૂપ શાસ્ત્રો અને સંપ્રદાયમાં પ્રમાણ-રૂપ શાસ્ત્રો"** એ શબ્દનો **અર્થ ફેર** સુજ્ઞ વાંચક સહજ સમજી શકે તેમ છે. આ પ્રથમ કારણ અકારણ અતકર્ય આલેખ્યું છે. તેની હવે જરા શાંતિથી ધ્યાનપૂર્વક પર્યાલોચના કરીએ.

સંપ્રદાય શબ્દનો ઉઘાડો ત્યાગ થઇ શકે તેમ નહિ હોવાથી તેની ષષ્ઠી સપ્તમી વિભક્તિના અર્થરૂપ **'નાં'** અને **'માં'** આ બે અક્ષરો ઉપરજ મોટો પ્રમાણશાસ્ત્રાર્થ ખોટો કેન્દ્રિત કર્યો છે. વ. માં અને શિ. માં કોઈપણ ઠેકાણે આઠ શાસ્ત્રોને સંપ્રદાયનાં તરીકે ઓળખાવ્યાં નથી. વ. માં આઠના સંદર્ભમાં **'માં'** એવો શબ્દ વાપર્યો છે, સંપ્રદાયનાં તરીકે હોત તો **'નાં'** શબ્દ અવશ્ય વાપરત, **'માં'** અને **'નાં'**માં અર્થ ફેર સુજ્ઞ વાંચક સહજ સમજી શકે છે, ઇત્યાદિ અર્થ ફેર કરવામાં અખિલ કિલ વકીલાત વસુલ કરી છે. બે શબ્દ ફેરથીજ અર્થ ફેર પ્રમાણાંતરથી અસાધ્ય સાધી નાખ્યો, અત્યાશ્ચર્ય પામવા જેવું અને હસવા જેવું છે. ઇષ્ટદેવ ઇષ્ટ આઠ શાસ્ત્રો સંપ્રદાયમાં ખાલી ગણાય પણ ખરી રીતે તે સંપ્રદાયનાં નહિ. આ કેવા વિચિત્ર

અર્થો અને કેવી વિકૃત રજુઆત જાહેરમાં કરી છે તેનો નૂતન નમુનો સંપ્રદાયમાં શોધ્યો મળે નહિ. આવો શાસ્ત્રાર્થ કોઇ પંડિતમન્યે કે પંડયા પાંડેએ કે બીજા કોઈ તત્ત્વશોધકે અત્યાર સુધી કર્યો જાણ્યો સાંભળ્યો નથી. આ તો કોઈ પુરા તત્ત્વનું ખાનગી સંશોધન હશે કે શું ? કાશીના પંડિતો જીત્યાની કહેવતને મળતું છે, જરા શાંતિથી ધ્યાનપૂર્વક વાંચે વિચારે તો આ અર્થફેર નહિ પણ બુદ્ધિ ફેરનો અર્થનો અનર્થ અર્થાંતર સુજ્ઞો સમજી શકે તેમ છે. સુજ્ઞ હોય તે તો આ અર્થનો અનર્થ કર્યો છે એમ તુરત સમજી જાય. અજ્ઞો હોય તે ન સમજી શકે એ સહજ છે.

• જ્યારે મધ્યે રહેલાં (સર્વને પ્રમાણિત કરનારાં) વેદાદિ શાસ્ત્રોને માટે આવું અવળું જોડવ્યું ત્યારે ઉપર નીચે રહેલી ચાર બાબતો માટે પણ એમ જ જોડવવું પડેને ? નિષ્પક્ષપાત ન્યાય તો સર્વેને માટે સરખો જ રહેવો જોઇએ ને ? સર્વેને માટે 'માં' શબ્દ વાપર્યો છે. 'ના' શબ્દ વાપર્યો નથી. વડતાલ ૧૮ ના વિવેચનમાં પાંચમા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને તો અન્યત્ર પહેલા જ કાઢી મુકયા છે. એ શ્રીકૃષ્ણને જે કોઈ રીતે પ્રતિપાદનારાં બીજા નંબરનાં શાસ્ત્રોને આ વિવેચનથી કાઢી નાંખ્યાં. ગુરુપરંપરામાં માનેલા રામાનુજાચાર્યને તો તેમના તત્ત્વજ્ઞાન સાથે જ ખંડિત કર્યા છે. રામાનંદસ્વામી તો કૃષ્ણભકત ઉદ્ધવજીના અવતાર હોવાથી કૃષ્ણની સાથે જ આપોઆપ પરાસ્ત થાય છે. ચોથા સત્સંગિઓના નિયમોને તો કોઈ પુછતું ગાછતું જ નથી. "આપણા સંપ્રદાયમાં" એનો અર્થ ફેર પણ 'આપણા' એટલે 'શ્રીજીના એકલાના' એમ કરીને એકલા શ્રીજીને માન્ય શ્રીકૃષ્ણ છે. પણ બીજા આશ્રિતો શ્રીકૃષ્ણને ઇષ્ટદેવ તરીકે માનવા બંધાએલા નથી, એવો પણ અર્થફેર થઈ શકે ? જે પાંચ બાબતો અવશ્ય જ્ઞાતવ્ય કહી તે આ અર્થફેરને હિસાબે હાતવ્ય થાય છે. સંપ્રદાયમાંથી બહિષ્કૃત કર્યા જેવી અવદશા થઈ. શ્રીજીએ સંપ્રદાયમાં કહ્યા હોવાથી ઉપલક ખાતે ખાલી ગણવાના, પણ કશા ઉપયોગના નહિ. અર્થફેર અતિ મહત્ત્વનો તફાવતસાધક અપૂર્વ શોધી કાઢયો છે ?

"વચનામૃતમાં કોઈ ઠેકાણે આઠ ગ્રંથોને સંપ્રદાયના તરીકે ઓળખાવ્યા નથી. 'માં' હોય તે સંપ્રદાયનાં નહિ અને 'ના' હોય તે સંપ્રદાયના" એવો મોટો પ્રમાણ શાસ્ત્રાર્થ ઉઠાવ્યો છે. વચ. ૧૮ માંના 'માં' શબ્દનો પ્રબલ આધાર લઇને પોતાની મનોમય માન્યતા ઘરમેળે સાબીત કરી લીધી. પણ "વચનામૃતમાં કોઇ ઠેકાણે 'નાં' શબ્દ નથી એમ કહેનારા મોટાભાઇએ લોયા ૧૪ નો છેલ્લો ભાગ વાંચી લેવો ઘટે. "અમારી વાર્તાએ કરીને તથા અમે મન્યા જે અમારા **સંપ્રદાયના ગ્રંથ** તેણે કરીને જો પૂર્વાપર વિચારીને જુવે તો બુદ્ધિવાન હોય તેને જાણ્યામાં આવે છે" આવા શ્રીમુખના શબ્દો છે. **"અમે માન્યા જે અમારા સંપ્રદાયના ગ્રંથ"** આ વચનામૃત ઉપર જરા શાંતિથી ધ્યાન આપે. આમાં 'ના' શબ્દ શ્રીમુખે કહેલો છે. આથી "આ ગ્રંથો સંપ્રદાયના જ છે" એમ સુનિશ્ચિત થાય છે. શ્રીજીએ પોતાના સંપ્રદાયના તરીકે માનેલા ગ્રંથો બીજા કોઈ ન હતા પણ આ આઠજ ઇષ્ટ વિદિત હતા. છતાં શંકા રહેતી હોય તો સંસ્કૃત અનુવાદરૂપ હ. વા. સુ. માં "मया मतानामष्टानां सच्छास्त्राणामपि स्फुटम् । अयमेवाशयोऽस्तीति बुद्धिमद्भिर्विभाव्यताम्" એમ અષ્ટ શબ્દનો સ્પષ્ટ નિર્દેશ કરેલો છે તેને વાંચી લેવો ઘટે. આઠ શાસ્ત્રોની જ આ વાત છે એમાં હવે શંકા રહેતી નથી. "આઠ સચ્છાસ્ત્રોનો અભિપ્રાય અને મારો અભિપ્રાય એક જ છે" એમ પણ વિદિત કરે છે. આ શાસ્ત્રો થકી પોતાના અભિપ્રાયને ભિન્ન કહે તો બહુ બહુ દોષો અવૈદિકપણું વિગેરે અનિવાર્ય આવે. તેની ખબર બુદ્ધિવાનોને જ પડતી હોવાથી બુદ્ધિવાનોનેજ આ બાબત સુષ્ઠુ સમજવાની સૂચના કરે છે. વચનામૃતમાંથી જ 'ના' શબ્દ નીકળતો હોવાથી વકીલશ્રીની વકીલાત સાવ જુઠી પડે છે. શ્રીજી પૂર્વાપરનું અનુસંધાન રાખવાનો આદેશ આપે છે તેમ જો કર્યું હોત તો જુઠા પડવાનો અને લોકોમાં ખોટા દેખાવાનો અપપ્રસંગ ન આવત, થયું તે ખરૂં, હવે શું થાય ?

આ વિસંવાદી બાબતમાં નિર્ણય શો ? તો કોર્ટે નીચે મુજબ આપ્યો છે. બોચાસણવાળા ઉપર બોરસદ કોર્ટમાં સંપ્રદાય તરફથી સિદ્ધાંતવિષયમાં કેસ થએલો. તેમાં પ્રબન્ધોની પ્રમાણતા વિષયમાં ઉલટ સુલટ દલીલો બન્ને તરફના વકીલો તરફથી થએલી. તેમાં કોર્ટે નીચે મુજબ ચુકાદો આપ્યો છે—૭૪ "હવે

આપણે સ્થાપકના સિદ્ધાંતો ઉપર આવીએ અને તેમના ઉપદેશો વિષે કાંઈ શંકા નથી. સ. પ્ર. ૨ અ. ૩૭ શ્લો. ૯૧ પ્રમાણે શ્રીજી મહારાજે કહ્યું છે કે–"આપણો સંપ્રદાય ઉદ્ધવ છે" તેમણે પોતાના અનુયાયિઓને શું જાણવા જરૂરી છે એ પણ કહ્યું છે. વચનામૃત વડતાલ ૧૮ અને તે નીચે મુજબ છે—

(૧) સંપ્રદાય ઉદ્ધવસંપ્રદાય છે. (૨) ગુરુપરંપરા (૩) **સંપ્રદાયના** પ્રમાણપાત્ર ગ્રંથો નીચે મુજબ—(૧) વેદ (૨) વ્યાસસૂત્ર (૩) શ્રીમદ્ ભાગવત (૪) વિષ્ણુસહસ્ર નામ (૫) ગીતા (૬) વિદુરનીતિ (૭) વાસુદેવ માહાત્મ્ય (૮) યાજ્ઞવલ્કય સ્મૃતિ......**ગ્રંથો અને સિદ્ધાંતો**-(વચનામૃત) વડતાલ ૧૮ માં જે ગ્રંથો પ્રમાણપાત્ર તરીકે જણાવવામાં આવેલા છે તે શિક્ષાપત્રી શ્લો. ૯૩ થી ૧૦૦ માં પણ જણાવ્યા છે. સ. પ્ર. ૨. અ. ૩૭ માં પણ જુઓ. હિંદુ દર્શનશાસ્ત્રના બધાજ મતો ૧–૨ અને પાંચ નંબરના ગ્રંથોને તેમના પાયા તરીકે ગણે છે" આ રીતના સ્પષ્ટ શબ્દો છે. આ નિર્ણય જરા શાંતિથી ધ્યાનપૂર્વક વાંચવા વિચારવામાં આવે તો અર્થફેરની ભ્રમણા નિઃશેષ ભાગી જાય તેમ છે. જેવા શિક્ષાપત્રી વિગેરે ચાર ગ્રંથોને સંપ્રદાયના પ્રમાણપાત્ર તરીકે ગણ્યા છે તેવા જ આઠને ગણ્યા છે. બન્નેને માટે **'ના'** શબ્દ વાપર્યો છે. ચારને **'ના'** અને આઠને 'માં' શબ્દ વાપર્યો નથી. આઠ પૈકી ત્રણને તો હિંદુ માત્રના મતના પાયા તરીકે કહે છે. સંપ્રદાયના માન્યા વિના છુટકો જ નથી. બીજા ગ્રંથો પણ એવાજ પ્રમાણ માન્યા છે. હવે જજમેન્ટના સહેતુક સ્પષ્ટ શબ્દોને પૂર્વાપરના અનુસંધાનથી વાંચે વિચારે તો તરત જ પ્રતીતિ થાય તેમ છે કે–આ આઠ ગ્રંથો સંપ્રદાયના જ છે એ માન્યતા બરોબર છે અને આ માન્યતા (સંપ્રદાયના નહિ) બરોબર નથી. એવી પણ પ્રતીતિ તુરત આપોઆપ આવી જાય. અને 'મા' અને 'ના' નો ખોટો ઝઘડો ઉકલી જાય છે. આ નાની કોર્ટે આપેલા નિર્ણયમાં સંદિગ્ધતા રહેતી હોય તો ફાઇનલ નિર્ણય માટે સુપ્રીમ કોર્ટે જવું પડે. એ તો મોટા જજો અને વકીલોને સુશક છે. શ્રીજીમાન્ય આઠ શાસ્ત્રોને સંપ્રદાયનાં પણ કહેવા દેવાં નથી. કહેનારાને પણ દૂષિત માને મનાવે છે. આ દુરાગ્રહ પૂર્વ ગ્રહ નહિ તો બીજું શું કહેવાય ?

ઉપર પ્રમાણે એક કારણ ઉટાંગ કહ્યું. હવે બીજુ કારણ કહે છે–" શિક્ષાપત્રી શ્લોક ૨૦૩ માં ખુબ સ્પષ્ટ શબ્દોમાં જણાવેલું છે કે–તેમાં **શિક્ષાપત્રીમાં સમજાવેલા ધર્મોનો વિસ્તાર જાણવો હોય ત્યારે તે આઠ ગ્રંથોમાંથી નહિ પણ** 'सांप्रदायिकग्रन्थेभ्यो' સંપ્રદાયનાં શાસ્ત્રોમાંથીજ જાણવાનો આદેશ આપવામાં આવેલો છે. એ દેખીતું છે કે જો આ આઠ શાસ્ત્રોનેજ સંપ્રદાયનાં શાસ્ત્રો ગણેલાં હોય યા ગણવાનો હેતુ હોય તો શિક્ષાપત્રીમાં કહેલા ધર્મોનો વિસ્તાર પણ એ ગ્રંથોમાંથીજ જાણી લેવાનું કહેવામાં આવ્યું હોત" એમ શિક્ષાપત્રીના શબ્દોનો મનમાન્યો અર્થાંતર કરીને ખુબ અનર્થાંતર કર્યો છે. આ બાબતમાં પંડ્યા વકીલશ્રી આખીજ ભીંત ભુલ્યા છે. સંપ્રદાયનાં શાસ્ત્રોના શ્રીજીમાન્ય અર્થોમાં અનભિજ્ઞતા આદર્શ દેખાડી છે એમજ કહેવાનો પ્રસંગ આવ્યો છે. આની હવે સમાલોચના સમીચીન કરીએ.

[**'સાંપ્રદાયિક ગ્રંથેભ્યઃ'** એનો અર્થ–સંપ્રદાયે માનેલા કે તેને ઇષ્ટ કે સંપ્રદાયમાં વિદિત તે **સાંપ્રદાયિક** કહેવાય. એવા ગ્રંથો તે સાંપ્રદાયિક ગ્રંથો કહેવાય. અમારા સંપ્રદાયમાં ઇષ્ટપણે અભિમાનેલા **શ્રીભાગવતાદિ** સચ્છાસ્ત્રો થકી વિસ્તાર જાણવો" એવો શતાનંદમુનિકૃત અર્થદીપિકા ટીકામાં સંગત અર્થ ઘટાવ્યો છે. ધર્મો સંક્ષેપમાં લખ્યા છે તેનો વિસ્તાર જાણવો હોય તો જે પ્રથમ આઠ ગ્રંથો કહ્યા તે થકીજ જાણવાનું ચોખ્ખું ખરૂં કહે છે. અર્થની સત્યતા માટે **'ભાગવતાદિ સચ્છાસ્ત્રો'** એવા ખુબ સ્પષ્ટ શબ્દો વાપર્યા છે. રઘુવીરાચાર્યકૃત ભાષ્યમાં પણ એવોજ અર્થ ઘટાવ્યો છે-ગ્રંથને 'સાંપ્રદાયિક' એવું વિશેષણ આપ્યું હોવાથી તેનો અર્થ સંપ્રદાયપ્રાપ્ત હોવો જોઇએ અને તેના પ્રબન્ધો પણ સંપ્રદાયગમ્ય હોવા જોઇએ. કેમકે ગુરુપરંપરાથી નહિ અવધારેલો અર્થ ફળ માટે થતો નથી એવો વિશેષાર્થ કાઢયો છે. ટીકા ભાષ્યકારે કહેલો અર્થ ન્યાય યુક્તિ અને ઉપપત્તિના સહકારવાળો હોવાથી સર્વાંશે વ્યાજબી પ્રામાણિક છે.] પછીના શ્લોકમાં જ "સર્વે સચ્છાસ્ત્રોમાંથી સારાર્થ સમુદ્ધરીને આ શિક્ષાપત્રી લખી છે" એમ કહે છે. ટીકામાં—'પોતાના લેખની સમૂળતાને કહે છે' એવું પ્રતીક આપ્યું છે. આશ્રિતોને તો વિશ્વાસ છે પણ અનાશ્રિતોને

પણ વિશ્વાસ લાવવા માટે કહ્યું કે—આ તો સર્વ સચ્છાસ્ત્રોમાંથી સારોદ્ધાર કરીને આ શિક્ષાપત્રી લખી છે. જેમાંથી સારાર્થ સમુદ્ધર્યો હોય તેમાંથી જ વિસ્તાર જાણવાનું કહેવું એ દેખીતી રીતે જ ન્યાય યુક્તિ અને ઉપપત્તિવાળું સુસંગત છે. સાર ઉદ્ધાર્યો બીજામાંથી અને વિસ્તાર બીજા થકી જાણવાની વાત બંધબેસતી ન કહેવાય. ભાષ્યમાં 'જે શાસ્ત્રો પ્રસિદ્ધ શ્રુતિઓ અને તે મૂળવાળાં બીજાં શાસ્ત્રો વ્યાસસૂત્રાદિ પૂર્વે કહ્યાં તેનો સારભૂત અર્થ આમાં ઉપદેશેલો છે' એમ કહ્યું છે. આ બન્ને શ્લોકોના અર્થને મેળવતાં સંપ્રદાયનાં શાસ્ત્રોતો વેદાદિ આઠ કહ્યાં તે જ સુનિશ્ચિત થાય છે. સંપ્રદાયનાં તરીકે મનાતાં સત્સંગિજીવન વચનામૃત વિગેરે હતાં નહિ એ તો આઠની જ પ્રમાણતામાં વધુ પ્રમાણભૂત થાય છે. સર્વ સચ્છાસ્ત્રોનો સારસંગ્રહ હોવાથી આ શિક્ષાપત્રીને અનુસરીને નિરંતર વર્તવાનું કહે છે. એમ વર્તનમાં હેતુપણે સચ્છાસ્ત્ર સાર સંગ્રહને કહે છે. બીજુ–શતાનંદમુનિએ શિક્ષાપત્ર્યર્થદીપિકા નામની મોટી ટીકા કરી છે. તેમાં ગણાવેલાં આઠ આદિક શાસ્ત્રોનાં જ પ્રમાણો લીધાં છે. પણ સ. જી. નું તથા વચ. નાં લીધાં નથી. પંડયાશ્રીના અભિપ્રાય પ્રમાણે તો ટીકા ભાષ્યકારે પણ અન્ય શાસ્ત્રોમાંથી નહિ લેતાં સ. જી. અને વચ. માંથી જ લેવાં જોઇતાં હતાં. બીજા ભાષ્યકાર વિગેરેએ પણ આઠ ગ્રંથોનાં જ પુષ્કળ પ્રમાણો સ્વકૃત ગ્રંથની પ્રમાણતા માટે લીધાં છે. મૂળમાં સંક્ષેપ છે તેનો વિસ્તાર ટીકામાં છે. મૂળાર્થની દઢમૂળતા કરવા માટે ટીકામાં અષ્ટ ગ્રંથોનાં પ્રમાણોનો સંગ્રહ કર્યો છે. આ પંડયાશ્રીની અપાર્થ માન્યતાને અલ્પ પણ આધાર નથી એ ખુબ સ્પષ્ટ છે.

તત્ત્વ સ્થિતિ એવી છે કે મુમુક્ષુએ તત્ત્વ ઉપાય અને પુરુષાર્થ આ ત્રણ બાબતો અવશ્ય પ્રથમ જાણવી જોઇએ. આ બાબત બીજા અનુમાનાદિ પ્રમાણોથી નહિ પણ એક શાસ્ત્રોથીજ જાણવી. એને માટે એજ મુખ્ય છે. શ્લો. ૯૩ ની ટીકાના પ્રતીકમાં–જે શાસ્ત્રો છે તેજ સકળ ધર્મ જ્ઞાનમાં હેતુ છે એમ જણાવ્યું છે વ્યાસમુનિ પણ 'शास्त्रयोनित्वात्' એમ બ્રહ્મને એક શાસ્ત્રથી જ જાણવા યોગ્ય કહે છે. આગળ ઉપર 'हृत्स्थोऽणुः' ઇત્યાદિકથી તત્ત્વ સ્વરૂપ, 'धर्मो ज्ञेयः' ઇત્યાદિકથી ઉપાય સ્વરૂપ અને 'तत्र ब्रह्मात्मना' આથી પુરુષાર્થ સ્વરૂપનું નિરૂપણ કરવાનું હોવાથી તે કયાં પ્રમાણોથી મુખ્યપણે કરવું એને માટે પ્રથમ આઠને સ્વાભીષ્ટ તરીકે કહે છે. વેદો, તેની પેઠે વ્યાસસૂત્ર, ભાગવત, વિષ્ણુનામસહસ્ર, ભગવદ્ગીતા, વિદુર નીતિ, વાસુદેવમાહાત્મ્ય, યાજ્ઞવલ્કય સ્મૃતિ. આઠમાં પરા પ્રીતિ પ્રદર્શાવેલી હોવાથી તેમાં કોઈ કોઈ વિશેષો વિલક્ષણ વિજ્ઞેય છે તેનું વિવરણ ભાષ્યમાં કરેલું છે તે તે થકી જાણવું. ઇશ્વરના સ્વરૂપાદિકને સત્યપણે સ્વીકારનાર હોવાથી એને સચ્છાસ્ત્ર શબ્દથી સંબોધે છે. અષ્ટ શાસ્ત્રો ઇષ્ટ કહ્યાં તેથી શું ? તો કહે છે કે–આ શાસ્ત્રો હિતની ઇચ્છાવાળા અમારા સર્વ આશ્રિતોએ સાંભળવાં અને ભણવાં અને તેની કથા કરવી. (૯૬) પછીના ચાર શ્લોકોથી આ શાસ્ત્રો વિષે જે જે વિશેષો જાણવા જેવા હતા તે કહ્યા. એમ આ પ્રમાણ પ્રકરણ પરિપૂરણ કર્યું છે.

આજ ચાલુ પ્રસંગમાં આ એક વાત અવશ્ય વિદિત કરવા જેવી સત્સંગિ માત્રે અવશ્ય સમજવા જેવી છે. સ. પ્ર. ૩ અ. ૨૨ માં "આ ઉદ્ધવસંપ્રદાયમાં સર્વ કોઈ જનો સત્સંગિસંજ્ઞાથી સંબોધાતા હોવાથી એ સંજ્ઞા સાર્થક ધારવી" એમ સ્વયં કહીને, તે નામનું નિર્વચનપણ પોતેજ કરે છે કે–(૧) સત્ શબ્દથી પરંબ્રહ્મ ભગવાન્ (૨) તેમના આશ્રિત સાધુઓ (૩) તે ભગવાને કહેલો સદ્ધર્મ (૪) આ ત્રણનું જેમાં નિરૂપણ હોય તે શાસ્ત્ર. એમ ચાર અર્થો સત્ શબ્દના કર્યાં છે. અને સંગશબ્દના પણ ચાર અર્થો કર્યાં છે. આમાં સત્ શબ્દથી કહેલાં શાસ્ત્રો કયાં ? તો વેદાદિ આઠ ગણ્યાં છે. આનો સંગ તો કૃષ્ણભક્તિ આદિની પુષ્ટિ માટે પ્રીતિથી સાંભળવું, કીર્તન કરવું, ભણાવવું વિગેરે કહ્યો છે. ઉકત શાસ્ત્રોનો ઉકત સંગ તે સત્સંગ કહેવાય. આવો સત્સંગ જેને હોય તે સત્સંગી કહેવાય. શ્રીહરિ સત્સંગિપદના વ્યાખ્યાનમાંજ આઠ સચ્છાસ્ત્રોના શ્રવણાદિ સંગવાળાનેજ સાર્થક સંજ્ઞાવાળા સત્સંગી કહે છે. જેનો નિત્ય સંગ રાખવાથી સત્સંગી મનાય એવાં આઠ સત્ શાસ્ત્રોનો સંગ ત્યાગ થઈ શકે ખરો ? અને તે 'શાસ્ત્રો સંપ્રદાયનાં નહિ' એવો અપલાપ થાય ખરો ? અને એને ઔપચારિક બીન મહત્વનાં કહેવાય ખરું ? આ બધી નિરાધાર માન્યતા કપોળકલ્પિત હોઇને સંપ્રદાયને માન્ય

ન થાય એ સહજ છે. આ બે નંબરના કારણુની સમાલોચના આલોચતાં એક નંબરના કારણુની તો કોડી જેટલી પણ કિંમત રહેતી નથી. તદ્દન નિરર્થક અને અનર્થક ઠરે છે. ઉપર પ્રમાણે આઠ શાસ્ત્રોને સહેતુક સ્વાભીષ્ટ કહીને, તેને સંપ્રદાયનાં શાસ્ત્રો તરીકે શ્રીહરિએ અને વિજ્ઞાનવૃદ્ધોએ સ્પષ્ટ શબ્દોથી સ્વીકાર્યાં છે. એટલે એની સામે કોઈ આશ્રિતે વિચિત્ર અર્થો કે વિકૃત રજુઆત કરવાની હોય નહિ. આ રીતે બીજા કારણુની સમાલોચના સંપૂર્ણ થઈ.

વચ. મધ્ય ૫૯ના શ્રીમુખના સ્પષ્ટ શબ્દોનો આધાર લઈને સંપ્રદાયની સંપુષ્ટિ સંપ્રદાયના પ્રબન્ધોથીજ થાય એ જે ત્રીજું મહત્ત્વનું કારણુ કહે છે તે બરોબર છે. આ વિષયમાં કોઈનો વિવાદ નથી. સર્વ આશ્રિતો એજ પ્રમાણે માને છે અને આચરે છે. પોતાના સંપ્રદાયની પુષ્ટિ માટે સંપ્રદાયના પ્રબન્ધોની જરૂર ખરી પરંતુ પોતાના સંપ્રદાયનું સ્વરૂપ શું ? અને સંપ્રદાય શબ્દનો અર્થ શો ? અને એની પુષ્ટિ કેવી રીતની ? આ સનાતન સત્ય પ્રથમ સમજવાની જરૂર છે. આ બાબત વર. ૧૮ માં અવશ્ય જ્ઞાતવ્ય પાંચ બાબતોના વિવરણુથી સ્પષ્ટ જણાવી છે. સંપ્રદાયના પ્રબન્ધોનું પ્રમાણુપદે મહત્ત્વ કે ગૌરવ કે વિશિષ્ટપણું કેવળ " આ સંપ્રદાયના છે " એવા કથનમાત્રથી નહિ પણુ આઠ ગ્રંથોના અને તદુક્ત બાબતોના અનુસરણુથી અને આચરણુ પ્રચારણુથી છે. સંપ્રદાયનાં શાસ્ત્રોનું મહત્વ કે ગૌરવ કે વિશિષ્ટપણું મનાયું છે તે અભીષ્ટ અષ્ટ શાસ્ત્રોના સર્વ રીતે અનુસરણુથી છે. તેથી જ શિક્ષાપત્રીને " સર્વ સચ્છાસ્ત્રોનો સાર સમુદ્ધરીને આ શિક્ષાપત્રી લખી છે " એમ મહત્ત્વને કહે છે. સ. જી. માં પણુ " સર્વ સચ્છાસ્ત્રોના સારાંશને સદ્બુદ્ધિથી સમાકર્ષીને શિક્ષાપત્રી લખી " એમ કહે છે. આશીર્વાદ આપવા જેવી સામાન્ય બાબતમાં પણુ ' शास्त्रसंमताः ' એમ કહે છે. સદાચારોને પણુ ' सच्छास्त्रप्रतिपादितान् ' એમ કહે છે. અષ્ટ શાસ્ત્રોનો કેવળ સ્વીકાર નહિ પણુ તેના શ્રવણુ પઠન પાઠનાદિકની પણુ આજ્ઞા કરી છે. એમ શિક્ષાપત્રીનું મહત્વ કહ્યું છે. સત્સંગિજીવનની પ્રમાણુતા માટે ' वेदशास्त्रपुराणानां साररूपमिदं परं ' એમ કહે છે. સચ્છાસ્ત્રોના અનુસરણુવાળાં સેંકડો વચનો એ ગ્રંથમાં જ છે. વિસ્તારભયથી લીધાં નથી. વચનામૃતને ' सच्छास्त्रैः संमितानि च ' ' सच्छास्त्रसंमानितः ' એવું વિશેષણુ આપીને તેની સચ્છાસ્ત્રાનુસારિતા સારી રીતે સમર્થન કરી છે. મધ્ય ૩૫ 'અમે આઠ ગ્રંથનું અતિશય પ્રતિપાદન કર્યું છે માટે તે ગ્રંથને સાંભળવા અને ભણુવા" એમ શિક્ષાપત્રી પ્રમાણે કહે છે. લોયા ૧૪ માં "અમે ઇષ્ટપણે માનેલા આઠ ગ્રંથો અને મારો અભિપ્રાય એક જ છે એમ બુદ્ધિવાનોએ જાણુવું " એમ કહ્યું છે. આ રીતે વચનામૃતમાં બહુધા બાબતમાં સચ્છાસ્ત્રાનુસરણુને શ્રીમુખે કહે છે. ગ્રંથકર્તાને ' वेदशास्त्रपुराणज्ञः ' ' पञ्चरात्रार्थकोविदः ' એવું વિશેષણુ આપ્યું છે એમાં પણ એજ બાબત ગર્ભિત છે. ગ્રંથના ઇષ્ટદેવને ઉપરના અનુસંધાને ' व्याससिद्धान्तबोधकः ' ' सच्छास्त्रानुगतप्रज्ञः ' ' वेदान्ततत्वप्रथनः ' ' द्वैताद्वैतार्थनिगमहार्दबोधी ' सर्वसच्छास्त्ररसदोहनः ' ' निगमाद्यष्टसच्छास्त्रातिरुचिः ' ' विशिष्टाद्वैतमतधृत् ' ' रामानुजकृतग्रन्थश्रुतिपाठप्रवर्तकः ' ઇત્યાદિ મંગળ નામોથી નિર્દેશ્યા છે. આ દીર્ઘ દૃષ્ટિએ દેખીએ તો સંપ્રદાયના પ્રબન્ધોમાં જે જે વિષયો વર્ણવ્યા છે તેને મેળવીએ તો અક્ષરશઃ સચ્છાસ્ત્રમૂળક છે. વેદાદિ શાસ્ત્રોમાં મોક્ષોપયોગી આત્મા–પરમાત્માનું જ્ઞાન ભકિત વૈરાગ્ય ધર્મ વિગેરે વિષયો વર્ણવ્યા છે તેને અનુસારે તેના અવિરોધથી વિશેષાર્થ સાથે વર્ણવ્યા છે. તેમાં કેટલાંક તો તેતે શ્રુતિ સ્મૃતિ પુરાણુ વિગેરેનાં વચનો સાક્ષાત્ જ મુકયાં છે. તો કેટલાંક વચનોનો ગુર્જર અનુવાદ કર્યો છે. તો કેટલાંકનો ભાવાર્થ તાત્પર્યાર્થ વર્ણવ્યો છે. તેની તપાસણી કરીએ તો એકપણુ વચન એવું ન નિકળે કે જેનું મૂળ સચ્છાસ્ત્રોમાંથી મળી ન આવે. સંપ્રદાયનાં શાસ્ત્રોની મહત્તા, પ્રમાણુતા અને ગૌરવને માટેજ આઠ સચ્છાસ્ત્રોની સ્વાભીષ્ટતા સકારણુ કહેવા પૂર્વક તેના પઠન શ્રવણાદિકની આવશ્યકતા શ્રીમુખે કહી છે. આવી તત્ત્વસ્થિતિ પ્રામાણિક હોવાથી જેવાં સંપ્રદાયનાં શાસ્ત્રો તેવાંજ આઠ શાસ્ત્રો છે એમ સ્વીકારવું જોઇએ. એમાં પર અપર, અધિક ન્યૂન, ગ્રાહ્ય ત્યાજ્ય એવો વિભાગ કરવા જેવો નથી. સર્વેને સમાનભાવે સમુપયોગનાં માનવાં જોઇએ. **' માં '** અને **' નાં '** એવા ઉટાંગ ઉઠાવથી ભેદ પાડવા જતાં બહુ વાકયોનો પરસ્પર વિરોધ અપરિહાર્ય આવે અને વિક્ષેપનો પણુ અવધિ રહે નહિ. ખરૂં ખુલ્લું કહીએ તો

આ ચર્ચા કરવા જેવી જ નથી. એનો કશો ઉપયોગ નથી. એમ તોડફોડ કરવાથી સંપ્રદાયનું મહત્ત્વ કે વિશિષ્ટતા કે પ્રગતિ થઇ જવાની નથી. જેમ છે તેમ રહેવા દેવામાં ખરૂ ડહાપણ છે. સર્વોપરી ઉપાસનાના ઉઘડ ધમંડથી કે યુક્તિ પ્રયુક્તિ કુયુક્તિના બળથી શ્રીજીમાન્ય તત્વવસ્તુને એકેએકે ખંડન તંડન ભંડન કંડન કરવા માંડી છે તે સર્વથા અયોગ્ય અનર્થક છે. સર્વધર્મ સમન્વયની અને સાર ગ્રહણની સ્વીકૃત વડી વાતને જરા સ્થાન અપાય તો સારૂ. એકે ચર્ચા કરી એટલે બીજાએ કરવી પડે છે.

△ સંપ્રદાયની પરમ વિશિષ્ટતા ઉપર વારે વારે બહુ ભાર મુકવામાં આવે છે તે ઠીક છે. પરંતુ તે શ્રીજીએ જે માન્ય કરેલી હોય તેજ સ્વીકાર્ય છે. એ સંપ્રદાય ગ્રંથમાંજ ગ્રથિત છે. પરબ્રહ્મ શ્રીકૃષ્ણની ઉપાસ્ય ઇષ્ટદેવતા, પોતાની તેમની સાથે તત્વતઃ અભિન્નતા, કૃષ્ણ, તેમના અવતાર, તેમની પ્રતિમાઓની ધ્યેયતા, રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણાદિકની અભિન્નતા, કૃષ્ણ, તદવતારોની યુક્તિથી અખંડનતા, નારાયણ–મહેશની એકાત્મતા, પંચાયતન દેવોની પૂજ્યતા, વિશિષ્ટાદ્વૈત મતની સ્વમતતા, ગોલોકધામની ઇપ્સિતતા, સેવામુક્તિની મુખ્યતા, વલ્લભાચાર્યોક્ત સેવા રીતિની સ્વીકાર્યતા, પંચસંસ્કારી સૌમ્ય દીક્ષાની ગ્રહણતા, અહિંસાદિ ધર્મોની વિશુદ્ધતા, ધર્માદિ અંગસહિત ભક્તિની કર્તવ્યતા, બ્રહ્મરૂપ થઇને કૃષ્ણભક્તિની કર્તવ્યતા, પ્રતિદિન સાયંસમયે ભગવન્મંદિરપ્રતિ ગંતવ્યતા, વિગેરે બહુ પ્રકારની વિશિષ્ટતા વર્ણવી છે. મનઃકલ્પિત વિશિષ્ટતાનો આમાં સમાવેશ નથી. વિશિષ્ટતા કે મહત્તા સુરીતની હોવી જોઇએ પણ કુરીતની નહિ. એમાં સંપ્રદાયનો અનુરોધ પ્રથમ જોઇએ. વિશિષ્ટતાને છેતરપીંડી ન જોઇએ. પરસ્પર શાસ્ત્રવિરોધ ન આવવો જોઇએ. આ ત્રીજા કારણની સમાલોચના થઈ. આજ રીતે સંપ્રદાયની સંપુષ્ટિ ઇચ્છનીય છે. તોડ ફોડ કરીને નહિ.

ત્રીજું અતિ મહત્ત્વનું કારણ કહેવાના પ્રસંગમાં, સંપ્રદાયની પુષ્ટિમાં સંપ્રદાયના જ પ્રબન્ધોની ઉપયોગિતા જણાવાની સાથે આઠની તો અનુપયોગિતા જેવી અવદશા કરી દીધી. જયારે એવી ત્યાજ્ય જેવી સ્થિતિ છે તો પછી તેને શ્રીમુખે અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ એવાં વિશેષણો શા કારણે વાપર્યાં છે? એવો કોઇ પ્રતિપ્રશ્ન પુછે તો તેનો જવાબ અન્યત્ર શોધવાનો નથી. પરંતુ વરતાલ ૧૮ માં જે પ્રશ્ન એજ એનો પ્રાથમિક જવાબ છે એમ રોકડો હજુર જવાબ ગોઠવી દીધો છે. જેમાં અતિ પ્રમાણરૂપ કહ્યાં છે તેમાં જ અતિ પ્રમાણ નહિ એવી અપૂર્વ શોધખોળ કે જે કોઇપણ ચોખળી બુદ્ધિવાળો પણ ન કરી શકે એવી કરી લાવ્યા છે. જુઓ—"પણ, ત્યારે પ્રશ્ન એ થાય છે કે–આ આઠ ગ્રંથો માટે સંપ્રદાયનાં શાસ્ત્રોમાં અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ એ વિશેષણો શા કારણે વપરાએલાં છે? પ્રશ્ન સ્વાભાવિક છે. પણ તેનો જવાબ, વચનામૃતમાં અને શિક્ષાપત્રીમાં જ આપવામાં આવ્યો છે. (શિક્ષાપત્રીમાં એ વાત નથી.) વચનામૃત ૧૮નો પ્રશ્ન એજ આ પ્રશ્નનો પ્રાથમિક જવાબ છે, સત્સંગી પુછે અથવા તેનું પોતાનું મન કંઇ તર્ક કરે ત્યારે જો તેણે આ શાસ્ત્રો જાણ્યાં વિચાર્યાં હોય તો પ્રશ્ન અને તર્કનું સમાધાન થઈ શકે, એવી સ્પષ્ટતા એ વચનામૃતમાંજ કરવામાં આવેલી છે." આ રીતે જેમાં મંડન છે તેમાંથીજ ખંડન અપાર બુદ્ધિ યુક્તિના બળથી શોધી ગોઠવી કાઢયું છે. કોઈ પુછે અથવા પોતાના મનમાં તર્ક થઈ આવે તેના સમાધાન માટે એ શાસ્ત્રો જાણવાં વાંચવાની જરૂર છે. બીજા કશામાં ઉપયોગનાં નથી એવો ઉત્તરાર્થ ઉઘડ ગોઠવી કાઢયો છે. પ્રશ્નને સ્વાભાવિક કહે છે એટલું સારૂં છે. આ કારણથી શ્રીજીએ એ શાસ્ત્રોને અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ એવાં વિશેષણો આપ્યાં છે. વિશેષણો આપવાનું આ કારણ છે. બીજું કાંઇ ખાસ તાત્પર્ય એમાં નથી. એમ કહીને વાતને ઉંચે મૂકી દે છે. શ્રીજી જે બાબતને અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ માને છે તેની સાથે પણ હદ બહારી બાકરી બાંધવાની ધૃષ્ટતા કરી છે.

આ વાકયોમાં જે પોલમપોલ છે તેની હવે વાત કરીએ. 'માં–નાં' કરતાં પણ આમાં ઘણી ઘાલમેલ જોવા જાણવા મળે છે. શ્રીમુખના શબ્દોમાં પોતાના ઘરના (ક્ષેપક) શબ્દો ઘુસાડયા છે. અમૃતમાં વિષ મિશ્રણ જેવું કર્યું છે. મનમાન્યો અર્થ ફેર સાધવાની તમન્ના કેટલી છે તેનો આ સબળ પુરાવો છે. 'અતિ પ્રમાણરૂપ ઇષ્ટ' આ વાકયો તો બહુ દૂર છે તેને લાવીને આ વિચારમાં એમતેમ અડાવ્યાં છે. શ્રીજી તો પ્રથમ મોટા

મોટા સંતોને પુછે છે કે-સત્સંગી હોય તેને અવશ્યપણે શી શી વાર્તા જાણી જોઇએ, કેમ જે તેને કોઇક
પુછે અથવા પોતાના મનમાં કોઇક તર્ક થઈ આવે ત્યારે જો તે **વાર્તા** જાણી ન હોય તો તેનું સમાધાન
કેમ થાય ?" આ રીતે સામાન્યતઃ પુછે છે. કોઇ વિષયનો નિર્દેશ કરતા નથી. સામાન્યતઃ પ્રશ્ન પુછીને ઉત્તરમાં
પાંચ બાબતો જાણવાની કહી–એમ પ્રશ્નોત્તર પૂર્ણ થાય છે. આમાં "કોઇક" શબ્દ છે તેને સ્થાને સત્સંગી
શબ્દ મુકયો. કેવળ સત્સંગી પૂછે અને શું કુસંગી ન પૂછે ? 'કોઈક' એ સામાન્ય શબ્દ હતો તે ઠીક
હતો. **"આ શાસ્ત્રો જાણ્યાં વિચાર્યાં હોય તો"** આ શબ્દો શ્રીજીના પ્રશ્નમાં નથી. જેથી ક્ષેપક
ભાવ નિશ્ચિત થાય છે. શ્રીજીનું તો **"જો એ વાર્તા જાણી ન હોય"** એવું વાકય છે. સર્વસાધારણ
વાતમાં એકલી અસાધારણ વાત "આ શાસ્ત્રો જાણ્યાં વિચાર્યાં હોત તો" એમ ઘુસાડી દીધી. એમ ગોટાળો
વાળ્યો. એકલાં શાસ્ત્રોને માટેજ આવો આગ્રહ કેમ રખાય છે. બીજી ચાર બાબતોને બાકાત કેમ રાખી છે ?
અનુપયોગિતા તો પાંચેય માટે સરખી છે. તો પાંચેય બાબતોને એજ પ્રશ્ન અને એજ ઉત્તર અડાવી દેવાનો
હતો. પાંચમાં ભેદ પાડવાની કશી જરૂર ન હતી. શ્રીજીએ ચોથે નંબરે મુકેલાં આઠ શાસ્ત્રોને દેવ પછી બીજા
નંબરે મુકીને પણ દશા તો બહુ બુરી સર્વાધિક કરી દેખાય છે. ચાર બાબતો તો ભારે ભાગ્યશાળી કહેવી
પડે. કેમકે આ કિલકિત્તામાં રહી ગયાં. એકલાં નિરાધાર શાસ્ત્રો દુર્ભાગી કે જેથી આ કિલકિત્તામાં આવી
ગયાં. જે શબ્દો શ્રીજીપ્રશ્નમાં નથી તે નવાને ઘાલીને પણ આઠ શાસ્ત્રોને અનુપયોગી જેવાં ઠરાવી દીધાં ?
કેવી ધાપ મારી છે ? કોઇને પણ આવડે ? આમાં વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરવામાં કાંઇ બાકી
છે ? અને અનન્વય દુરન્વય કરવામાં કાંઈ બાકી છે ? તેનો મુકાબલો સુજ્ઞ સમાજ સ્વયં કરી લેશે.

પ્રસંગાત્ કહીએ—આના અનુવાદરૂપ સંસ્કૃત હ. વા. સુ.માં શ્રીજીએ પોતે પ્રશ્ન ઉપસ્થિત કર્યો કે–
સત્સંગિઓએ તત્વત શું શું જાણવું જરૂરી છે. એનો ઉત્તર પોતેજ કર્યો કે–સંપ્રદાય આદિક ચાર બાબતો
જાણવી. આમાં પંડયાશ્રી જેની ઉપર ખાસ આધાર રાખે છે તે શબ્દો (કેમજે તેને કોઈક પુછે અથવા પોતાંના
મનમાં કોઈ તર્ક થઈ આવે ત્યારે જો તે વાર્તા ન જાણી હોય તો તેનું સમાધાન કેમ થાય ?) આમાં
લીધા નથી. પંડયાશ્રીને જેમ સમજવું હોય તેમ સમજે. અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ આ બે વિશેષણો
શાસ્ત્રોને શ્રીમુખે આપ્યાં છે તે પોતાની ઉટાંગ માન્યતામાં બહુ આડે આવતાં હતાં તે ઉપરની બુંડ કુભંડ
રીતે ટાળી નાંખ્યાં. જરા શાંતિથી ધ્યાનપૂર્વક પૂર્વાપરના અનુસંધાનથી શ્રીજી વાકયોને મેળવી વાંચો વિચારો
તો ખરા કે શી રીતે એનાએજ પ્રશ્નમાં ઉત્તર થઈ ગયો ?

ભલે વકીલ પંડયાશ્રી પંડાબળથી કે વકીલાત બળથી આઠ સચ્છાસ્ત્રોને અનુપયોગી જેવાં ઠરાવે પરંતુ
મહાપ્રભુએ આઠને અતિપ્રમાણરૂપ અને ઇષ્ટ એવાં વિશેષણોથી વધાવ્યાં છે તે યાવચ્ચંદ્ર દિવાકર કાયમ રહેવાનાં
છે કેમકે સંપ્રદાયનાં તરીકે મનાતાં સઘળાં શાસ્ત્રોમાં આઠ શાસ્ત્રોના વચનોનો સંગ્રહ બહુધા કર્યો છે.
('सर्वधर्मान्' 'यस्मात्क्षर' 'कृष्णस्तु भगवान् स्वयं' 'अन्योऽपि धर्मरक्षायै' 'कलौ खलु भविष्यन्ति' ઈત્યાદિ સહસ્રશઃ
છે) એ કોઈ રીતે કાઢયાં નીકળે તેમ નથી. જ્યારે જ્યારે બહારનું આક્રમણ આવે છે ત્યારે એજ વાકયો
પ્રમાણ તરીકે કામ લાગ્યાં છે. અને લાગશે શંકરાચાર્ય અને કાશીનો દાખલો તાજો છે. એટલે શ્રીજી વાકયતો
અવિચળ રહેવાનું છે. શ્રીજીની માન્યતા મુજબ માનનારા ચુસ્ત આશ્રિતો છે એટલે કશી ન્યૂનતા નથી. વિરોધિ-
ઓએ પણ સમજી વિચારીને અનુરોધી થવું પડશે. સંપ્રદાયના થઇને તેવાં શાસ્ત્રોને ગૌણ કે અનુપયોગી
કે અન્યાર્થે ઠરાવીને તફાવત સાધવાની આડાઅવળી મહેનત કરે છે તે મુધા અને કુધા છે. આ સતી સમા-
લોચના સર્વેએ સ્વીકાર્ય છે.

શ્રીજીએ અષ્ટ સચ્છાસ્ત્રોને અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટપણે માન્યાં છે તેનું એક કારણ શ્રીજી
માન્યતાની વિરુદ્ધનું કહ્યું. હવે બીજું વધારે વાસ્તવિક કારણ એના જેવું જ ઉઘડ કહે છે. ભિન્નભિન્ન
આચાર્યો અને પંડિતોએ તત્વજ્ઞાન વિષયમાં ભિન્નભિન્ન મતો ઉચ્ચાર્યા છે. એ સર્વેએ વ્યાસજીને આદિ
આચાર્ય તરીકે અને એમનાં વચનોને પરમ પ્રમાણ તરીકે સ્વીકારેલાં છે, અને મહાપ્રભુએ પણ એવો જ

અભિપ્રાય અંત્ય ૧૦ માં ઉચ્ચાર્યો છે. △ સાતને વ્યાસપ્રણીત ( વેદ સાથે ) ગણીને અને યાજ્ઞવલ્કયને ભારતીય સમાજના અગ્રગણ્ય અને તેમની સરકારમાન્ય ગણી છે. આ હકીકતને કારણે અત્રે આશ્રિતો સરળતાથી શ્રેય સાધી શકે એ કારણે એ આઠને અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ માનેલાં છે. આ રીતે લાંબી પ્રસ્તાવના રમ્ય રીતે જોઠવીને, હવે નામાંકિત સર્વમાન્ય ઉક્ત આચાર્યવર્યોના સદભિપ્રાયને પણ ઉટાંગ રીતે ઉલટાવે છે. "પણ તે સાથે જ તેમણે કેટલીક ચોખવટ પણ કરેલી છે. આ ચોખવટ આશ્રિતમાત્રે અવશ્ય ધ્યાનમાં રાખવી ઘટે છે. પહેલી બાબત એ છે કે સંપ્રદાયના સિદ્ધાંતો અને પ્રણાલિકાના નિરાકરણ માટે તો આ આઠ શાસ્ત્રોને નહિ પણ સંપ્રદાયનાં શાસ્ત્રોને જ મુખ્ય પ્રમાણ સમજવાં જોઇએ." આ રીતે પોતે ચોરટી ચોખવટ કરે છે. સંપ્રદાયના સિદ્ધાંતો અને પ્રણાલિકાઓ તો આઠ શાસ્ત્રોને આધારે મહાપ્રભુએ જ વ્યવસ્થિત કરી છે. વાત કરવાની બાકી રાખી નથી. તત્ત્વજ્ઞાન માટે તો રામાનુજકૃત સૂત્રભાષ્ય તથા ગીતાભાષ્યને અધ્યાત્મ શાસ્ત્ર તરીકે સ્વીકાર્યાં છે. અમારા સંપ્રદાયનું મૂળ છે, એના જેવો કોઇ ગ્રંથ નથી, એમ અતિશય પ્રશંસેલા વાસુદેવમાહાત્મ્ય થકી ધર્મ પ્રણાલિકા જાણવાની અનુજ્ઞા આશ્રિતોને શ્રીહરિએ કરી છે. લોયા ૧૪ માં 'આઠ સચ્છાસ્ત્રો અને મારો અભિપ્રાય એક મળતો છે એમ બુદ્ધિવાનોએ જાણવું' એમ શ્રીમુખે જ ચોખવટ કરી છે. ધર્મ તો શ્રુતિ સ્મૃતિ સદાચારે પ્રતિ પાદેલો સ્વીકાર્યો છે. દીક્ષા તો પંચસંસ્કારવાળી ગુરુપરંપરા પ્રાપ્ત પ્રામાણિક છે. દીક્ષામાં ઉપાસ્ય ઇષ્ટ દેવતા તો શ્રીકૃષ્ણ છે એમ પણ ચોખવટ કરી છે. સંપ્રદાયનાં શાસ્ત્રો, આઠ શાસ્ત્રોના સારસિદ્ધાંત સંગ્રહરૂપ છે એવી પણ ચોખવટ કરી છે. પંડ્યાશ્રી પણ 'व्याससिद्धान्तबोधकः' આ બાબતને માને છે. આ સમન્વય દૃષ્ટિએ દેખીએ તો સંપ્રદાયના સિદ્ધાંતો અને પ્રણાલિકા પૃથક્ નથી. ( વેષભૂષાની આમાં વાત નથી ) તો પછી સિદ્ધાંત અને પ્રણાલિકા બાબતમાં આઠ અમુખ્ય અને સંપ્રદાયનાં મુખ્ય એવી વિભાગીય ભાંગફોડ કોઇ રીતે યોગ્ય સમન્વિત ઘટિત નથી. શ્રીજીકૃત આ ચોખવટ આશ્રિતમાત્ર અવશ્ય ધ્યાનમાં રાખે છે. ભાંગફોડીયા ચોખવટની જરૂર નથી. ભલે સેવામંડળવાળા એવી સેવાને કર્યા કરે. ખરું ખુલ્લું કહીએ તો આ ચોખવટ નહિ પણ આપ્તતમ મહાપ્રભુ અને મોટા મોટા વ્યાસાદિ આચાર્યોનાં પ્રમાણ વાક્યોની ચોખ્ખી ચોરવટ (અર્થાંતરરૂપ) ચોગાનમાં થાય છે અને સત્સંગિ સમાજની છેક છેતરપીંડી થાય છે. વધારે વાસ્તવિક કારણની સમીક્ષા થઇ.

"બીજી બાબત એમ છે કે—આ શાસ્ત્રોમાં વિવિધ પ્રકારનનાં જે વચનો કહેલાં છે તે વચનો ભગવાનની ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય અને ધર્મ, એટલે કે એકાંતિક ધર્મનો અત્યુત્કર્ષ દાખવતાં હોય તેને જ મુખ્ય પ્રમાણો માનવાં જોઇએ. અને ત્રીજી બાબત એ છે કે જુદા જુદા આચાર્યો અને વિદ્વાનોએ આ શાસ્ત્રોના રહસ્ય અંગે ગમે તે કહેલું હોય, પણ "धर्मेण सहिता कृष्णभक्तिः कार्येति तद्रहः" (શિ. શ્લો. ૧૦૨) ભગવાનની ભક્તિ હંમેશાં ધર્મયુક્ત જ કરવી એજ આ ગ્રંથોનો સાર છે. એવું સૌ કોઇએ નિશ્ચત માનવું જોઇએ." આ રીતે શાસ્ત્રવચનોમાં ઉત્કર્ષાપકર્ષનો અને મુખ્ય અમુખ્યનો મોટો શાસ્ત્રાર્થ વિચિત્ર વિકૃત ઉપાડયો છે. એની સમાલોચના સમીચીન કરીએ—

આ બન્ને શ્લોકો એક સાથે છે તેમાં અર્ધાને નંબર આપ્યો અને બીજાને નહિ આપીને ભેદ પાડયો છે. અર્ધાને સંસ્કૃતમાં મુકયો અને બીજાનું ગુજરાતી ભાષાંતર માત્ર આપીને ભેદ પાડયો છે. પુરાતત્ત્વખાતાની શિક્ષાપત્રીમાં સાથેજ બન્ને શ્લોકો અને અર્થો મુકયા છે. ભેદનું ખરૂં કારણ ભેદવાદી જાણે. આ બાબત સંપ્રદાયનાં શાસ્ત્રોને નહિ પણ આઠ શાસ્ત્રોને લગતી છે. શિક્ષાપત્રી ટીકામાં-'પોતે કહેલાં શાસ્ત્રોના તાત્પર્યના અવધારણમાં વિશેષને કહે છે" એવું પ્રતીક પૂર્વાપરના અનુસંધાને આપ્યું છે. જેથી આ બાબત આઠ શાસ્ત્રોને લગતી છે એ નિશ્ચિત થાય છે. "પૂર્વોક્ત શાસ્ત્રોમાં (આઠ) જે વાકયો શ્રીકૃષ્ણ, ધર્મ, ભક્તિ અને વૈરાગ્યના ઉત્કર્ષને કહેનારાં હોય તેને, જરા અપકર્ષને જણાવનારાં વાકયો કરતાં પ્રધાનપણે માનવાં. એટલે એનાથી નિર્ણય કરવો" એવી ચોખવટ કરી છે. ટીકામાં કૃષ્ણ ધર્મ, ભક્તિ અને વૈરાગ્ય વિષયમાં અપકર્ષ ઉત્કર્ષને જણાવનારાં આઠ શાસ્ત્રોનાંજ વાકયોને વિષયવાર વિસ્તારથી લઇને રમ્ય રીતે શ્લોકાર્થ ઘટાવ્યો છે. એટલે આમાં

સંપ્રદાયની કશી વસ્તુ નથી. તે વખતે સંપ્રદાયના ગ્રંથો જ અસ્તિત્વમાં ન હતા. સંપ્રદાયે તો આ બાબત સ્વાર્થે સર્વાત્મના સ્વીકારવાની છે.

આ બધુ તો ઠીક છે, પરંતુ જેને માટે શ્રીજીની આ બધી મુખ્ય મહેનત છે તે ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનેજ મૂળમાંથી કાઢી નાંખ્યા છે. બીજે સ્થળે તો કંઇક ઠીક પણ આ સંયુક્ત પ્રસક્ત શ્લોકોમાંથી કાઢી નાંખ્યા છે. જાણે શ્રીકૃષ્ણને જ અપકર્ષમાં ગણ્યા હોય. આતો સત્સંગીમાત્રે અતિઅસહ્ય હોઇને ધિક્કારવા યોગ્ય છે. જે જ્ઞાનને શ્લોકમાં સ્થાન નથી તેને ભક્તિ સાથે બીજું સ્થાન આપીને 'श्रीकृष्णस्य' એમ જેમને મુખ્ય સ્થાન સ્પષ્ટ શબ્દથી જ આપ્યું છે તેને તો મૂળમાંથીજ કાઢી નાંખ્યા છે. શ્રીહરિસ્વરૂપ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ પરંબ્રહ્મને કાઢી નાખવાની આતો પ્રત્યક્ષ ચોરી છે. આતો ઉઘાડું પ્રદ્વેષનું લક્ષણ છે. આવી ઘાલમેલ અને ગોળમાલ શ્રીજીની શબ્દમૂર્તિભૂત શિક્ષાપત્રીના અર્થમાં કોઈ આશ્રિતે થાય ખરી ? આ કાંઈ અજાણથી થયેલી ભુલ નથી. પણ જાણીને કરેલું ચોખ્ખું ચૌર્ય જણાય છે.

શ્રીજીસ્વીકૃત ટીકામાં–શ્રીકૃષ્ણના અપકર્ષને કહેનારાં વચનોને અપ્રધાન ગણીને અને ઉત્કર્ષને કહેનારાં વચનોને પ્રધાન ગણીને શ્રીકૃષ્ણનો અપરંપાર ઉત્કર્ષ સવિસ્તર શતાનંદ મુનિએ સમર્થ્યો છે. આનો તો ગંધ પણ આવવા દીધો નથી. ભાષ્યમાં તો—"પ્રાપ્ય પરમપુરુષ શ્રીકૃષ્ણ, તેમની પ્રાપ્તિમાં ઉપયોગી ધર્મ, તેમને વિષે ભક્તિ અને તેમના થકી અન્યત્ર ( શ્રીકૃષ્ણ થકી અન્ય વિષયોમાં ) અરુચિ એવું વૈરાગ્યનું લક્ષણ કર્યું છે. આમાં તો શ્રીકૃષ્ણને પ્રાપ્ય કહીને ધર્મ ભક્તિ વૈરાગ્યને તેમની પ્રાપ્તિના ઉપાય તરીકે કહે છે. એમ ઉપેયઉપાય ભાવ સમર્થ્યો છે. જેને પ્રાપ્ય તરીકે સ્પષ્ટ શબ્દોથી કહે છે તે શ્રીકૃષ્ણને મૂળથીજ નિરસ્ત કરીને, જે તેમની પ્રાપ્તિના ઉપાયો ધર્માદિક છે તેને ગ્રહણ કરે છે. આ કેવો વિચિત્ર અર્થ અને કેવી વિકૃત રજુઆત કે જેનો જોટો કોઈ સ્થળે જડે નહિ. શ્રીકૃષ્ણનું તો ઠીક છે પરંતુ જેને શ્રીહરિની અપરમૂર્તિ માને છે તે સટીક શિક્ષાપત્રીના અર્થનું પણ ઉઘાડું ઉટાંગ રીતે ખંડન પ્રસિદ્ધમાં થાય છે. કૃષ્ણને કાઢી નાખવાનું આ કપટ કાવત્રું કુભંડભર્યું ક્યાંથી કાઢ્યું ? સેવા મંડળનું પરમ ધ્યેય અને જ્ઞાન આવું કૃષ્ણદ્વેષી ક્યાંથી નિવડ્યું ? કૃષ્ણનું નામ કાઢી નાખવું એ કયા સંપ્રદાયનો જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિ ? તેની જાહેરમાં ચોખવટ કરવાની જરૂર છે. બોચાસણવાળા તો કોર્ટમાં પણ ચોખ્ખું કહેતા કે અમે બોચાસણવાળા શ્રીકૃષ્ણને માનતા નથી. આ તો છાની રીતે ઘા કરે છે. એટલો ફેર છે. પ્રગટ ઉપાસના આવીજ અપલક્ષણી કૃષ્ણદ્વેષી હશે ? આ છળકપટ બંડ કુભંડ નહિ તો બીજું શું ? જેમ વચ. ૧૮ માંથી શ્રીકૃષ્ણ નામ કેનસલ કર્યું છે તેમ આ. ૧૦૧ શ્લોકમાંથી પણ કેનસલ કર્યું છે આ કેવી કૃષ્ણ સેવા ?

હવે ત્રીજી બાબતની વાત કરીએ આ બાબત પણ જુદા જુદા આચાર્યો અને વિદ્વાનોના અભિપ્રાય પ્રસંગની નથી કિંતુ પૂર્વપ્રકૃત અષ્ટશાસ્ત્રોના અનુસંધાનવાળી છે. ટીકામાં "આ સચ્છાસ્ત્રો સ્વધર્મસહિત ભગવદ્ ભકિતના પ્રતિપાદન પર છે, એ તેના સિદ્ધાંતને હવે કહે છે" એવું અવતરણ આપ્યું છે. "કૃષ્ણની ભક્તિ ધર્મ સહિતજ કરવી પણ તેને ત્યજીને નહિ કેમકે જે ધર્મ છે તે ભકિતનો પોષક છે. સર્વ સચ્છાસ્ત્રોનો એજ રહસ્ય સિદ્ધાંત છે" આ રીતે શ્લોકાર્થ છે ટીકામાં આ વિષયનું વિસ્તૃત વર્ણન શાસ્ત્રોનાં પ્રમાણોથી કરવામાં આવ્યું છે. તે તે ટીકા થકી જાણવું ભાષ્યમાં–ઉત્કર્ષ કહેનારાં શાસ્ત્રોને પ્રધાન શા માટે માનવાં ? તો જે સર્વે વેદો અને તે મૂળ જેમાં છે એવાં બીજાં શાસ્ત્રોનું રહસ્ય (હૃદય) ધર્મસહિત ભક્તિ કરવામાં છે" એમ ભકિતમાં પરમ તાત્પર્યને લઇ ગયા છે. ભકિત કેની કરવી ? તો ' श्रीकृष्णस्य ' અને ' कृष्णभक्तिः ' એમ કૃષ્ણ શબ્દ વાપર્યો હોવાથી કૃષ્ણની જ ભક્તિ કરવાનું કહે છે. બીજાનો પ્રસંગ નથી. "तस्यैव सर्वथा भक्तिः कर्तव्या" (૧૧૩) એમ 'કૃષ્ણનીજ ભકિત કરવી' એવો નિર્ણય લીધો છે. કેમકે એમનુંજ પ્રકરણ ચાલુ છે. ભાષ્યમાં–ચોખવટ કરી છે કે "જે પુરુષોત્તમ ભગવાન્ કૃષ્ણ સર્વાવિર્ભાવકારણ પ્રતિપાદ્યા છે તેમનીજ ભકિત કરવી" બીજાં પદોનું આડુઅવળું મનભાવ્યું વિવેચન કર્યું પણ કૃષ્ણપદનું તો કશુંજ કર્યું નહિ. ફકત કૃષ્ણપદનું નિષ્કાસન કર્યું અને જ્ઞાનપદનું પ્રવેશન કર્યું. 'कृष्णभक्तिः' ત્યાં કૃષ્ણ શબ્દ રાખ્યો છે તેમ ' श्रीकृष्णस्य ' એ શબ્દ રાખ્યો હોત તો શું ખોટું હતું ?

આ દોઢડહાપણનો કશો અર્થ નથી. શિક્ષાપત્રીમાં આવો ઉધડ અર્થફેર કરવાનો અધિકાર સહજાનંદસ્વામીએ કે શતાનંદમુનિએ આપ્યો છે કે શું ? કેવું ઉંડું ઉંડું શોધે છે ? અને કેવું કુટણું ચુંથણું કરે છે તેની આ ટુંકી રૂપરેખા આલેખનીયા છે.

ઉપર પ્રમાણે યદ્વા તદ્વા અપલપીને, આગળ ચાલતાં વળી કેટલીક વિચિત્ર વિચારણા કરીને, 'એટલે આ આઠ શાસ્ત્રો મહાપ્રભુને ઈષ્ટ એટલે પ્રિય છે...શ્રીમદ્દરામાનુજાચાર્યનાં બે ભાષ્યો મહાપ્રભુને ઈષ્ટ એટલે પ્રિય છે એવો સ્વાભાવિક અર્થ આપોઆપ નિષ્પન્ન થાય છે. મહાપ્રભુ સ્વા. ના. ની જીવન રીતિ હંમેશાં રચનાત્મક (બહુવિધ જીવોનું બહુ રીતે કલ્યાણ કરવું એ એમનું અવતાર કાર્ય હતું. એમનું અવતરણ ધર્મો ભાગવા માટે નહિ પણ ધર્મોની ભાગેલી પાળોને સમારી સુધારી તેમાં સુમેળ અને સમન્વય સાધવા માટેજ હતું. એટલે સર્વધર્મ સમન્વય એજ જેમની જીવન દૃષ્ટિ હતી એવા મહાપ્રભુ સ્વા. ના. વેદાદિક આઠ સચ્છાસ્ત્રોમાં અતિપ્રિય શાસ્ત્રો તરીકે ગણાવે એમાં શું આશ્ચર્ય ?" આ રીતે સ્વસ્થાનમાં સ્વલ્પ આવીને ડહાપણ કરે છે. જો આ રીતે સાચા નિખાલસ મનથી માનતા હોય તો ઉપર વર્ણવી એવી ક્લિષ્ટ કલ્પના, જટિલ જલ્પના, વિગીત વિતંડા કરવાનું મનજ ન થાત. વિચાર વાણી અને વર્તનની એકતા નહિ એનોજ વિપરિણામ છે. મહાપ્રભુએ જેવી રીતે અવતાર કાર્ય અને જીવન રીતિ ( દર્શાવ્યા મુજબની ) અપનાવી છે તેને સાચી રીતે અનુસર્યા હોત તો આ વિરોધી કડાકુટ માથાકુટ અને હૈયાકુટ કરવાની જરૂરજ નહિ. સુમેળ અને સમન્વયની તો વૃથા વાતો વડાઈ માટે કરવાની છે. વર્તનમાં મોટું મીંડું છે.

ઉપર પ્રમાણે લાંબુ ચુંથણું ચર્વિતચર્વણ રૂપનું કરીને, સંપ્રદાયનાં શાસ્ત્રોના વિચાર ઉપર આવતાં તેને સંપ્રદાયના સાહિત્યના ભંડાર તરીકે અને અજોડ તરીકે વખાણીને, તેના કર્તા ત્યાગિવર્ય મુક્તાનંદાદિ સદ્દગુરુ સંતોને નામનિર્દેશ અને ગ્રંથનિર્દેશ સાથે તેની કૃતિની બહુ રીતે પ્રશંસા કરીને. પર્યન્તે "પણ એક દુઃખદ આશ્ચર્ય છે કે—સંપ્રદાય બહારના જગતમાં હજુ એનો પ્રચાર પરિચય નહિવત્ થએલો છે. એ માટે સંપ્રદાય બહારની વ્યક્તિઓના પૂર્વ ગ્રહો જેટલીજ સંપ્રદાયના સંચાલકો અને શિક્ષિતવર્ગની બેદરકારી પણ કારણભૂત ગણી શકાય તેમ છે" એમ પરિતાપને પર્યવસાનમાં લાવ્યા છે. સંચાલકમાં કે શિક્ષિતવર્ગમાં પોતે લેખકશ્રી આવી જાય છે. પોતે બેદરકારીને સમજ્યા છે તે સમ્યક્ છે. શ્રીજીએ ચોથા નંબરે મુકેલાં શાસ્ત્રોને બીજે નંબરે સેવ્ય તરીકે મુકયાં છે તો તેની કંઈપણ સેવા પ્રમુખશ્રી અને સેવામંડળ કરશે એવી આશા છે. કેમકે "સંપ્રદાયની શોભા, ગૌરવ અને પ્રતિષ્ઠાનું મૂલ્યાંકન તથા તેની વૃદ્ધિ અને પુષ્ટિ તેનાં શાસ્ત્રો ઉપરથીજ થાય છે. તેથી સંપ્રદાયના પ્રમાણિત શાસ્ત્રોનું અધ્યયન કરવું કરાવવું, તેનું સંશોધન કરી યોગ્ય સ્વરૂપે અને રીતે રજુઆત કરવી–કરાવવી એ અમારૂં એટલે શ્રીસ્વામિ નારાયણ સત્સંગ સેવા મંડળનું પરમ ધ્યેય છે" એમ સેવા મંડળનું પરમ ધ્યેય સત્સંગમાં જાહેરમાં જણાવ્યું છે. પૂર્વેના સંચાલકો અને શિક્ષિતવર્ગે સંપ્રદાયના સાહિત્યના પ્રચાર પરિચય માટે યથાશક્તિ સારો પ્રયત્ન કર્યો છે. તેમને અપવદવા જેવા નથી. આધુનિકોએ પોતાની બેદરકારી સમજવી ઘટે છે. જે સર્વ સત્તાધીશ છે આચાર્ય છે તેને તો કાંઈ કહેતા નથી, બીજાઓને જાહેરમાં કહેવાથી કશું વળે નહિ. અપ્રકૃત આશ્ચર્યને અનુભવે છે એટલે બસ છે. આ બાબતમાં કહ્યા જેવું બહુ છે પણ લાંબુ થઈ જાય છે. પ્રસંગ મળતાં કહેવાશે.

વળી સંપ્રદાયનાં શાસ્ત્રોમાં પણ શિક્ષાપત્રી, સત્સંગિ જીવન વચનામૃત અને દેશવિભાગનો લેખ, આ ચાર મહાપ્રભુના પ્રત્યક્ષ પ્રસાદભૂત ગણીને સંપ્રદાયરૂપી ઇમારતને ચાર મહાશાસ્ત્રોરૂપ પાયા ઉપર રચાયેલી ગણીને, તેનું થોડું વિવેચન મનભાવ્યું કરીને, "સંપ્રદાયમાં આ ચાર શાસ્ત્રોથી પર બીજું કોઇ નથી તેથી તે શ્રેષ્ઠ પ્રમાણ મનાય છે" એમ ચારનેજ શ્રેષ્ઠ પ્રમાણ તરીકે સ્થાપીને, "સંપ્રદાયનાં કે સંપ્રદાય બહારનાં બીજાં શાસ્ત્રો જેટલા પ્રમાણમાં આ ચાર શાસ્ત્રોથી વિરુદ્ધ હોય તેટલા પ્રમાણમાં સંપ્રદાયના આશ્રિતો માટે પ્રમાણરૂપ ન ગણાય" એમ 'विरोधे त्वनपेक्षं स्यात्' આ વિરોધાધિકરણ ન્યાયથી (શ્રુતિવિરુદ્ધ જે સ્મૃતિ હોય તો તે અનપેક્ષિત છે) સંપ્રદાયનાં બીજાં બધાં શાસ્ત્રોને અનપેક્ષિત ગણીને, જો સંપ્રદાયનાં ચાર શાસ્ત્રો થકી

બહારનાં બીજાં શાસ્ત્રો ( વેદાદિ આઠ ) વિરુદ્ધ હોય તે તેને પણ અત્યંત ઉલટી વિચિત્ર વિકૃત વિરુદ્ધ રજુઆત કરીને, સંપ્રદાયનાં બહારનાં આઠ અને સંપ્રદાયનાં ચાર થકી બીજાં બધાંને ચાર થકી વિરુદ્ધાંશમાં સત્સંગિઓએ પ્રમાણભૂત નહિ માનવાનો ફાઇનલ નિર્ણય આપ્યો છે. કોઈપણ પૂર્વાચાર્યોએ સ્વકૃત પ્રબન્ધો થકી કોઇ અંશમાં વિરુદ્ધાંશવાળાં વેદાદિ શાસ્ત્રો ગૌણ ગણવાનો નિર્ણય અદ્યાપિ આપ્યો નથી. શ્રીહરિએ એવો અવળો નિર્ણય આપ્યો નથી એ તો ચોક્કસ છે. તેતો અતિ પ્રમાણરૂપ અને ઇષ્ટ કહે છે. પોતાના ગ્રંથોનું ગૌરવ અને તદ્વિરુદ્ધાંશવાળાં વેદાદિ શાસ્ત્રોની ગૌણતા કહી હોય તો તે નકરી મૂર્ખતા જ ગણાય. નવ્ય જ્ઞાનાચાર્યો ગમે તેમ કહી શકે. એમને કોઇની આમના નથી. તેતો સ્વતંત્ર તંત્રવાળા છે. ( અહીં ચારને મુખ્ય માને છે પણ વડતાલ ૧૮ ના વિવેચનમાં શિક્ષાપત્રી સત્સંગિજીવનને પણ ગૌણ ગણીને વચનામૃતને બહુ રીતે મુખ્ય માનીને, સંપ્રદાયનો જ્ઞાનમાર્ગ અને ઉપાસના રીતિમાં તો બીજાં બધાં વચનામૃતોને પણ ગૌણ ગણીને ચાર વચનામૃતોને જ મુખ્ય માન્યાં છે. એમ ચારમાં પણ મુખ્ય અમુખ્યની મનસ્વી કલ્પના કોઈની કલ્પનામાં ન આવે એવી અદ્ભુત કરી છે.

આ પછી વળી ભારતીય પ્રસ્થાનત્રયી અને સંપ્રદાયની પ્રસ્થાનચતુષ્ટયીની વિચિત્ર ચર્ચા મનમાની કરીને, " પણ સંપ્રદાયમાં પ્રમાણરૂપ શાસ્ત્રો અને સંપ્રદાયનાં પ્રમાણરૂપ શાસ્ત્રો એના આદેશોમાં થોડો પણ મહત્ત્વનો તફાવત છે " એમ અધવચ ઉપસંહાર કરે છે. એનું એ જ પિષ્ટપેષણ છે. એની સમાલોચના ઉપર સમ્યક્ થઇ ગઇ છે.

છેવટે શાસ્ત્રોમાં પ્રત્યક્ષ પરોક્ષ એવો ભેદ પાડીને મુખ્ય ગૌણપણાની કુકલ્પનાને કરે છે—પૂર્વ ઇતિહાસમાં જે અવતારો ગણવામાં આવ્યા છે તે બધા મહાપ્રભુ " પુરુષોત્તમમાંથી જ પ્રગટ થાય છે અને તેમાંજ પાછા લીન થાય છે" એ કારણે જ જે શાસ્ત્રોમાં એ અવતારોની લીલાઓનું વર્ણન કરેલું છે તેને સંપ્રદાયમાં પ્રમાણરૂપ અને પ્રિય માનવામાં આવેલાં છે" એમ અન્ય શાસ્ત્રોને અતિપ્રમાણરૂપ અને પ્રિય માનવામાં અવતાર લીલા વર્ણન રૂપ કારણ કહીને પછીથી પ્રત્યક્ષ પરોક્ષની સંદિગ્ધ દ્વિઅર્થી વિચિત્ર વિકૃત ચર્ચાને કરે છે. પંડયાશ્રી અંગુલિનિર્દેશની વાત વારે વારે કરે છે તે સર્વોત્તમ હોઇને સર્વેએ સ્વીકાર્ય છે. પરંતુ તત્ત્વતઃ અત્યંત તફાવત પાડીને કરે છે તે અર્થ સ્વીકાર્ય નથી. અંગુલિનિર્દેશના કર્તા શ્રીહરિ તો 'श्रीकृष्णं हृदि चिन्तये' 'स श्रीकृष्णः परंब्रह्म...उपास्य इष्टदेवो नः' 'तनोतु कृष्णोऽखिलमङ्गलं नः' (શિક્ષાપત્રી પ્રત્યક્ષ-શાસ્ત્ર) અને પાંચમા આપણા ઇષ્ટદેવ જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેમને જાણવા...અને એ શ્રીકૃષ્ણ ભગવાનનાં જે પરોક્ષરૂપ ને પ્રત્યક્ષરૂપ તેને જાણવાં' (પ્રત્યક્ષશાસ્ત્ર વચ. વર. ૧૮) એમ પરોક્ષ શ્રીકૃષ્ણને ઉપાસ્ય ઇષ્ટદેવ પણે સ્વીકારીને પોતાને તેમના થકી અત્યંત અભિન્નપણે 'अन्योऽपि धर्मरक्षायै' 'कलौ खलु भविष्यन्ति' ઈત્યાદિ પરોક્ષ શાસ્ત્રોને અનુ-સંધાને કહે છે. આ બાબત શતાનંદસ્વામીએ 'यः साक्षात् भगवान् क्षराक्षरपरः श्रीकृष्ण एव स्वयं....कृष्णं प्राह परोक्षवन्नतु ततोऽन्यः सोऽस्ति यत्स स्वयम्' આ રીતે પ્રત્યક્ષશાસ્ત્ર શિ.ટીકામાં સ્પષ્ટ કહી છે. પ્રત્યક્ષ શાસ્ત્ર વચ. વર ૧૮ માં "એવી રીતની વાર્તાને સંભાળીને સર્વે સાધુ ને સત્સંગી તે એમ સમજતા હવા જે એ પરોક્ષ જે શ્રીકૃષ્ણ ભગવાન્ કહ્યા તેજ આ ભકિત ધર્મના પુત્ર શ્રીજી મહારાજ છે પણ એ થકી પર કોઇ નથી અને એજ આપણા ઇષ્ટદેવ છે ને ગુરુ પણ એજ છે" એમ સ્પષ્ટ શબ્દોમાં તત્વતઃ અભિન્નતાને કહે છે. પ્રત્યક્ષ શાસ્ત્ર વચનામૃતની પ્રસ્તાવના એજ બાબતને સુસ્પષ્ટ કહે છે. 'श्रीकृष्णाय नमस्तस्मै यः साक्षाद्धर्मनन्दनः' 'अवतीर्णो निजगृहे श्रीकृष्णो हरिसंज्ञया' (પ્ર. શા. સ. જી.) એવાં સેંકડો વચનો સંપ્રદાયના પ્રત્યક્ષ ગ્રંથોમાં શ્રીમુખે કહેલાં છે; સંપ્રદાયનો ઉપોદ્ઘાત જ એવો સુદૃઢ ઘડયો છે. આ જોતાં અંગુલિનિર્દેશ તો તલમાત્ર તફાવતનો નહિ પણ સર્વ રીતે અભિન્નતાને સાબીત કરે છે. પંડયાશ્રી લખે છે એવો શ્રીકૃષ્ણને, તેમના અક્ષર ધામને, તેમની પત્નીભૂત રાધાલક્ષ્મીને, તેમના પરિચારકરૂપ પાર્ષદો વિગેરેને મૂળમાંથી કાઢી નાખવાનો અંગુલિનિર્દેશ લેશથી પણ કરતા નથી. શ્રીહરિની અને પંડયાશ્રીની માન્યતા વચ્ચે તેજસ્તિમિર જેટલો તફાવત છે. જે પ્રત્યક્ષ શાસ્ત્ર 'પુરુષોત્તમમાંથી અવતાર થવાનું અને જેમાં અંતર્ધાન થવાનું કહે છે' તે પણ શ્રીહરિ તો

શ્રીકૃષ્ણને માટે કહે છે. આ બાબત 'सर्वाविर्भाविकारणं' આ વચનમાં વ્યક્ત છે. એવાં તો સેંકડો વચનો પ્રત્યક્ષના ગ્રંથોમાં છે. આ જોતાં શ્રીકૃષ્ણ શ્રીહરિ વચ્ચે તલમાત્ર તફાવત નથી એમ કહેવું એ પ્રત્યક્ષ સર્વ શાસ્ત્રોને મળતું સર્વસંમત થાય છે. વગર પ્રમાણે કેવળ કર પ્રહારથી કે મૂસળ પ્રહારથી ભેદ પાડવા જાય છે તે પ્રત્યક્ષ શાસ્ત્રોને સંમત નહિ હોઇને કોઈપણ સત્સંગિને સંમત ન થાય એ સ્વાભાવિક છે. મૂળસ્વરૂપ અને અવતારસ્વરૂપની તત્વતઃ સર્વથા અભિન્નતાને કહે છે તે પ્રત્યક્ષ શાસ્ત્રોની દૃષ્ટિએ બરાબર છે. પરંતુ શ્રીહરિનું મૂળસ્વરૂપ કયું ? તેમનું ધામ કયું ? તેમનું રૂપ ગુણ વિભૂતિ વિગેરે કયું ? એની ચોખવટ બીલકુલ કરતા નથી. સંદિગ્ધ દ્વિઅર્થી રાખે છે. જો ચોખવટ કરતા હોય તો આ વિવાદી વાતનો તત્ક્ષણ ફાઇનલ ફેંસલો આવી જાય. આ વિષયની વિચારણા ઉપરના લેખમાં અને અન્યત્ર પણ થઇ છે, તે થકી વિસ્તાર જાણી લેવો. છેવટે લેખકશ્રી " શાસ્ત્રો શાસ્ત્રો વચ્ચે રહેલી આ **સૂક્ષ્મ ભેદરેખા**, સર્વ સુજ્ઞ જનોએ અવશ્ય સમજી વિચારી ધ્યાનમાં રાખવી ઘટે છે " એમ ભલામણ કરીને આ વિષયથી વિરામને લે છે. ઉપર્યુક્ત શાસ્ત્રીય તત્વાર્થને જરા શાંતિથી ધ્યાનપૂર્વક વાંચે વિચારે તો સૂક્ષ્મ ભેદરેખાની આખી ભ્રમણા ભાગી જશે અને ઉપર્યુક્ત તત્વાર્થમાં સુદૃઢ નિષ્ઠા સ્થિર થશે. તો સંપ્રદાયના સર્વ સુજ્ઞ જનોએ ઉપર નિરૂપ્યા મુજબની શાસ્ત્રો શાસ્ત્રો વચ્ચે રહેલી શાસ્ત્રીય તાત્વિક સૂક્ષ્મ અભેદરેખા અવશ્ય સમજી વિચારી ધ્યાનમાં રાખવી ઘટે છે. વર્ષ ૧ અંક ૬ માં " સંપ્રદાયની રીત " (૩) આ મથાળાથી લખાએલા લેખમાં ૬–૭ પેરાથી શાસ્ત્રોની ચર્ચા કવચિંદશે પ્રકારાંતરે સંક્ષેપમાં કરી છે તેની પણ સમાલોચના ઉપરના વિવેચનમાં આવી જાય છે. જેથી વધુ કરવાની હાલ જરૂર નથી. આ રીતે " સંપ્રદાયનાં શાસ્ત્રો " એ હેડીંગવાળા લેખની સમાલોચના અતિસમ્યક્ થઇ.

વર્ષ ૨ અંક ૧ માં "**સંપ્રદાયની ગુરુપરંપરા** " એ શીર્ષકવાળા લેખમાં પાંચ પૈકી બીજી બાબત ગુરુપરંપરાનો સંક્ષેપમાં વિચાર આરંભે છે. આમાં તો ગુરૂ ગોટાળો ગોટાટયો છે. ગાયનું ભેંસ તળે અને ભેંસનું ગાય તળે એ કહેવત જેવું એમતેમ ફેંકાફેંક કર્યું જણાય છે. એકેએક દોષ દર્શાવીને શ્રીજીપ્રોક્ત પરંપરાના ગુરુઓના પરાસ્તનો પેંતરો રચ્યો દેખાય છે. વર. ૧૮ નું અનુસંધાન લઇને શ્રીજીના કહ્યા મુજબ તે પરંપરાને પ્રથમ કહે છે–" આ પ્રકારની સ્પષ્ટતા પછી સંપ્રદાયની ગુરુપરંપરા અંગે કોઇપણ પ્રકારની આશંકા ન રહેવી જોઇએ; છતાં તે અંગે જો કોઈ શ્રીમુખના શબ્દોથી જુદી વાત કરતું હોય તો "**તેની બુદ્ધિ ફરી છે**" એમજ માનવું રહ્યું. આ રીતે આશંકા કરનાર ઉપર બુદ્ધિ ફર્યાનો કટુ કટાક્ષને કરે છે. એમ કરીને પોતેજ અનેક આશંકાને અને બુદ્ધિફેરને અવતાર આપે છે. કોણ કેવી શંકાને કરનારા છે. અને શ્રીમુખના શબ્દોથી જુદી વાત કરનારા કોણ છે અને કેની કેવી બુદ્ધિ ફરી વિફરી છે ? તે આ લાંબો લેખ અને તે ઉપરની આ સમાલોચના જ નિઃશંક પ્રબળ પુરાવો પ્રત્યક્ષ છે. આ કટાક્ષની આ પ્રસંગે અપેક્ષા ન હતી. " सदृशं चेष्टते स्वस्याः " એમજ માનવું રહ્યું. આ પ્રકારે ૧ પેરાથી પ્રસ્તાવના પાથરી છે.

૨. પેરામાં 'સંપ્રદાયની પરંપરા એટલે શું ? તેનો અર્થ આપણે પ્રથમ સમજી લેવાની જરૂર છે. 'संप्रदायो गुरुक्रमः' સંપ્રદાય એટલે ગુરુપરંપરા એવો એક અર્થ કરવામાં આવે છે. આ અર્થ પ્રમાણે સંપ્રદાય અને ગુરુપરંપરા, પર્યાયવાચી શબ્દો કહેવાય, **પણ ખરેખર તેમ નથી**" એમ સચ્છાસ્ત્રોને, તેના અભિજ્ઞ આચાર્યોને અને ઉ. સંપ્રદાયના જ્ઞાનવૃધ્ધોને પણ "પણ ખરેખર તેમ નથી" એમ ઉઘાડું અપલપીને ખોટા ઠરાવે છે. " स्यात्पारम्पर्यमाम्नायः सम्प्रदायो गुरुक्रमः " આ કોશવચનમાંથી બે શબ્દો લેખકે લીધા છે. આ ચારેય શબ્દો પર્યાયવાચી છે. "ગુરુપરંપરાગતસદુપદેશઃ" એવો એનો અર્થ એજ ગ્રંથકારોએ ઉપયોગી ઘટાવ્યો છે. વચનામૃતના સંસ્કૃત અનુવાદરૂપ હ. વા. સુ. માં "सम्प्रदायस्तथाभीष्टाः...तत्राद्यः संप्रदायस्तु स्वगुरूणां तु परंपरा' એમ સંપ્રદાયશબ્દમાંજ ગુરુપરંપરાનો સમાવેશ કરીને ચાર બાબતો જ્ઞેય ગણી છે. તો હવે સંપ્રદાય અને ગુરુપરંપરાને એકાર્થમાં ગણીને પરંપરાને સંપ્રદાય શબ્દમાં સમાવેશ કરનારા શતાનંદમુનિને "**પણ ખરેખર એમ નથી** " એમ વિરુધ્ધ કહેવાશે ખરૂ ? બુદ્ધિ ફરી હોય તે કહે. સ. (પ્ર. ૩) અ–૩૭ માં

તમારો સંપ્રદાય કયો ? અને વિષ્ણુદીક્ષાપ્રદ ગુરુ કયા ? આ બન્ને પ્રશ્નના ઉત્તરમાં બહુ વિવેચનને અંતે બન્નેને એકાર્થમાં લઇ ગયા છે, તેથી જ અધ્યાયની ઇતિમાં "ઉદ્ધવ સંપ્રદાય પ્રકાશન" એમ એકલો સંપ્રદાય શબ્દ વાપર્યો છે. કોઇ સ્થળે પૃથક્ કહીને પણ સંપ્રદાય શબ્દમાં જ સમાવેશ કરે છે. સંપ્રદાય શબ્દનો અવયવાર્થ કર્યો છે તેમાં ગુરુ શબ્દાર્થ પણ આવી જાય છે. એમાં એક ગુરુ, બીજા શિષ્ય અને ત્રીજુ જ્ઞાન એ ત્રણનો સંબન્ધ આવે છે. જ્ઞાન કેનું ? તો પરબ્રહ્મ પરમાત્માનું, ગુરુ કેવો ? તો શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ, શિષ્ય કેવો ? તો મુમુક્ષુ. એમ ત્રણ બાબતનું નિરૂપણ છે. શ્રીજીએ અમારા ગુરુ રામાનંદ, તેમના ગુરુ રામાનુજાચાર્ય, રામાનંદના અમે એમ કહીને વૈષ્ણવી દીક્ષાનું દાન કહ્યું છે. દીક્ષામાં મંત્રાદિ સઘળો ઉપદેશ ભગવત્સંબંધી આવી જાય છે. તો શ્રીહરિકૃત સદ્‌ગુરુમાન્ય શાસ્ત્રીય સદર્થને "ખરેખર તેમ નથી" એમ સામું કહેવાય ખરું ? આ કેની સાથે વિવાદ થાયછે એટલું ભાન રખાય તો સારું છે. બુદ્ધ કેની ફરી છે તેને માટે આ સબળ પુરાવો છે.

આ પછી સર્વમાન્ય સદર્થમાં અવળો કે અધુરો અર્થ આપમેળે સમજીને પોતે અર્થાંતર કરે છે. "ઇંટો, ચુનો અને સીમેન્ટના ઢગલાના સમૂહને જેમ **દિવાલ** કહેવાય નહિ, તેમ ભિન્ન ભિન્ન જાતિ, વર્ગ, વિચાર, બુદ્ધિ અને શક્તિ ધરાવનારા માણસોના સમૂહને સંપ્રદાય કહેવાય નહિ" એમ અર્થશૂન્ય આરંભ કરીને. "સંપ્રદાયની રચના માટે (૧) એક અને સમાન **ધ્યેય**, (૨) નિશ્ચિત અને એક સરખાં **સાધનો**, (૩) ચોક્કસ **નિયમો**, (૪) સુયોગ્ય **બંધારણ**, (૫) સમર્થ **પ્રવર્તક** તથા તેમને પુષ્ટકર્તા **આચાર્યશ્રેણી** (૬) અને આ બધું જેના અર્થે યોજાએલું હોય તે **આશ્રિતો.** આ ૭ અંગોનું સહઅસ્તિત્વ, સહજીવન અને સહક્રિયાકરણ અનિવાર્ય છે. આ ૭ પૈકી એક પણ અંગ નબળું યા શિથિલ ન હોવું જોઇએ. એકમેકની પુષ્ટિ થાય એ રીતે આ અંગો સદા–સર્વદા સંગઠિત રહેવાં જોઇએ." આ પ્રકારે સંપ્રદાયની રચના માટે બહુ સારૂ કહીને, "સંપ્રદાયની ગુરુપરંપરા એટલે આ ૭ અંગોવાળા ધર્મજીવનના વિકાસના ઇતિહાસની પરંપરા." એવો સંપ્રદાયની ગુરુપરંપરાનો અર્થાંતર ગોઠવીને, "સંપ્રદાયની ગુરુપરંપરાનો આ અર્થ, સુજ્ઞ વાંચકે હમેશાં ધ્યાનમાં રાખવો ઘટે છે" એમ સ્વકૃત અર્થાન્તરને સુજ્ઞ વાંચકને હંમેશાં ધ્યાનમાં રાખવાની ભલામણ કરે છે સંપ્રદાયનાં ૭ અંગો અને તેનું સહઅસ્તિત્વ, સહજીવન અને સહક્રિયાકરણને કહે છે તે સંપ્રદાય માટે સારૂ ઇચ્છવા યોગ્ય છે પણ કદાપિ એમ બન્યું નથી, બનતું નથી અને બનશે પણ નહિ, એ પ્રત્યક્ષ દેખાય છે. સંપ્રદાયનાં ચાર અંગો પાયાનાં પ્રથમ કહ્યાં છે. આ વળી સંપ્રદાય ગુરુ-પરંપરાનાં ૭ અંગો કહ્યાં. ધારનાર અંગીનું ઠેકાણું નથી. સંપ્રદાય અને ગુરુપરંપરાનો જે સત્યાર્થ શાસ્ત્રાધારે પૂર્વાચાર્યો અને શ્રીહરિ અને તેમના જ્ઞાનવૃદ્ધોએ કર્યા છે એ જ સુયોગ્ય સુસંગત સમુપયોગી સરસ છે, જેથી આ અર્થાંતર ઉટાંગ હોઇને ઉપેક્ષણીય છે.

ઉપર પ્રમાણે ૨ પેરામાં ગુરુપરંપરાનો ઉપપત્તિશૂન્ય ઉપલક ઉટાંગ અર્થાંતર કરીને, ૩ પેરાથી રા. સ્વામીને ગુરુપરંપરામાં લીધા છે અને તેમને ઉદ્ધવજીના અવતાર કહ્યા છે તેનું ઉપપાદન કરતાં, ભાગ. સ્કં. ૧૧ ના અનુસંધાને શ્રીકૃષ્ણ ભગવાને અંતર્ધાન પહેલાં ઉદ્ધવજીને ખાસ બોલાવીને સ્વસ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ આપી, તેનો પ્રચાર કરવાની અને બદરીકાશ્રમમાં જઇ રહેવાની આજ્ઞા કરેલી. તે મુજબ બદરીકાશ્રમમાં જઇ રહેલા ઉદ્ધવજીને શ્રીજીના અવતાર પહેલાં બદરીકાશ્રમમાં નરનારાયણ ભગવાન પાસે મળેલી સભામાં દુર્વાસા મુનિનો શાપ થવાથી અયોધ્યામાં જન્મ ધારીને સૌરાષ્ટ્રમાં આત્માનંદમુનિ પાસે દીક્ષા લીધી હતી. તે મુનિએ ભગવાનને નિરાકાર કહેતાં સાકાર બ્રહ્મના પ્રતિપાદક ગુરુની ગોત કરવા શ્રીરંગમાં ગયા. ત્યાં રામાનુજાચાર્યથકી વૈષ્ણવી દીક્ષા પામીને ઉપદ્રવ થતાં તેનો ત્યાગ કરીને વૃંદાવનમાં આવ્યા. શ્રીકૃષ્ણનું આરાધન કરતાં તેમણે દિવ્યરૂપે દર્શન આપીને પૂર્વે જે જ્ઞાન દ્વારકામાં આપ્યું હતું અને તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી હતી તેની યાદ આપી. આ પરોક્ષ પ્રત્યક્ષ શાસ્ત્રોની હકીકતથી રામાનંદસ્વામી ઉદ્ધવજીનો અવતાર હતા એની સાબીતી કરીને ૧૮ વચનામૃતમાં શ્રીજીએ કહેલી બાબતને સમર્થન કરીને, "આમ છતાં પણ રામાનંદ સ્વામી પૂર્વાવતારમાં ઉદ્ધવજી ન હતા એવું જો કોઇ કહેતું હોય તો તે કપોળકલ્પિત છે એમજ

માનવું રહ્યું " એમ વિરુદ્ધ કહેનારાનું ખંડન કરીને પેરો પુરો કર્યો છે. વાત વિદિત છે કે-વચનામૃત ઉપર અબજીબાપાના નામથી **રહસ્યદીપિકા** નામની ટીકા કરી છે. તેમાં ૧૮ વચનામૃતમાં આવેલા " ઉદ્ધવ તે રામાનંદરૂપે હતા " આ શ્રીમુખના શબ્દોનો ઉત્–ઉત્કૃષ્ટ એવા ધવ–સ્વામી તે ઉદ્ધવ કહેવાય. એવો કપોળ-કલ્પિત અર્થ કરીને રામાનંદ સ્વામી એ ઉદ્ધવજીનો અવતાર ન હતા પણ શ્રીજીના મુકત અવતાર હતા એવું જોઠવ્યું છે. તેમનો નામથી નિર્દેશ નહિ કરતાં સામાન્ય વાત કરી છે. કારણ કે એ સિવાય બીજા કોઇ પણ ઉદ્ધવજીનો અવતાર રામાનંદ સ્વામી હતા એ બાબતમાં મતભેદ ધરાવતાજ નથી. રુચિમંડળવાળા અને બીજા બધા આ વાતને જાણે છે. જેથી વિવેચનની જરૂર નથી.

આ મંડળવાળાએ ઉદ્ધવ શબ્દની અવળી વાત કરી તેમ બીજા મંડળવાળાએ '**रामानुजाचार्यकृतं भाष्यं**' એ શિ. વચનની કરેલી સાંભળી છે. ભોગીલાલભાઇએ વિદ્વત્પરિષદ્ મેળવેલી ત્યારે એક સાહેબ સભામાં આવેલા. ચાલુ ચર્ચામાં–**રામ** એટલે રામપ્રતાપજી, તેના **અનુજ** એટલે નાનાભાઇ, તે કોણ તો શ્રીજીમહારાજ. એટલે શ્રીજીએ કરેલું સૂત્રભાષ્ય અને ગીતાભાષ્ય અધ્યાત્મશાસ્ત્ર છે. એવો અર્થ કરેલો. પછીથી એનો અર્થ ટીકામાં કરેલો કોઇએ કહ્યો કે–શ્રીજીએ કરેલું ભાષ્ય ઉપલબ્ધ નથી. અને ટીકામાં રામાનુજનો અર્થ લક્ષ્મણાચાર્ય એવો કર્યો છે. એટલે એ અર્થ સંગત નથી. પછીથી તે સાહેબ મૌન થઇ ગયા. એમ વિરુદ્ધ અર્થ અને અવળી રજુઆત કરવાની પ્રણાલિકા કોઇ કોઇ મંડળોમાં અને વ્યકિતઓમાં બંધાઇ ગયેલી હોય છે. સંપદાયના કોઇપણ મુખ્ય શબ્દનો અવળો અર્થ કર્યા વિના રહ્યા નથી. એક સ્વાં. ના. શબ્દનાજ કેટલા અવળા અર્થો કર્યા છે તે જોઇ લ્યો.

૪ પેરામાં તો મોટો આડંબર આટાટોપ લાંબો નિરર્થક કર્યો છે. પાંડિત્યની તૃપ્તિ સિવાય કશો ઉપયોગી અર્થ નથી. સંપ્રદાયના પ્રબન્ધોમાં ચાર વૈષ્ણવ સંપ્રદાયોની ચર્ચા કોઇ સ્થળે આવે છે. આમાં શંકરાચાર્યના કેવલાદ્વૈતને ઉમેરીને પાંચ કર્યા અને તેનું ચિત્ર પણ ગુરુપરંપરાને પ્રદર્શાવતું નામવાર દોર્યું છે. તત્ત્વજ્ઞાનમાં તો ખુબ જુદા પડે છે પણ આદ્ય ગુરુસ્થાને નારાયણને લીધાનો વિશેષ જણાવ્યો છે. કયા કેવા નારાયણ ? તેની સ્પષ્ટતા નથી. " એ પ્રણાલિકા રામાનંદ સ્વામીને ઉદ્ધવના અવતાર ગણવામાં આવે તો સંપૂર્ણ સચવાય છે " એમ કહે છે પણ તેની કશી સ્પષ્ટતા નથી' પાંચ સંપ્રદાયોની ગુરુપરંપરા ક્રમવાર ગોઠવી છે તેમાં તેમનું નામ નથી. ચારમાં તો ન હોય પરંતુ રામાનંદના ગુરુ રામાનુજ છે તો તેમની પરંપરામાં પણ તેમનું નામ નથી. એટલે આ તો ભભ માનવું રહ્યું.

હવે રામાનંદને રામાનુજે દીક્ષા આપી છે તેમાં વચનામૃતમાં 'સ્વપ્નમાં આપેલી છે' એમ લખ્યું છે. 'સ્વપ્નાવસ્થા ખોટી છે' એ કારણે અને રામનુજાચાર્ય અને રામાનંદના જીવન કાળને ૭૦૦ વર્ષનું અંતર છે એ કારણે દીક્ષાની યથાર્થતામાં શંકા જેવું આવે છે. પણ એવી શંકા સેવવી યોગ્ય નથી એમ કહીને તેના ઉપપાદનમાં પરમ ભાગવતોને અધ્યાત્મ જ્ઞાનમાં સમય અને સ્થળાંતર કદી નડતાં નથી. એ તો સદાય જાગ્રત અવસ્થામાં જ વર્તે છે એમ કહીને તેમાં ગીતાના '**या निशा सर्वभूतानां**' આ શ્લોકને પ્રમાણ તરીકે લઇને વાતને પુરી કરે છે. આ બધી લાંબી લપસંદ કરવાની જરૂર ન હતી. સ. જી. માં '**स्वप्ने**' શબ્દ છે તેનો અર્થ બન્ને ટીકાઓમાં છે તે લેવાનો હતો. પ્રકરણ મળતું જ છે. શા કારણથી આ અર્થ ન લેતાં આ જુદી રીત અજમાવી છે તે તો તે પંડ્યાશ્રી જાણે. રામાનુજાચાર્યે તો સ્વપ્નસૃષ્ટિને પણ સર્વેશ્વરે કરેલી હોવાથી સાચી છે એમ સૂત્રભાષ્યમાં સમર્થન કર્યું છે. શ્રીજી મહારાજે પણ શ્રીમુખે વચનામૃતમાં તેનું જ સમર્થન કર્યું છે. ગમે તેમ જોઠવ્યું પણ રામાનુજે રામાનંદને આપેલી વૈષ્ણવી દીક્ષાની સત્યતા સાબીત કરી છે.

આ રીતે ઉપરથી જરા સારૂ કહીને, હવે રામાનુજાચાર્ય અને તેમના તત્ત્વજ્ઞાનમાં કોઇ કોઇ મનઃ-કલ્પિત દોષો આરોપીને તેમને આ સંપ્રદાયમાંથી મૂળમાંથી કાઢી નાખવાનો પ્રબળ પેંતરો રચે છે. તે જુઓ–

" એ હકીકત સાથેજ ( સત્ય દીક્ષાદાન ) રામાનંદસ્વામીએ એ પછી **રામાનુજ વર્ત્મનો** ત્યાગ કર્યો અને અલક્ષ્યપણે ફરતા ફરતા વૃંદાવનમાં આવ્યા " આ બાબતની થોડી સમાલોચના કરવી પડશે.

રામાનુજના વર્ત્મનો ત્યાગ કર્યો એની સાથે બીજી જે મહત્ત્વની બાબત છે તેની ચોરી અને વંચના કરી છે. આ બાબત સ. પ્ર. ૧ અ. ૧૪ માં છે. રામાનુજાચાર્યથકી દીક્ષાને પામેલાં રામાનંદજીની પ્રતિષ્ઠાને નહિ સહન કરનારા કેટલાકે ઉપદ્રવ કર્યો? કેવો ? તો—ઊર્ધ્વપુંડ્ર ભુંશી નાખવું, તુલસીમાલા તોડી નાખવી, સિંહાસન ભાગી નાખવું, પૂજ્ય પ્રતિમાને લઇ જવી વિગેરે. આ ઉપદ્રવમાં કોઇ ન ઓળખે એવા ચિહ્નો રાખીને વિચર્યા. આ પછી **"त्यक्त्वा रामानुजाचार्यवर्त्म सोपद्रवं बहिः। भजन् नारायणं चित्ते'** ( પ્ર. ૧ અ. ૧૪ શ્લો. ૮ ) આ શ્લોક આવે છે. આનો સંગત યથાર્થ અર્થ ટીકામાં–પૂર્વોક્ત ઉપદ્રવવાળા રામાનુજ વર્ત્મને **बहिः** (ઉપરથી) ત્યાગ કરીને ચિત્તમાં નારાયણને ભજતા થકા વૃંદાવનમાં આવ્યા. **'बहिः'** આ પદનો અર્થ ટીકામાં– 'બહારથી સર્વ જનો જુવે એવો બાર ઊર્ધ્વપુંડ્રાદિ ધારણરૂપ જે વર્ત્મ તેને ત્યાગ કરીને, પણ **આંતર** જે જીવેશ્વરસ્વરૂપ નિરૂપણરૂપ માર્ગ છે તેને ત્યાગ કરીને નહિ" આ રીતે સંગત અર્થ કર્યો છે. ઉપદ્રવ તો બાહ્ય ચિહ્નો વિષે હતો. જ્ઞાનાદિક તો આંતર હોવાથી તેમાં કોઇનું ચાલે તેમ નથી અને તેમાં ઉપદ્રવ પણ હતો નહિ. જેથી તેના ત્યાગનો પ્રશ્ન જ નથી. બીજી ટીકામાં–"આ ઉપદ્રવમાં આત્મરક્ષણ માટે બાહ્ય ચિહ્નોનો ત્યાગ કરીને, ચિત્તમા તો નારાયણને ભજતા થકા–એટલે નારાયણના પારમ્યરૂપ જે પોતાનો સિદ્ધાંત છે તેને નહિ ત્યાગ કરીને" એવો મળતો અર્થ કર્યો છે. લેખકે આ અર્થ સાથે લઇને સમન્વય સાધવાનો હતો તેમ નહિ કરતાં ફક્ત **"વર્ત્મનો ત્યાગ કર્યો"** એટલી અધુરી વાતને લઇને અર્થનો અનર્થ કર્યો છે. આને શબ્દછળ ન કહેવાય ? વાકયાર્થ મેળવતાં રામાનુજને સંપ્રદાયમાંથી (ગુરુ પરંપરામાંથી) કાઢી મુકવાની વિકૃત રજુઆતની આ શરૂઆત કહેવી ઘટે.

" વૃંદાવનમાં આવેલા રામાનંદસ્વામીએ શ્રીકૃષ્ણનું સમાધાન કરતાં પ્રસન્ન થયેલા પ્રત્યક્ષ તેમણે બે નવીન મંત્રનો ઉપદેશ કર્યો અને પોતે જે જ્ઞાનનો ઉપદેશ પહેલાં દ્વારકામાં કર્યો હતો તેનો પ્રચાર કરવાની આજ્ઞા કરી. " એમ કહે છે. અર્થ એ નીકળે છે કે–રામાનુજે જે મંત્રો આપ્યા હતા અને ઉપદેશ આપ્યો હતો તેનો ત્યાગ કર્યો. " આમ છતાં એ જ્ઞાનનો પ્રચાર કરતી વખતે તેમણે જીવ ઇશ્વર અને માયાના સ્વરૂપ અને સંબન્ધિનું નિરૂપણ કરવામાં શ્રીરામાનુજાચાર્યે જે પદ્ધતિ અપનાવી હતી તેનો **અમુક અંશે** આશ્રય લીધો હતો. " એમ કહીને સ્વીકૃત જ્ઞાનાંશમાં અલ્પાંશ સ્વીકાર ઉપર આવ્યા. સંપ્રદાયના ઇતિહાસમાં નોંધાયેલી આ બધી હકીકતનો અર્થ એ થયો કે–રામાનંદે પહેલાં આત્માનંદનો જેમ સમૂળ ત્યાગ કર્યો હતો. તેવી રીતે શ્રીરામાનુજાચાર્ય પાસેથી લીધેલી દીક્ષા અને ઉપદેશનો તેમણે સંપૂર્ણ ત્યાગ કર્યો ન હતો ( થોડો રાખ્યો અને થોડાનો ત્યાગ કર્યો ) સ્થિતિ એ પ્રમાણે હોવાથીજ ( અર્ધદગ્ધ ) શ્રીજીએ રામાનુજાચાર્યનો પોતાના ગુરુના ગુરુ તરીકે સ્વીકાર કરેલો છે. ( ખરૂં જોતાં તો આત્માનંદનો જેમ ત્યાગ તેમ રામાનુજનો પણ ત્યાગ છે ). ન છુટકે શ્રીજી ગુરુના ગુરુ તરીકે રાખ્યા છે. પંચસંસ્કારવાળી દીક્ષાનો પ્રથમ ત્યાગ, તે પછી દીક્ષામંત્રો ગયા. જ્ઞાનોપદેશ ફર્યો, તત્વજ્ઞાનમાં અંશથી સ્વીકાર આવ્યો એમ ક્રમેક્રમે ટાળતા ગયા.

હવે તત્ત્વજ્ઞાનમાંથી નિઃશેષ કાઢી નાખે છે–" શ્રીજીએ દાખવેલી ઉદારતા ( ગુરુના ગુરુ તરીકે નામ રાખ્યું એ ) નો અવળો અર્થ કરીને જો કોઈ આ સંપ્રદાયને રામાનુજ સંપ્રદાયની ગુજરાતની શાખા ગણતું હોય તો તે **ખરેખર ભીંત ભુલવા** જેવું કહેવાય " એમ શ્રીજી કૃત ઉપયોગી ઉદારતા ઉપર રોષે ભરાઇને, તેમજ કોઇએ " અમારો મત વિશિષ્ટાદ્વૈત છે " " રામાનુજાચાર્યે કરેલું સૂત્રભાષ્ય અને ગીતાભાષ્ય એ બે અમારૂં અધ્યાત્મશાસ્ત્ર છે " આ શ્રીમુખનાં શબ્દો ઉપરથી તત્ત્વજ્ઞાનમાં રામાનુજની શાખા તરીકે આ સંપ્રદાયને કહ્યો હોય તેના ઉપર વધુ દ્વેષ રોષે ભરાઇને, રામાનુજના મુખ્ય તત્ત્વજ્ઞાનમાં પણ મિથ્યા દોષારોપણ કરીને તેમને હવે સંપ્રદાયમાંથી સમૂળ કાઢવાની કૂટ કુટિલ કપટ કોશીષ ઉઘાડી કરે છે. તે હવે જુઓ.

" જીવ અને ઇશ્વર વચ્ચે શરીર શરીરિભાવ પ્રતિપાદન કરવું એ **વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતનું** મુખ્ય લક્ષણ છે, પણ એ શરીરશરીરિભાવ જે રીતે રામાનુજાચાર્યે સમજાવ્યો છે તે કરતાં **કંઈક જુદી પણ બુદ્ધિમાં બેસે એવી અપૂર્વ રીતે** શ્રીજી મહારાજે વચનામૃત ગઢડા પ્રથમ ૬૪ માં સમજાવ્યો છે " એમ

હવે મૂળમાંજ કુઠાર વળગાડયો છે. રામાનુજના વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતનું મુખ્ય લક્ષણ જીવેશ્વર વચ્ચે શરીર શરીરિભાવ છે એમ પંડ્યાશ્રી પોતે સમજીને, શ્રીજીમાન્ય વિશિષ્ટાદ્વૈતને વિશ્લિષ્ટ દ્વૈત કરવા મથે છે. પોતાને સમજાય છે તેમ કહીએ છીએ એમ નહિ પણ આતો સ્વીકર્તા ઇષ્ટદેવ શ્રીજીને માથે આળ ચઢાવે છે. એટલે અમે નહિ પણ શ્રીજી કહે છે. શ્રીજીએ તો ઉઘાડા સ્પષ્ટ શબ્દોમાં મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીમાંજ કહ્યું છે કે રામાનુજાચાર્યે પ્રવર્તાવેલો જે વિશિષ્ટાદ્વૈત મત છે તે અમારો મત છે. વારે વારે શું ઢોલ ટીપવું ? શ્રીજીના સ્પષ્ટ અભિપ્રાયને ફેરવવા માટે વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત પોતાના ઘરની કરે છે. " રામાનુજાચાર્યે સમજાવેલા અર્થ કરતાં કંઇક જુદી પણ બુદ્ધિમાં બેસે એવી અપૂર્વ રીતે " શ્રીજીએ અર્થ ઘટાવ્યો છે. " કંઇક જુદી પણ બુદ્ધિમાં બેસે એવી અપૂર્વ રીતે " એમ કહે છે એ ઉપરથી જણાય છે કે એ વાતમાં કંઈપણ તત્ત્વ નથી. " કંઇક જુદી " એમ કહેવા ઉપરથી જ બધો ભ્રમ ભાગી જાય છે. કંઈક જુદી અપૂર્વ રીતિની હવે સમાલોચના સ્વલ્પ સમ્યક્ કરીએ—

૬૪ વચનામૃતના સંગ્રહકર્તા ચાર પૈકી મુક્તાનંદ અને ગોપાળાનંદ એ બે મુખ્ય સંપ્રદાયના જ્ઞાનધુરંધર છે. તેમણે સૂત્ર ભાષ્યમાં અને ઉપનિષદ્ ભાષ્યમાં રામાનુજે કરેલા લક્ષણને અનુસારે જ શરીરલક્ષણ કર્યું છે. શિક્ષાપત્રીભાષ્યમાં શતાનંદમુનિએ એજ પદ્ધતિ પરિગ્રહી છે. રઘુવીરાચાર્યે વિશિષ્ટાદ્વૈત નિબન્ધમાં એજ પ્રણાલિકા લીધી છે. રામાનુજે એક શરીર લક્ષણમાં ત્રણનો સમાવેશ કર્યો છે. કોઈ એક લે, કોઈ બે લે, અને કોઈ સર્વાંશે લે છે. એથી કરીને કાંઈ શરીરલક્ષણમાં કંઇક અંશે જુદી બુદ્ધિમાં બેસે એવી અપૂર્વ રીતિ આવી જતી નથી. પ્રથમ ૬૪ માં " ચિદચિતમાં પ્રવેશ કરીને નિયંતાપણું " એ નિષ્પન્ન લક્ષણ ઘટાવ્યું છે. એટલે કશી ન્યૂનતા નથી. આમાં કંઈક જુદી પણ બુદ્ધિમાં બેસે એવી અપૂર્વ રીતિ અલ્પ પણ આવતી નથી. સર્વાંશે સર્વેની બુદ્ધિમાં બેસી જાય એવી પૂર્વ રીતિજ પ્રમાણમાં આવે છે. આની આજ શરીર લક્ષણની વિચિત્ર ચર્ચા પ્રથમ ૬૪ વચનામૃતના શબ્દોને અનુલક્ષીને વર્ષ ૨ અંક ૩ માં પણ કરી છે. તેની સમાલોચના સવિસ્તર ત્યાંજ કરી છે. વિશેષ ત્યાં થકી જાણવો. આ તો ચર્વિત ચર્વણ થાય છે. અબજીબાપાવાળાએ વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત ઘણી જુદી અપૂર્વ રીતે બુદ્ધિમાં ન બેસે એવો ઘટાવ્યો છે. ચોપડી પણ જુદી છાપી છે. પંડ્યાશ્રી પણ કંઈક અંશે જુદો પણ બુદ્ધિમાં ઉતરે એવી અપૂર્વ રીતિનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત લાવ્યા છે. અબજીબાપાવાળાને જોડ ન હતી. આથી હવે તેમને જોડ મળવાથી સજોડ થશે. ખુબ ખુશી થવા જેવું છે. બીજા કોઈ પંડિતે વળી જુદો ઘટાવ્યો છે. જુદા જુદા વિશિષ્ટાદ્વૈતો બહુ થઈ ગયા. વિશિષ્ટ હતું તેનું દ્વૈત થઈ ગયું. રામાનુજ અને શ્રીજીમાન્ય વિશિષ્ટાદ્વૈતનો ઉરાડી મૂકયો. ઉપર પ્રમાણે રામાનુજનો શ્રીજીમાન્ય જે મુખ્ય સિદ્ધાંત શરીર શરીરિભાવ લક્ષણનો હતો તેમાંથી તેમને કાઢી નાંખ્યા. હવે બીજી બાકી રહેલી બાબતોમાંથી કાઢી નાંખે છે–"આ સિવાય સંપ્રદાયના બીજા **સિદ્ધાંતો** અને **પ્રણાલિકા**ઓની દૃષ્ટિએ બન્ને વચ્ચે ધ્યાન ખેંચે તેવો **તફાવત** રહેલો છે. એટલે આ સંપ્રદાયને રામાનુજ સંપ્રદાયની ગુજરાતની શાખા તરીખે ગણાવી શકાય એવી સ્થિતિ કોઇપણ દૃષ્ટિએ પ્રાપ્ત થતી નથી" આ રીતે બીજા સિદ્ધાંતો અને પ્રણાલિકાઓની દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવો તફાવત જલ્પથી જણાવી રામાનુજના બાકીના બધા સિદ્ધાંતો અને પ્રણાલિકાઓને કેનસલ કરે છે. બીજા સિદ્ધાંતોમાં તો વિશિષ્ટાદ્વૈત શબ્દનો જે મુખ્યાર્થ ચિદચિદ્વિશિષ્ટપણાનો છે તેમાં ચિદચિતજ જોઇએ એમ નહિ પણ બીજી રીતે વિશિષ્ટ-પણું ઘટી શકે છે. એમ અભિમાનીને તે સિદ્ધાંતને પણ અમાન્ય કર્યો છે. જેને માટે દીક્ષાગુરુનો ત્યાગ કરીને, મહાકષ્ટે કરીને શ્રીરંગ જેટલે બહુ દૂર જઇને ત્યાં રામાનુજનું આરાધન કરીને સાકાર બ્રહ્મ લક્ષ્મીનારાયણનાં દર્શન મેળવીને સાકારત્વ સંપ્રદાયમાં લાવ્યા છે તેનો તો અત્યંત અવળો અર્થ ( ઉપર આવી ગયો છે ) કરીને તેને પણ ટાળી નાંખ્યું છે. બીજી જીણી જીણી બહુ બાબતો તાત્વિક પણ અમુક અમુક દોષનું આરોપણ કરીને કાઢી નાંખી છે. આની આખી નોંધ વર્ષ ૨ અંક ૩ની સમાલોચનામાં સમ્યક્ આવી છે તે થકી જાણવી. ક્રમે ક્રમે એકે એકે વારે વારે રામાનુજની સઘળી માન્યતા કે જે સંપ્રદાયના સ્થાપક પ્રવર્તક ભગવાન્ શ્રીહરિ અને તેમના મુખ્ય સદ્ગુરુઓએ સર્વાંશે સ્વીકારીને સંપ્રદાયના ગ્રંથોમાં ગ્રંથિત કરી છે તેને પણ ખોળી ખોળીને

જુદી તારવીને કાઢી નાખી છે. અંશતઃ પોતાની રીતે અને શરતે સ્વીકાર હતો તેને પણ છેવટે માંડી વાળીને સર્વાંશે અસ્વીકાર પોતાની રીતે ગોઠવી કાઢયો છે. શ્રીજીની માન્યતાના વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરવામાં કશી બાકી રાખી નથી. આત્માનંદનો સંપ્રદાયમાંથી સમૂળ ત્યાગ તેમજ રામાનુજાચાર્યનો પણ સમૂળ ત્યાગ ગુણ ગર્હ્ય જોઠવ્યો.

ઉપર પ્રમાણે બન્ને વચ્ચે બહુ ધ્યાન ખેંચે એવો તફાવત મનફાવતો ઠઠાડીને " પરિણામે રામાનુજાચાર્યની પરંપરા એ જ આ સંપ્રદાયની પરંપરા છે એવું માનવા મનાવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. " એવું પરિણામ રામાનુજ થકી આ સંપ્રદાયની પૃથક્ પરંપરામાં લાવ્યા છે. એમ પરિણામ લાવીને પરવારી ગયા છે. સંપ્રદાયશુદ્ધિ વિગેરે ગ્રંથોમાં આ સંપ્રદાયની પરંપરાને રામાનુજાચાર્યની પરંપરાને ઠેઠ શ્રીમન્નારાયણ સુધી લઇ ગયા છે તેનું હવે શું થશે ? એ મોટી ચિંતા આવે છે. એક મોટા શાસ્ત્રીજીએ " સંપ્રદાય પરિચય " નામના પ્રકરણમાં શ્રીજીથી આરંભીને રામાનુજાચાર્ય યામુનાચાર્ય, એમ ઠેઠ શ્રી અને નારાયણ સુધી ગુરુપરંપરાને પહોંચાડી છે. અંકિત પાંચેય સંપ્રદાયોની પરંપરામાં વિશ્રાંતિભૂમિ તરીકે શ્રીમન્નારાયણને મુકયા છે. તેમની સાથેનો સંબંધ પણ રામાનુજના ત્યાગથી જ છુટી જાય છે. શિ. ૧૨૧ શ્લોકની ટીકામાં " આ સંપ્રદાયનું મૂળ રામાનુજ સંપ્રદાય છે એમ સૂચવ્યું છે. " એમ કહ્યું છે તેની શી ગતિ થશે ?

રામાનુજને ગુરુપરંપરામાં નિત્ય સંભારવાં એમ શિ. ૧૦૦ શ્લોકના ભાષ્યમાં કહ્યું છે તે પણ નિરર્થક થશે. સ્વામિનારાયણ મંગળ નામમાં "નારાયણ" નામનો નિવેશ છે. તે નામના નિવેશવાળા જે મંત્રો રામાનુજે રામાનંદજીને દીક્ષાદાન અવસરે આપ્યા હતા તેનો પણ ત્યાગ આપોઆપ થઈ ગયો. રામાનુજાચાર્યે તો સ્તુતિમાં 'સ્વામિન્નારાયણ' એવું સંબોધન કર્યું છે તે પણ ટળી ગયું. રામાનંદે અને રામાનુજે શિષ્ય ગુરુ થઇને કરેલી મહા મહેનતને નિષ્ફળ કરી. સર્વસ્વ ગયા જેવું થયું. શ્રીરંગ બહુ દૂર જવું, કાવેરીમાં નિત્ય સ્નાન, શ્રીરંગનાથનાં નિત્ય દર્શન, શ્રીભાષ્યાદિ ગ્રંથોનું પઠન, પ્રપન્નામૃતનો પાઠ, રામાનુજાચાર્યનું આરાધન, પ્રસન્ન તેમના થકી વૈષ્ણવી દીક્ષાનું ગ્રહણ, સાકારમૂર્તિ શ્રીમન્નારાયણનાં દર્શન વિગેરે બધું જ એળે ગયું. જેમ ગુરુ આત્માનંદનો ત્યાગ તેમ ગુરુ રામાનુજનો પણ છેવટે સમૂળો ત્યાગ કર્યા જેવી અવદશા લાવ્યા છે. આ તો ચોખ્ખું ખુલ્લું ખરૂં કહીએ તો કઠોર કૃતઘ્નીપણું કહેવાય.

આ સંપ્રદાયની પરંરા રામાનુજની નહિ ? ત્યારે કેની ? એ જટિલ પ્રશ્ન ઉકેલવાનો આવ્યો. પરંપરા તેને માટે હવે તદન જુદુ પાસુ બદલે છે—" રામાનંદસ્વામી ઉદ્ધવરૂપે હતા ત્યારે તેમને ભગવાન્ શ્રીકૃષ્ણે જાતેજ જ્ઞાનોપદેશ આપ્યો હતો. તેજ જ્ઞાનનો તેમણે રામાનંદસ્વામીરૂપે પ્રચાર કરેલો છે. અર્થાત્ એમના જ્ઞાનગુરુ નારાયણ ( શ્રીકૃષ્ણ ) પોતે હતા. એટલે જેમ ઉપર જણાવેલા સંપ્રદાયોની ( પાંચ ) ગુરુપરંપરામાં આદ્યસ્થાને નારાયણ રહેલા છે તેમ આ સંપ્રદાયની ગુરુપરંપરામાં પણ નારાયણજ અગ્રપદે રહેલા છે " એમ પાંચેય સંપ્રદાયોથકી પોતાની પૃથકતા તેમની પેઠે આદ્ય સ્થાને નારાયણ ( શ્રીકૃષ્ણ )ની અગ્રપદે સ્થાપના કરીને ચાર પેરાથી પરવારી ગયા. ( કૃષ્ણ નામ તો આવવા દેતા નથી ).

આ તો હવે " ઉદ્ધવ તે રામાનંદરૂપ, શ્રીકૃષ્ણ તે આ શ્રીહરિ સ્વરૂપ " આ મૂળ સિદ્ધાંત ઉપર વાત લાવ્યા. આ બાબત તો સંપ્રદાયના ઉપોદ્ઘાતમાં સુદૃઢ ઘડી હોવાથી કોઇથી બીજુ બોલાયજ નહિ. અહીં રામાનુજની પરંપરા કાઢવા પુરતાજ ન છુટકે શ્રીકૃષ્ણને આગળ ધર્યા છે. શ્રીકૃષ્ણની જે વલે અક્ષમ્ય અવાચ્ય કરી છે તેતો ઉપરની સમાલોચનામાં આવી ગઇ છે. અને અન્ય અવશિષ્ટ આવશે. રામાનુજાચાર્યનું નામઠામતો મૂળમાંથીજ ટાળી નાંખ્યું. તેની બહુ ચિંતા કરવા જેવી નથી. કેમકે સંપ્રદાયના પ્રવર્તક ભગવાન્ શ્રીહરિ અને તેમના મહામુક્તો દૃઢ પક્ષમાં છે. સંપ્રદાયમાન્ય મહાગ્રંથોમાં હીરની ગ્રંથીની પેઠે એવું ગ્રથિત કર્યું છે કે તે છોડયું છુટે કે તુટે તેમ નથી. ભલે વિરોધિઓ વિરોધ અવરોધ કર્યા કરે. ગુજરાતમાં ભલે આ અલ્પ મંડળ નહિ માને, પણ બીજો સમજુ બહુ વર્ગ તેમને માનનારો છે. મદ્રાસ વિગેરે પ્રાંતમાં તો તેમને ભગવાન્ તરીકે માનનારા હજારો વૈષ્ણવો છે. સેવામંડળવાળા ભલે અવળા પ્રચારની કુસેવા કર્યા કરે. સંપ્રદાયનો બીજો બહોળો વર્ગ શ્રીજીની માન્યતાને અનુસરનારો હજુર છે.

હવે ગુરુ રામાનંદજીનો છેલ્લો વારો આવે છે. ૫ પેરામાં "પાંચ સંપ્રદાયોની પરંપરા ઉપરથી બીજી કેટલીક મહત્વની બાબતો ફલિતાર્થ તરીકે તારવી કાઢે છે. જેમ પાંચ સંપ્રદાયની પરંપરામાં બીજા બીજા ગુરુઓને ગણ્યા છે તેમાં પ્રવર્તક તરીકે તેઓની ગણના નથી. કેવલાદ્વૈતમાં શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતમાં રામાનુજાચાર્ય, દ્વૈતાદ્વૈતમાં નિંબાકાચાર્ય, દ્વૈતમાં મધ્વાચાર્ય અને શુદ્ધાદ્વૈતમાં વલ્લભાચાર્ય પ્રવર્તક તરીકે આવે છે. તેમ આ સંપ્રદાયના પ્રવર્તક તરીકે શ્રીરામાનંદસ્વામીને નહિ પણ તેમના શિષ્ય મહાપ્રભુ સ્વામીના. નેજ ગણવામાં આવે છે. એ સંપ્રદાયો ગુરુના નામથી નહિ પણ શંકરાચાર્ય વગેરે પ્રવર્તકોનાં નામથી ઓળખાય છે તેમ આ સંપ્રદાય પણ ગુરુ રામાનંદજીના નામથી નહિ પણ મહાપ્રભુના નામથીજ ઓળખાય છે. (આ એક પહેલી મહત્ત્વની બાબત કહી) બીજી બાબતમાં પરંપરામાં ગુરુઓનાં પ્રત્યક્ષ નામો કે કોઈ કારણે પરોક્ષ નામો દાખવવાની પ્રણાલિકા પ્રચલિત હતી. આમાં સિદ્ધાંતો અને પ્રણાલિકાઓનો મૂળ આધાર નારાયણથી શરૂ કરીને વ્યાસાદિક આચાર્યો છે એમ બતાવવાનો આશય જણાય છે." આ રીતે યથા તથા અપલપીને એ બન્નેમાંથી સાર સારવે છે. પ્રવર્તકના નામ પહેલાં જે નામો (વ્યાસાદિ) ગણવામાં આવે તે પ્રવર્તક તરીકે નહિ પણ માત્ર દીક્ષાગુરુ તરીકે ગણાવેલાં છે. આ ઉપરથી નિષ્પન્ન થાય છે કે–સંપ્રદાયનું ગુરુપદ–આચાર્યપદ હમેશાં તેના પ્રવર્તકથીજ શરૂ થાય છે. હકીકત આ પ્રમાણે હોવાથી "આ સંપ્રદાયનું ગુરુપદ મૂળ ત્યાગિવર્ગમાં હતું તે સહજાનંદસ્વામીએ ગૃહસ્થાશ્રમમાં આપી દીધું છે" એવું કહેવાનો ખરેખર કોઇ અર્થ નથી. કારણકે સંપ્રદાયનું ગુરુપદ–આચાર્યપદ મહાપ્રભુથીજ શરૂ થાય છે. એમ રામાનંદને સંપ્રદાયના પ્રવર્તક પદેથી દૂર કરીને મહાપ્રભુમાં પ્રતિષ્ઠા કરીને ત્યાંથી ગુરુપદની શરૂઆત સમર્થે છે આ દુરાલોચનાની સમાલોચના જરા કરીએ.

આમાં જે ખરી વસ્તુ છે તેને મૂળથીજ નિકંદન કરવા માગે છે. જેને પ્રવર્તક તરીકે માને છે તે રામાનુજાદિ બધાજ આચાર્યોજ પોતાના પૂર્વગુરુઓને પ્રવર્તક તરીકે નવાજે છે તો પછી તેમાં આવું અવળું શા માટે અપલપવું જોઇએ? પૂર્વ પરંપરામાં કોઈ સામાન્ય વ્યક્તિઓ નથી. પરંતુ ભવ બ્રહ્મા અને વિષ્ણુ નારાયણ વ્યાસ વગેરે પણ આવે છે. તેમને પણ પ્રવર્તકપદેથી શું કમી કરવા? આ કેવી વિપરીત બુદ્ધિ છે? આ બાબતમાં બહુ દાખલા છે. મુ. ઉ. માં–"બ્રહ્માએ અથર્વાને, અથર્વાએ અંગિરાને, અંગિરાએ ભારદ્વાજને બ્રહ્મવિદ્યા આપી એમ ગુરુપરંપરા કહી છે. આના ભાષ્યમાં ગોપાળાનંદમુનિએ "વિદ્યામાં શ્રદ્ધા ઉપજાવવા માટે પ્રથમ વિદ્યાપ્રવર્તક ગુરુઓની પરંપરાને નિરૂપે છે" એવું પ્રતીક આપ્યું છે. ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણ પણ કહે છે. આ તત્વાર્થ અતિસ્પષ્ટ છે કે–પૂર્વ ગુરુઓને પ્રવર્તક તરીકે સંબોધે છે. આ પ્રવર્તક અને આ નહિ એવો ભેદ પાડતા નથી. આ બાબત બહુ મહતવની સમજવા જેવી છે. જો એમજ લેવાય તો પ્રવર્તકમાં શ્રીનારાયણ ક્યાં આવે છે? એટલે એ પણ પ્રવર્તક નહિ એવો અત્યંત અવળો અર્થ થશે. મૂળનોજ નાશ જેવી અપસ્થિતિ થાય છે. માટે આ પ્રવાદતો અત્યંત ધિક્કારણીય શોચનીય નિંદનીય છે. આદ્ય પ્રવર્તકની પણ બહુ બુરી દશા લાવ્યા. બુદ્ધિ ફરે વિફરે ત્યારે શું અકાર્ય ન થાય?

ઉદ્ધવાવતાર રામાનંદસ્વામી આ સંપ્રદાયમાં ગુરુ તરીકે એક ગણાય ખરા, પણ પ્રવર્તક તરીકે નહિ. (એમણે કશી પ્રવૃત્તિ કરી નથી. સુઇ કે બેસી રહ્યા) એમ કહીને પ્રવર્તક પદેથી ખસેડી મુકયા. ભલે મહાપ્રભુએ તેમને દીક્ષાગુરુ જ્ઞાનગુરુ તરીકે વરીને, તેમનું આચાર્યપદ પણ લીધું છે. અને ગુરુપરંપરામાં તેમનું નામ અગ્રપદે પધરાવ્યું છે. અને "અમારો આ સંપ્રદાય ઔદ્ધવ નામથી રહો" એમ ભરસભામાં ગુરુના ચૌદમાને દિવસે પ્રતિપાદ્યું હોય પણ તે કશા હિસાબમાં નથી. ગુરુઓના ગુરુ ભગવાન શ્રીકૃષ્ણે સ્વસ્વરૂપનું જ્ઞાન આપીને તેની પ્રવૃત્તિ માટે આચાર્યપદ આપીને અને વધુમાં પૂજવાની પાદુકા આપીને બદરીકાશ્રમ મોકલ્યા હોય અને વૃંદાવનમાં મંત્રાદિ આપીને પોતાનું જ્ઞાન પ્રવર્તાવાની આજ્ઞા આપી હોય તે પણ અલ્પ લેખામાં નથી. સઘળું નકામું છે. દીક્ષાદાતા જ્ઞાનદાતા રામાનુજાચાર્યે પણ તેમને સંપ્રદાયનું પ્રવર્તક પદ આપ્યું છે તેતો જરાપણ ગણતરીમાં નથી. મહાપ્રભુને 'उद्धवाध्वप्रवर्तकः' 'कृशोद्धवाध्वसम्पोष्टा' આવા

મંગળમય નામથી નિરૂપ્યા છે. ઉદ્ધવ અધ્વાના પ્રવર્તક મહાપ્રભુ ખરા. પણ ઉદ્ધવજી પ્રવર્તક નહિ, આ કેવી બેહુદી બેવકુફઇ ભરેલી વિકૃત વાત ? જેણે માર્ગ સ્થાપ્યો છે તે પ્રવર્તક નહિ અને એમણે સ્થાપેલા માર્ગને ચલાવનારા તે પ્રવર્તક, આ સાવ અવળી વાત કોઇને ગળે ઉતરે એવી છે ? આ વામ વાતને નિષ્પન્ન મહત્ત્વની કહેવી ? કે અનિષ્પન્ન અમહત્ત્વની ? એનો પરામર્શ સુજ્ઞો પ્રજ્ઞો અને વિજ્ઞો ભેળા મળીને કરે. અને નિર્ણય જાહેરમાં જાહેર કરે. બીજી વાત–જ્યારે મહાપ્રભુથીજ સંપ્રદાયની શરૂઆત છે તો રામાનંદજીનો નંબર કયાં મુકવો ? શ્રીજી પહેલાં કે તેમના પછી ? એ પણ વિચારણીય છે. આ સંપ્રદાયની ગુરુપરંપરા એક શ્રીકૃષ્ણથકી અને બીજી રામાનુજાચાર્યથકી એમ બે રીતે રામાનંદજીમાં આવીને ભેળી થાય છે. આમાં પ્રથમ પ્રવર્તક તરીકે કેને માનવા ? એ પ્રશ્ન સહેજે ઉદ્‌ભવે છે. પ્રવર્તકના નામ પહેલાં જે નામો ગણવામાં આવે છે તે પ્રવર્તક તરીકે નહિ પણ દીક્ષાગુરુ યા જ્ઞાનગુરુ તરીકેજ ગણવામાં આવે છે" આ રજુઆત કેવી વિચિત્ર ? કોઇ જ્ઞાનગુરુ હોય કે કોઇ દીક્ષાગુરુ હોય તેથી તેમનાં નામો દાખલ કરેલાં હોય. એકજ વ્યક્તિ દીક્ષાગુરુ કે જ્ઞાનગુરુ બન્ને હોય તો પણ તેનો સમાવેશ તેમાંજ કરવાનો રહ્યો. રામાનંદ તો બન્ને રીતના ગુરુ હતા. રામાનંદજીના ગુરુ આત્માનંદજી અને તેમના ગુરુ ગોપાલાનંદજી. એમ ત્યાં સુધીની પૂર્વ ગુરુપરંપરા ગ્રંથમાં ગ્રથિત કરેલી જોવામાં આવે છે. આ બધાજ ગુરુઓને ઘેર બેસાડી દઇને મહાપ્રભુથીજ ગુરુપદની શરૂઆત કરી તે બહુ સારૂ થયું. શ્રીજી તો સંપ્રદાયમાં સ્વયં ભગવાન તરીકે મનાય છે પૂજાય છે ભજાય છે. તેમને આ પદથી શો વધુ લાભ હતો. જે બધા પૂર્વ ગુરુઓ શ્રીજીએ માન્યા છે તેમને તેતે સ્થાને સ્થિત રાખ્યા હોત તો સારૂં હતું. હવે શું થાય ? બુદ્ધિ ફરે વિફરે ત્યાં શું ન થાય ?

કોઇએ "આ સંપ્રદાયનું ગુરુપદ મૂળ ત્યાગિવર્ગમાં હતું તે સહજાનંદ સ્વામીએ ગૃહસ્થાશ્રમમાં આપી દીધું છે" એમ પ્રસંગવશાત્ કહ્યું હોય એ રોષ ત્યાગી રામાનંદજીને પ્રવર્તક ગુરુપદેથી ઉતારી પાડવામાં વાપરવો તે ઠીક નહિ. કોઇનો અપરાધ અને કોઇને શિક્ષા એ ન્યાય નહિ. એમ કરવાથી એ પ્રશ્ન ઉકલતો નથી. જેવા રામાનંદજી ત્યાગી છે તેવા જ સહજાનંદજી છે. બન્ને વચ્ચે ગુરુ–શિષ્યનો સંબન્ધ છે. જેમ મહાપ્રભુને ત્યાગી નહિ પણ પ્રથમાશ્રમી ઠરાવાનો અપપ્રયત્ન કર્યો છે તેમ રામાનંદજીને પણ પ્રથમાશ્રમી ઠરાવવા હતા. એટલે તે ત્યાગી તરીકે મનાત નહિ. ગુરુશિષ્યની એકરૂપતા સારી રહત. તે સ્વામી પણ શ્વેત વસ્ત્રોને ધારતા હતા. આત્માનંદજી પણ બ્રહ્મચારી હતા. ગુરુ રામાનુચાર્ય ત્રિદંડી સંન્યાસી હતા પણ તે કશો હક્ક ત્યાગી તરીકેનો કરવા માટે આવવાના ન હતા. આમાં હક્કનો પ્રશ્ન છે. હવે મૂળ જ્ઞાનગુરુ તો શ્રીકૃષ્ણને નક્કી કર્યા છે. તે તો મહાપ્રભુ પોતે જ છે. કૃષ્ણ–હરિકૃષ્ણની એકાવતારતા વ્યવસ્થિત છે. આમની વચ્ચે હક્કનો પ્રશ્ન તો હોય જ નહિ અને ત્યાગી ગૃહીની ચર્ચા પણ કરવાની ન જ હોય. હક્કને માટે આ ચર્ચા કરાતી હોય તો તે અસ્થાને છે. આ તો પરસ્પર પારાવાર એવો ગરબડ ગોટાળો વાળ્યો છે કે કદાપિ ઉકલે એવો નથી. આ ચર્ચાની બીલકુલ જરૂર નથી, અને કશો ઉપયોગ નથી. અને કોઇનો પ્રશ્ન નથી. પેટ ચોળીને શૂળ ઉભુ કર્યા જેવી વાત છે. હવે શું થાય ? બુદ્ધિ ફરે ત્યાં બીજો ઉપાય નહિ.

ઉપરના પ્રવર્તક ગુરુઓને કમી કરીને શ્રીજીથીજ ગુરુપદની શરૂઆત ગોઠવી તે ઠીક છે. હવે શ્રીજી ત્યાગી ન હતો એ ઠરાવવા માટે જબરી જહેમત ચોમેરની ઉઠાવે છે. "સંપ્રદાયના ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહાપ્રભુએ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો ન હતો એ કારણે તે ત્યાગાશ્રમી કહેવાય. પણ તે સંન્યાસી ત્યાગી ન હતા. એ તો વૈષ્ણવી દીક્ષાવાળા પ્રથમાશ્રમી ત્યાગી હતા. બધા જ પ્રમાણિત ગ્રંથોમાં મહાપ્રભુના સર્વાંગસ્વરૂપનાં અનેક વર્ણનો આલેખાયલાં છે. તેમનાં અનેક ચિત્રો અંકિત થએલાં છે. પણ તે કોઇમાં તેમણે **ભગવું વસ્ત્ર યા સંન્યાસીત્યાગીનું કોઇ ચિહ્ન ધારણ કરેલું કદી જોવા મળે તેમ નથી.** સંપ્રદાયના બન્ને વહીવટી વિભાગોમાં ધર્મપદ અંગે જે જે દિવાની દાવાઓ થયા હતા તેમાં પણ એમને **"બ્રહ્મચારી ત્યાગી"** તરીકેજ ઓળખાવવામાં આવેલા છે. આ રીતે બહુ યુક્તિપૂર્વકની દીર્ઘ દલીલો કરીને 'શ્રીજી ત્યાગી ન હતા' એમ ઉઘડ ઠરાવે છે. તેની સમાલોચના આવશ્યકી કરવી પડશે.

મહાપ્રભુએ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર ન કર્યો હોવાને કારણે તે ત્યાગાશ્રમી કહેવાય ખરા પણ તે સંન્યાસી ત્યાગી ન હતા. એતો વૈષ્ણવી દીક્ષાવાળા પ્રથમાશ્રમી ત્યાગી હતા. આ કેવી પરસ્પર વિરુદ્ધ રજુઆત સ્વજનવંચની છે તે જોઈ લ્યો. 'ગૃહસ્થાશ્રમના અસ્વીકારને કારણે તે ત્યાગી કહેવાય ખરા' એમતો પ્રથમ સ્વીકારે છે. ગૃહસ્થ કે ત્યાગી એ બેજ આશ્રમો છે એમ પણ લેખકશ્રી માને છે. "ગૃહિભિસ્ત્યાગિભિશ્ચ" એમ બેની વાત જનમંગળ જણાવે છે. કાં ગૃહસ્થ કે કાં ત્યાગી એ બેમાંથી એકમાં નિશ્ચિત હોવો જોઈએ એમ પણ પોતે સ્વીકારે છે. બ્રહ્મચારી મરણ સુધી રહે તેને નૈષ્ઠિક કહેવામાં આવે છે સંપ્રદાયના બ્રહ્મચારીઓને નૈષ્ઠિક નામથી કહેવામાં આવે છે. પ્રથમથી જ બ્રહ્મચર્ય વ્રતનો આશ્રય છે. પ્રથમાશ્રમી બ્રહ્મચારી કરતાં નૈષ્ઠિક બ્રહ્મચારીને શ્રેષ્ઠ કહ્યો છે. એ કારણેજ મહાપ્રભુને વર્ણિરાજ અને નૈષ્ઠિકાગ્રણી તરીકે બહુધા સંબોધ્યા છે. સ્ત્રિયાદિકનો પરિગ્રહ નથી, વર્ણિવેષે વિચર્યા છે, ત્યાગિઓના આશ્રમમાં તેમની ભેગા રહ્યા છે. ત્યાગી ગુરુ થકી વૈષ્ણવી દીક્ષા ગ્રહણ કરી છે. અને ત્યાગી ગુરુના પદે વિરાજ્યા છે, ઈત્યાદિ મહાકારણે તેમને ત્યાગી તરીકે કહેવામાં આવે એમાં શો મોટો શાસ્ત્ર બાધ કે કાયદા બાધ આવી જાય છે કે જેથી આ આડું અવળું ચુંથણું કુટણું જાહેરમાં કરવાની જરૂર પડે છે. એમજ હોય તો સંપ્રદાયના સાધુ બ્રહ્મચારી પાળાઓ પણ ત્યાગી નહિ પણ પ્રથમાશ્રમી બ્રહ્મચારી કેમ ન કહેવાય ? કેમકે પ્રથમથી જ બ્રહ્મચર્યવ્રત રાખેલું છે. ઘણા લોકો એ બધાને બ્રહ્મચારી તરીકે વ્યવહરે છે. (કોઈ ભક્ત પાર્ષદે કોઈ પ્રસંગે એવો જવાબ આપેલો કે "હું ત્યાગી નથી પણ પાર્ષદ છું. મને ત્યાગી કહેનારા અજ્ઞાની છે", એના જેવી આ દલીલ છે. શું પાર્ષદો ત્યાગીમાં નથી ? વિચારી જુવો. તે વૈષ્ણવી દીક્ષાવાળા પ્રથમાશ્રમી ત્યાગી હતા, પણ સંન્યાસી ત્યાગી ન હતા" આમાં ત્યાગિપણાને તો સ્વીકારે છે પણ સંન્યાસી ત્યાગિપણાને નહિ. જો "ભગવું વસ્ત્ર યા સંન્યાસી ત્યાગિનું કોઈ ચિન્હ ધાર્યું હોય તો તે સંન્યાસી ત્યાગી કહેવાય" એમ બાહ્ય ચિન્હો ઉપર પરમ તાત્પર્યને લાવ્યા. ત્યાગી ખરા પણ તે પ્રથમાશ્રમી ત્યાગી પણ સંન્યાસી ત્યાગી નહિ એ મહાન્ મુદ્દો તારવી લાવ્યા. આમાં બીજું તો શું પ્રબળ પ્રમાણ આપે ? 'મહાપ્રભુનાં સર્વાંગ સ્વરૂપનાં અનેક વર્ણનો ગ્રંથમાં છે અને ચિત્રો અંકિત થયાં છે. તેમાં કોઈમાં પણ ભગવું વસ્ત્ર ધાર્યાનું કે સંન્યાસીનું ચિહ્ન ધાર્યાનું નિકળતું નથી' એ પરમ પ્રમાણને આપે છે. શ્રીજીના વખતમાં ચિત્રો અંકિત થતાં નહિ, થતાં પણ સાધનને અભાવે નહિવત થતાં. અંકિત કરવાની પદ્ધતિ પણ હતી નહિ. ગ્રંથમાં વર્ણનો છે તેમાં બહુધા વર્ણિવેષનાં છે. 'मुनीशारं...निचोल' 'प्रचञ्चत्प्रावारं' એવું પણ વર્ણન આવે છે. મહાપ્રભુની વેષભૂષા તો બહુધા ભક્તોની ઈચ્છા ઉપર હતી. પ્રત્યેક વચનામૃતના પ્રારંભમાં જુદી જુદી વર્ણવેલી જોવા મળે છે. એટલે વેષભૂષાથી ત્યાગીપણાનો નિર્ણય લાવવામાં મહા મુશ્કેલી જેવું છે. હવે જો **'ભગવું વસ્ત્ર ધાર્યું હોય તોજ ત્યાગી'** એવો અનિવાર્ય નિર્ણય જ હોય તો 'ભગવાં વસ્ત્રનું ધારણ પણ વૃદ્ધપરંપરાથી જાણવા મળે છે. નાસિકવાળા વર્ણી શાસ્ત્રી બાળકૃષ્ણાનંદજી બહુ વર્ષોથી નિર્ણયની ચોપડી બહાર પાડે છે. તેના સંવત ૨૦૨૨ ના નિર્ણયમાં પાન ૪૪ ઉપર **"શ્રીજીએ ધોરાજી લાલ વડે ભગવાં વસ્ત્ર ઉતારીને જરીયાની ધારણ કર્યા અને રંગ ઉત્સવ કર્યો. સં. ૧૮૫૮"** એમ લખ્યું છે. ચૈત્ર માસની ૧૧ તિથિ પણ નોંધી છે. આ ઉપરથી સાબીત થાય છે કે ભગવાં વસ્ત્રો ધાર્યાં હતાં. સંવત માસ તિથિ મેળવતાં ગાદીએ બેઠા પછીની આ વાત જણાય છે. આની સામે કોઈ સંચાલકે કે શિક્ષિત વર્ગે અદ્યાપિ વાંધો લીધો નથી. વૃદ્ધવ્યવહાર પણ પ્રમાણ તરીકે મનાય છે. સંપ્રદાયમાં વેષભૂષા બાબતમાં અનેક પ્રકરણો ફર્યાં છે. ભગવું વસ્ત્ર તો લોકમાં પૂજ્ય પવિત્ર મનાય છે. 'काषायमगृहस्थानां' ગૃહસ્થ સિવાયના બીજા આશ્રમિઓને તેની છુટ છે. ઘણા ગૃહસ્થો પણ પવિત્ર માનીને તેને કોઈ રીતે ધારતા દેખાય છે. આ એક વાત થઈ. **બીજી વાત**–મહાપ્રભુ વન વિચરીને વર્ણિવેષમાં લોજ આવ્યા. સાધુમંડળ સાથે મન મળતાં ત્યાં જ રહેવાના નિશ્ચયવાળા થયા. એટલે મહંતપદે વિરાજમાન મુક્તાનંદમુનિએ વર્ણીને કહ્યું કે—"તમે હવે અમો ત્યાગી સાધુઓ સાથે રહ્યા છો, જેથી અમને જેવી ગુરુશ્રી રામાનંદજીની આજ્ઞા છે તે પ્રમાણે વેષ રાખવો પડશે. પછીથી ખપવાળા વર્ણીન્દ્રે તથાસ્તુ કહેતાં–મુક્તમુનિએ મસ્તકના કેશ ઉતરાવીને બે કૌપીન, તે ઉપર ધારવાનાં બે વસ્ત્રો, અલફી, એક ચાદર અને એક મસ્તકે બાંધવાનો અબુરીયો આપીને

'સર્જુદાસ' એવું મંગળ નામ પાડયું. પછી એ સરલ નામથી સર્વે વ્યવહાર કરવા લાગ્યા." આ રીતે વાર્તા ગ્રંથમાંથી વાત મળે છે. હવે આ વેષ સંન્યાસી ત્યાગીના જેવો જ છે. ત્યાગીઓ ભેગા આ વેષે રહ્યા છે, દાસાન્ત નામ રાખ્યું છે, આ બધુ ત્યાગીપણામાં મળતું શોભતું છે. શ્રીજીએ તો શ્રીમુખે સેંકડોવાર 'અમે સાધુ છીએ' કે 'અમો ત્યાગી છીએ' એમ ખુલ્લું કહ્યું છે તેનો પણ વિચાર કરવા રહ્યા નથી. હવે જેમ માનવું હોય અને ઘટાવવું હોય તેમ માનો ઘટાવો. ભગવાં વસ્ત્ર ધાર્યાનું અને ત્યાગી હોવાનું ચિહ્ન તો જાણવા મળે છે. સંપ્રદાયમાં અનેક પ્રકરણ ફર્યાં છે. તેમાં આ પણ એક પ્રકરણ સમજવું ઘટે. આ પણ એક લીલાકૈવલ્ય કેમ ન બન્યું હોય ? વળી સ્વમાન્યતાની વધુ મજબુતી માટે બન્ને ગાદીએ ધનપદ માટે થએલા વિભાગી દીવાની દાવાઓનો પુરાવો "બ્રહ્મચારી ત્યાગી" એવો રજુ કર્યો છે. એનો અર્થ પણ ઉપર વર્ણવ્યો તેનેજ મળતો થાય છે. આમાં કોઈ વિશેષ અર્થ નથી. બ્રહ્મચારી પણ ત્યાગી કહેવાય અને સંન્યાસી પણ ત્યાગી કહેવાય. ગૃહસ્થ કે ત્યાગી એ બેમાંથી એક નામમાં નિષ્ઠિત રહે એ વધુ ઈચ્છવા યોગ્ય છે. પંડયાશ્રીના કથનો પ્રમાણે તો ફક્ત ભગવું વસ્ત્ર પહેરનારા સાધુનેજ સંન્યાસી ત્યાગી કહેવાય. પાળા બ્રહ્મચારી ભગવું નહિ ધારતા હોવાથી તે સંન્યાસી ત્યાગી ન કહેવાય. સંપ્રદાયમાં 'સંન્યાસી ત્યાગી' એવી કોઈની અટક નથી. ત્યાગીને સંન્યાસી કોઈ કહેતું નથી શ્રીજીના સમયમાં પૃથક સંન્યાસી હતા પણ તે પછી તે પ્રથા બંધ કરી છે. શંકરાચાર્ય સાથેના વિવાદમાં આ જેવા ઘણા પ્રશ્નો પુછાએલા. એના ઉત્તરો તો "ભગવાનને કશો બાધ નથી" એ રીતે અપાએલા છે. નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવામાં અને સંન્યાસી ત્યાગી કહેવામાં ધર્મશાસ્ત્રથી કે કાયદાથી બાધ આવે છે એમ માનીને નૈષ્ઠિક બ્રહ્મચારી નહિ અને સંન્યાસી ત્યાગી પણ નહિ એવી વિચિત્ર દલીલ કરતા હશે એમ સમજાય છે. હવે કોઈ પ્રતિવાદીનો ભય નથી. આવે તો 'ભગવાનને કશો બાધ નથી ' એ ઉત્તર સહેલો તૈયાર છે. તો એવા ભયને કારણે આવી વિકૃત વિચિત્ર રજુઆત કરવાની કશી જરૂર નથી. કોઈનો અત્યારે પ્રશ્ન નથી. કશો ઉપયોગ નથી. અનેક અતિ શંકાઓને પ્રસવનાર આ ચર્ચા બહુ બુરી છે. આ પ્રસંગમાં દીવાની દાવાની ચર્ચા લાવ્યા છે. તેમાં તો અનેક ચુંથણાં થયાં છે અને ચુકાદાઓ પણ વિચિત્ર થયા છે. અને હજુ પણ ચાલુ છે. ભગવાને અને મહાજનોએ જે વ્યવસ્થા કરી તે ખરી. એમાં ડહાપણ કરવામાં જ આ બધી પ્રપંચ પંચાતો રચવી પડે છે.

પ્રસંગાત્ કહેવાનું મન થાય છે. રામાનુજાચાર્ય તરફની શ્રીનારાયણ સુધીની નિરવધિ ગુરપરંપરાને પડી મુકીને, શ્રીકૃષ્ણ ઉદ્ધવની અવધિવાળી પરંપરામાં પ્રવેશ્યા એ સારૂ થયું. રા. પરંપરામાં નિષ્ઠાભૂત આદિનારાયણ સર્વાચાર્યસંમાન્ય હતા. આમાં તો અવતારભૂત શ્રીકૃષ્ણ આવે છે. ચાર હજાર વર્ષ ઉપરની આ જ્ઞાનદાનની વાત છે. શ્રીકૃષ્ણ ગૃહસ્થાશ્રમી હતા અને ઉદ્ધવજી પણ એવાજ હતા. આ હિસાબે આ ગાદી ગૃહસ્થની હતી અને બહુ જુની હતી એ કથન બરાબર છે. આ જોતાં હવે મૂળ ગાદીસ્થાન દ્વારકાં જવું પડશે. કેમકે ત્યાંથી આરંભ થાય છે પણ આ બન્ને બહુ અંતરવાળા બીજા ભવમાં ગૃહસ્થ મટીને ત્યાગાશ્રમમાં આવી ગયા અને તેને પૂર્ણ ભજવ્યો એ કારણે જ ત્યાગીની ગાદી છે એમ પાછળના લઈ પડયા છે. એક વખત જે શ્રીકૃષ્ણ ગુરુ હતા તે બીજી વખત શ્રીહરિરૂપમાં શિષ્ય થયા અને એક વખત જે ઉદ્ધવજી શિષ્ય હતા તે બીજી વખત રામાનંદજી રૂપમાં ગુરુ થયા. કોણ ગુરુ અને કોણ શિષ્ય ? કોણ જ્ઞાનદાતા અને કોણ જ્ઞાન ગ્રહીતા ? કોણ મોટા અને કોણ નાના ? આ બધુ વિપર્યાસ જેવું લૌકિક દૃષ્ટિએ દેખાય છે. પરંતુ અલૌકિક દિવ્ય દૃષ્ટિએ કેવળ લીલાકૈવલ્ય માનતું ઘટે. શ્રીકૃષ્ણ, ઉદ્ધવજી અને શ્રીજી એમ ગુરુ પરંપરા સ્થપાય છે. એમનો ગુરુપદમાં ઘનિષ્ઠ સંબન્ધ આવે છે. ઉપરના પ્રવર્તકને બેને પડયા મૂકીને શ્રીજીથી જ પ્રવર્તક ગુરુપરંપરા માનો તો પરંપરાનો કશો અર્થ રહેતો નથી. "આના ગુરુ આ, આના ગુરુ આ, એને જ પરંપરા કહે છે. એકથી પરંપરા ન કહેવાય. શ્રીનારાયણ ન ગમ્યા તો કાંઈ નહિ. પરંતુ શ્રીકૃષ્ણ તરફ જતાં તેમની બધી જ વસ્તુઓ અનિશ્ચિત રાધા લક્ષ્મી ગોલોક સુનંદાદિ પાર્ષદો વિગેરે વળગશે. સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો પ્રમાણે બધુ પ્રમાણિત હોવાથી કશો બાધ કે વાંધો આવતો નથી. રામાનુજની ગુરુપરંપરા લાંબી હતી. તે આમાં ટુંકીટચ થઈ તે આશ્રિતો માટે સારૂ છે. પાંચ સંપ્રદાયોની પરંપરાનું ચિત્ર આંકયું છે. તેમાં આ સંપ્રદાયનું

દોરવાનું હતું. બીજાનું દોર્યું અને પોતાનું ન દોર્યું. આશ્રિતોને તો પોતાનુંજ ઉપયોગનું હતું. પાંચ સંપ્રદાયો સાથે પોતાના છઠ્ઠા સંપ્રદાયનું ચિત્ર દોરવાનું કેમ યાદ આવ્યું નહિ ? એ ચિત્રને સંપ્રદાયને કશી જ જરૂર ન હતી. મહેનત મુધા અને કુધા છે. આગળમાં કોઇ નથી. શ્રીજીથી પાછળના આચાર્યો ચિતરવા પડે. હવે સુમેળ અને સમન્વય સાધ્યા કરો અને સાર ગ્રહણ કર્યા કરો. ત્યાગીનું ઠામ ટાળવા માટે કેટલી બધી જોરદાર જહેમત જાહેરમાં જગવી છે તે જોઇ લ્યો. તેનું તો કાંઈ દુઃખ નથી. પરંતુ ઉપરના ગુરુદેવોની દુર્દશા દેખીએ છીએ ત્યારે દુરંત દુઃખ સાથે આશ્ચર્ય ઉપજે છે. ન બોલ્યામાં નવ ગુણ કહેવાય છે. આ રીતે આ વિચારણા વિરામને પામે છે.

હવે પૂર્વે ત્યાગિઓના કોઈ કોઈ બાબતમાં અમુક અંશે હકો હતા તેને વિકૃત રજાયાતો વારેવારે કરીને નિર્મૂળ કરે છે. આની આજ ચર્ચા વર્ષ ૧ અંક ૪ માં '**સંપ્રદાયની રીત**' એ શીર્ષકથી બહુધા કરી છે છતાં કંઇક અંશે બાકી રહી ગઇ હશે તેને પુરી કરે છે. સંપ્રદાયના પ્રથમ પ્રવર્તક શ્રીજીએ " પોતેજ પોતાના સંપ્રદાયનું ગુરુપદ ધર્મકુળના ગૃહસ્થ પુરુષોમાં પ્રસ્થાપિત કરેલુ છે. એમને જેઓ ઉપાસ્ય ઇષ્ટદેવ દેવાધિદેવતા તરીકે માને છે તેતો એ પગલાને સંપ્રદાય અને સકળ જગતના **હિતાર્થે** કરેલી દિવ્ય લીલા તરીકે જ સ્વીકારે છે. એમ ન માનતા હોય તેમણે પણ ત્યાગી ગૃહીના **ધર્મની રક્ષાર્થે** તથા જગતના સંપ્રદાયોને એક **ઉચ્ચ આદર્શ** પુરો પાડવાના મંગળ આશયથી લેવામાં આવ્યું છે એમ સ્વીકાર કર્યેજ છુટકો છે. કારણકે તેમાં ગૃહસ્થાશ્રમી આચાર્ય માટે સ્ત્રી અને દ્રવ્ય અંગે ત્યાગી જેવા ભારે કડક **અંકુશો** યોજ્યા છે. " આ દુરાલોચનાની સમાલોચના કરવા જેવી જરૂરી કરીએ.

સંપ્રદાયના આશ્રિતો ભગવાને જે કર્યું તેને દિવ્ય લીલા તરીકે માનતા આવ્યા છે અને માને છે. એમાં એક માને છે અને એક માનતા નથી એવા ભાગલા પાડીને ઉચ્ચ નીચ નંબરોને મુકે છે. જે માને છે તે સંપ્રદાય અને જગદ્હિતાર્થે દિવ્ય લીલા તરીકે માને છે અને ન માનતા હોય તેણે સંપ્રદાયના ત્યાગીગૃહીના ધર્મની રક્ષાર્થે તથા જગતના સંપ્રદાયના ઉચ્ચ આદર્શ પૂરો પાડવાના આશયથી છે એમ સ્વીકારવું જોઇએ. એમ વિષયમાં પણ બહુ ભાર મુકીને ભાગલા પાડે છે. અર્થમાં કાંઇ ફરક નથી. પરમેશ્વરકૃત જગત્સર્ગાદિક તો સ્વાર્થે અને પરાર્થે મનાય છે. ગૃહસ્થ ધર્મકુળમાં આચાર્ય સ્થાપના તો કેવળ પરાર્થે છે. એમાં સ્વાર્થનો ગંધ પણ નથી. સંપ્રદાય અને સકળ જગતના હિતાર્થે અને ત્યાગી ગૃહીના ધર્મની રક્ષાર્થે અને જગતના સંપ્રદાયોને ઉચ્ચ આદર્શ પુરા પાડવા અર્થે થઈ છે. ગૃહસ્થ ધર્મકુળના આચાર્યને તો કશો સ્વાર્થ જ નથી. સંપ્રદાયનું અને સકળ જગતનું હિત થયું હોય અને ત્યાગી ગૃહીના ધર્મની રક્ષા અને જગતના સંપ્રદાયોને ઉચ્ચ આદર્શ પુરો પડયો હોય અને પડતો હોય તો બહુ સારી વાત છે. નહિ તો પોથીનાં રીંગણાં જેવું કે વાતે વડાં કરવા જેવું કે બતાવાના જુદા અને ચાવવાના જુદા, એના જેવું હોય તો નિરર્થક છે. વિચિત્ર વૈપરીત્ય જનપ્રત્યક્ષ હોવાથી જણાવવાની જરૂર નથી. અંતરમાં સર્વ કોઇ સુજનો સમજે છે. ગૃહસ્થ આચાર્યો માટે કડક અંકુશોની વાત કરે છે તે સારૂ છે. અંકુશો તો ત્યાગીગૃહી દરેકને માટે છે. હાથીને અંકુશ અને ઘોડાને પણ રાશો છે. પરંતુ જ્યાં સ્ત્રી દ્રવ્યની છુટ છે ત્યાં બીજા અંકુશો કશા કામના નથી. 'कनककान्तासूत्रेण वेष्टितं सकलं जगत्' એમ શાસ્ત્ર કહે છે. આચાર્ય પરંપરામાં સેંકડો કજીયા કોર્ટ સુધીના સ્ત્રી દ્રવ્યાદિ અંગે થયા છે. પરંતુ તેને લીલાકુળની દિવ્ય લીલા માનીને આશ્રિતોએ ગાવાના જ રહ્યા. કશું બોલાય જ નહિ. વળી વળીને વારેવારે આ વામ વાતને ચોળવા ચુંથવા જેવી જાહેરમાં નથી પણ હવે કરવું શું ? કશો અંકુશ નથી.

આ પ્રસંગે જરા કહ્યા જેવું તો છેજ—સંપ્રદાયના સમારંભ સમયથી ત્યાગિઓની પણ ગુરુપરંપરા પ્રચલિત અદ્યાપિ ચાલુ છે. ( કારણ કે ગુરુપણું જોઇન્ટ ગોઠવ્યું છે ) તે પરંપરાના સ્થાપનથી સંપ્રદાયને, ધર્મકુળ અને ત્યાગી ગૃહી સમાશ્રિતોને અલભ્ય લાભ થયો છે અને બધી બાબતોનું સંરક્ષણ થયું છે. અને જગતના સંપ્રદાયોને ઉચ્ચ આદર્શ પણ પહોંચાડયો છે. આ બધુ સુજન પ્રત્યક્ષ ગ્રંથગ્રથિત છે. આ વાતતો જરા જેટલી કરતા નથી. પક્ષદૃષ્ટિ નહિ રાખતાં સમદૃષ્ટિ રાખે તો સારૂં કહેવાય.

૭ પેરાથી પૂર્વે પ્રસંગવશાત્ ત્યાગિઓની પરંપરામાં શ્રીજીએ જ પ્રવર્તાવેલા અમુક હક્કોને પણ નિર્મૂળ કરવા માટે જૂનામાં જૂના પુરાતત્ત્વના પ્રબળ પુરાવાને એમ તેમથી વિણી લાવીને અડાવે છે. "કેટલાક ( નામઠામ આપતા નથી ) કહેતા હશે કે–મહારાજના જન્મકુળમાં સંપ્રદાયનું ગુરુકુલ સ્થાપન કર્યા પહેલાં થોડા થોડા સમય માટે જુદા જુદા વર્ગના બે પુરુષોમાં સ્થાપ્યું હતું. આ માન્યતામાં કોઇ પ્રમાણ ગ્રંથનો આધાર નથી. કોઇની વાતોમાં ઉલ્લેખ હોય પણ બીજા પ્રમાણ ગ્રંથોનું સીધુ કે આડકતરૂં સમર્થન મળતું નહિ હોવાથી **આધારહીન** જ માનવો જોઇએ." આવો એકતરફી નકારમાં નિર્ણય આપી દીધો. હવે આ વાત આટલા વિવેચનથી પતી જાય છે. પરંતુ તેને વધુ મજબુત બનાવવા માટે મોટો પુરાતત્ત્વનો પરમ પ્રસાદીનો પુરાવો અડાવે છે–" આચાર્યપ્રતિષ્ઠાનો પ્રસંગ જેવો તેવો ન કહેવાય ? ( અપૂર્વ કહેવાય ) એને અંગે શાસ્ત્રોક્ત વિધિ કરવો પડે છે. તેમાં કંઇક ખર્ચ પણ થાય. સં. ૧૮૮૨માં આચાર્યની પ્રતિષ્ઠાની વિગતો જો સંપ્રદાયનાં શાસ્ત્રો તથા હિસાબોમાં લખેલી મળે તો ઉપર જણાવેલી માન્યતાવાળા ( બીજા પુરુષમાં ગુરુપદસ્થાપનની ) ના પ્રસંગોની વિગતો પણ મળવી જ જોઇએ." ( કોઈ વિધિ કે ખર્ચો કર્યો મળતો નથી ) આ એક પુરાવો થયો. હવે બીજો મહાપ્રબળ પુરાવો બતાવે છે–"મંદિરમાં વ્યવસ્થિત હિસાબો રાખવાનું શરૂ થયું તે પહેલાં શ્રીજી, કોઇને જનોઇ આપે કે એવા જ કોઈ પ્રસંગે કંઈ ખર્ચ થાય તો તે ખર્ચ દાદાખાચરના ચોપડે લખાતો હતો. આ હિસાબના ચોપડાઓમાં ઉપર જણાવેલી માન્યતાને આડકતરી રીતે પણ ટેકો આપે એવી કોઈ **નોંધ** જણાતી નથી" આ રીતે પ્રસાદીના પુરાવાને પ્રદર્શાવીને બીજા પુરુષને ગુરુપદે સ્થાપ્યાની વાત સાવ ખોટી ઠરાવે છે. હિસાબે તો અનુપયોગી છે પણ બનેલી કોઈ લીલા વાતને વાર્તાગ્રંથમાં નોંધેલીને ખંડન કરવા આકાશપાતાળ એક કરે છે. લીલાની વાતને કોઇ ગાતા હોય એમાં શી અદેખાઇ કરવી ? કયાં હક્ક પાછો લઈ લેવા આવે છે ? હવે એની સમાલોચના કરીએ.

જન્મકુળમાં ગુરુપદ સ્થાપનમાં પણ પ્રાચીન પ્રમાણ તો કયાં છે ? ૧૮૮૨ થી આરંભ છે. ૧૮૭૯ માં લખેલી શિક્ષાપત્રીમાં ધર્મકુળનાને વિપ્રતરીકે લખ્યા છે આ સમય સુધી તો આ વાત નિર્ણય પર કયાં જાહેરમાં હતી ? જે વાત કરે છે તે ૧૮૮૨ પહેલાંની છે. મહાપ્રભુએ જેની જેની ગુરુપદે સ્થાપના કરી છે તેની ટુંકી રૂપરેખા "સંપ્રદાયની રીત" વાળા લેખમાં ૧૪ પેજ ઉપર અંકિત કરી છે. બીજા ગૃહસ્થમાં પણ આચાર્યપદ આપ્યાની વાત પણ પેજ ૧૯ ઉપર આજ વિચિત્ર ચર્ચાના ફેવરમાં મુદ્રિત કરી છે. સંપ્રદાય તો મહારત્નાકર છે. એમાંથી શું ન મળે ? મંદિર સ્થાપન પહેલાં હિસાબની વ્યવસ્થિતિ કયાં હતી ? ૧૮૮૨ માં આચાર્ય સ્થાપનનો ખર્ચ ચોપડામાં લખેલો કેમ આ પ્રસંગે પ્રસિદ્ધમાં ન જણાવ્યો ? જે વખતે ચોપડો જ ન હતો. અને ખર્ચાનું પણ સાધન ન હતું તે વખતે હિસાબની અને ખર્ચાની વાત કરે છે તે કેટલી બધી વિરુદ્ધ છે ? પ્રમાણ ગ્રંથોની વાત કરે છે પણ તે વખતે કયો ગ્રંથ પ્રમાણિત હતો ? વાતોમાં ઉલ્લેખ હોય પણ તેને બીજા પ્રમાણ ગ્રંથોનું સમર્થન ન હોય તો તે આધાર હીન જ કહેવાય ? આ વાત બંધ બેસતી છે ? આ વાત પ્રસિદ્ધમાં કરવા જેવી હવે નથી. અત્યારે તો મુખ્ય ગ્રંથોને કોઈ ગણતું નથી. જે કોઈ વાર્તા–ગ્રંથોને લઈ પડયા છે. તેજ લખાય છે અને સત્વર છપાય છે અને જલદી વેચાઈ જાય છે. કોના નામથી વાતો નથી ? સૌ સૌના ગુરુની વાતોનો પ્રચાર ચોમેર કર્યા કરે છે. હજી કેટલીક વાતો બનવાની તૈયારીમાં છે. જાહેર ખબરો બહાર પાડી છે. ગુરુમુખી બની જતા મતમાં એમજ બન્યું છે અને બનવાનું છે પ્રમાણ અપ્રમાણની ચર્ચા આવા પ્રસંગમાં કરવા જેથી નથી. હવે તો ઉલટો બાધ અડાવે છે. વાર્તા ગ્રંથોને આધારે મુખ્ય ગ્રંથોનો અર્થ નક્કી કરવો. વાતો પહેલી અને પછી પ્રમાણ શાસ્ત્રો એવી અવળી ગંગા વહે છે. મુખ્ય ગ્રંથોના અર્થો વાતોને આધારે ઘટાવીને મોટા મોટા શાસ્ત્રાર્થ ગોઠવી કાઢયા છે. મુખ્ય ગ્રંથો તો નામ શેષ જેવા કરી દીધા છે. બીજા પુરુષમાં ગુરુપદ સ્થાપ્યાનું પ્રમાણ વૃદ્ધવ્યવહાર છે. અને બતાવવા પુરતું પ્રમાણ પણ છે. સ્થાપન વખતે પુષ્પહાર કે એક ચાદર ઓઢાડવાની પ્રણાલિકા છે. કદાચ ઉંચે આસને બેસારે. એ પ્રમાણે ત્રણ પુરુષોની પ્રતિષ્ઠિતિ ગુરુપદે પૂર્વે થએલી ઇતિહાસથી જાણવા મળે છે. લીલામાં કશું અશોભિત કે અઘટિત કહેવાય નહિ. જો આ વાત બની

હોય તો દાદાખાચરના ચોપડામાં તે બાબતનો ખર્ચો પડયો હોય. તે નથી માટે એ વાત ખોટી છે એમ પ્રબળ પુરાવો બહુ પ્રાચીન પ્રસાદીનો પ્રદર્શાવે છે. કયાં સુધી લાંબી દષ્ટિ પહોંચાડી છે ? આ ચોપડો ગઢડા મંદિરમાં પ્રસાદી તરીકે પ્રતિષ્ઠિત હશે. તેને યુક્તિપ્રયુક્તિથી વડતાલમાં લાવ્યા હશે. એનાં દર્શન તો બીજાઓને દુર્લભ છે પણ આચાર્યના પ્રતાપે આ સેવામંડળના પ્રમુખ તરીકે જોવા મળ્યો હશે. તેમાં જોઇને આ વાત અડાવતા હશે. પુરાતત્ત્વખાતે છપાવેલી શિક્ષાપત્રીના પરિચયમાં પણ દીનાનાથ ભટ્ટના સંબન્ધમાં આવીજ વાત ચોપડાની અડાવી છે. આ પુરાવો બહુ પ્રાચીન પ્રામાણિક મનાતો હોય તો પુરાતત્વખાતાની અખુટ રકમમાંથી છપાવીને તે ખાતે કેમ જાહેરમાં મુકતા નથી ? સર્વ કોઇ આશ્રિતો પ્રસાદીની પરમ વસ્તુનાં દર્શનાદિ લાભ લેશે. દાદાખાચરનો ચોપડો તો દોઢસો વર્ષ ઉપરનો હશે. તે વખતે સંપ્રદાયની શી સ્થિતિ હતી. એ ચોપડામાં બધા હિસાબો વ્યવસ્થિત લખાતા હશે ? લખવું ન લખવું એ શ્રીજી અને દાદાખાચરની ઇચ્છા ઉપર હતું. બારોબાર આપલેના ખર્ચા નહિ થતા હોય ? પુરાતત્વખાતાનો અને સેવામંડળનો ખર્ચો શું મંદિરના ચોપડામાં વ્યવસ્થિત રહે છે ? એવાં તો અલગ ખાતાં અનેકધા છે. ત્રણ પુરુષની ગુરુપદે પ્રતિષ્ઠિતિ વખતે પુષ્પહાર વિગેરે અલ્પ ખર્ચો થયો હોય તે કોઇ હરિભકતે આપ્યાનો શું સંભવ નથી ? એક વાત લોયામાં બની છે. બીજી અમદાવાદમાં બની છે. ત્રીજી લોજમાં બની છે. એ ખર્ચો દાદાખાચરના ચોપડામાં હોવાનો સંભવ છે ખરો ? આ બધી તરંગી કુકલ્પના કે બીજું શું ? જે પૂર્વે અવ્યવસ્થામાં જે બાબત બની છે તેને શ્રદ્ધાળુ આશ્રિતો દિવ્ય લીલા તરીકે ગાય છે તેને ખોટી પાડવા કેટલું બધુ ઝેરવેર વાપરે છે તે આ સમાલોચનાથી સમજી લેવાય છે. આ બાબતની બહુધા ચર્ચા "સંપ્રદાયની રીત" એ શીર્ષક હેઠળના લેખમાં આવી ગઈ છે અને તેની સમાલોચના પણ રચાઇ ગઇ છે. આતો ચર્વિતચર્વણ જેવું છે. અસ્તુ.

હજી એનીએજ આચાર્યપદની ચર્ચા જરા જુદા રૂપે ચાલુ રાખે છે–" આચાર્યપદે ધર્મકુળનો પુરુષ આવે એવો નિયમ પરંપરાને ધોરણે સ્વીકાર્યો છે, પણ તે સાથેજ એ પુરુષ આનુવંશિક–**વારસાઇના** ધોરણે નહિ પણ વર્તમાન આચાર્યે કરેલી નિયુક્તિના ધોરણેજ આવી શકે છે. એ મહા સિદ્ધાંત પણ સ્વીકારેલો છે. આ રીતે વર્તમાન આચાર્યે ધર્મકુળના જે પુરુષની, પછી તેમનો પુત્ર હોય કે ધર્મવંશનો બીજો કોઇ સભ્ય હોય, એની નિયુક્તિ કરી હોય તેવા પુરુષો છેલ્લા ૧૪૨ વર્ષથી આચાર્યપદ ધારતા આવ્યા છે " આ રીતે ચાવીચાવીને વારસાઇ ધોરણને નકારે છે. આશ્રિતોને સારૂ લાગવા કહેવાની રીતે કહ્યું છે પણ કશો અમલ થયો નથી. વારસાઈ હક્કજ સ્થિર થઈ ગયો છે. પોતાને બે ચાર પુત્રો હોય તો વારસાઇ હકે દરેકને સરખો હક મળે. એ રીતનો જે વારસાઇ હક તે તો ગાદી આપવાની બાબતમાં ચાલી શકે એમ છે જ નહિ. નહિ તો એ ગાદીની વ્યવસ્થા સચવાય નહિ અને કલેશનો પણ પાર નહિ એટલે એકજ ગુણવાન પુત્રને બેસાડવાનું તો સ્વાભાવિક રીતેજ સ્વીકારવું પડે. રાજપરંપરામાં પણ ગાદીતો એકજ પુત્રને અપાય છે. દરેકને અપાતી નથી. તેમાં જો તેવો વારસાઇ હક નથી હોતો તો ધર્મવ્યવસ્થામાંતો હોય જ કયાંથી ? પોતાને પુત્ર ન હોય તો બીજો લેવો પડે એતો સર્વગૃહસ્થ સાધારણ વાત છે. શ્રીજીએ તો ગુણી પુત્રને લેવાની વાત કરી છે અને ગુણો પણ કહ્યા છે. એ વાતને આશ્રય નહિ મળે એમ અવધારીને તેને સ્વધામમાં સાથે લઇ ગયા જણાય છે. ધ. ધુ. વિહારીલાલજી મહારાજે વારસાઇ રાખવા માટે કેવો વેષ ભજવ્યો હતો. લક્ષ્મીપ્રસાદજી પાછળ વારસાઈ હક માટે કેવા કલેશ થયા ? અને ખર્ચા થયા ? બે અઢી વર્ષના અને દશઅગીઆર વર્ષના બાળકને આચાર્યપદે નક્કી કરાયા હતા એ શું દાખવે છે ? જ્યારે વર્તમાન આચાર્યે કરેલી નિયુક્તિને મહા-સિદ્ધાંત તરીકે સ્વીકારવામાં આવે છે તો પછી તેમાં વારસાઇના ધોરણની જ આપોઆપ સ્વીકૃતિ આવે છે. ઉંમરલાયક થાય ત્યારે તો ઠીક છે પણ આતો આગળથી બાળકભાવમાંથીજ વીલો કરાવે છે અને એને પાકુ કરવા જેતે ત્યાગીગૃહીઓની સહીઓ કરાવી લે છે. ગર્ભસ્થનાં પણ વીલ થયાં છે. હવે પંડયાશ્રીકૃત વાતને જરા જેટલું પણ સ્થાન છે ? ૧૪૨ વર્ષની આદ્યંત પરંપરાની નિયુકિતની વાત કરે છે પણ તેમાં કેટલી વિયુક્તિઓ કુયુકિતઓ થઈ છે તેને પંડયાશ્રી કયાં નથી જાણતા ? આ વિશિષ્ટ રીતની કિલષ્ટ વિશ્લિષ્ટ ચર્ચા ચોગાનમાં કરવા જેવીજ નથી. પણ એક કરે ત્યારે બીજાએ કરવી પડે છે. હક્કોપનિષદ્ જેવો કોઇ ધર્મ કે જ્ઞાન કે ભકિત નથી.

પ્રથમ વિચારણા લંબાણથી કરી ગયા છે, છતાં હજી પણ છાલ છોડતા નથી. " આ વિશિષ્ટ રીતના
કારણે ધર્મકુળનેજ **લાભ** થયો છે કે તેનું **રક્ષણ** થયું છે એમ માનવાની **ભુલ** કોઇએ ન કરવી જોઇએ.
સંપ્રદાયની મીલકત ઉપર ધર્મકુળનો કોઇ **હક્ક સંબન્ધ** રાખેલો નહિ **હોવાથી** તેને ખરેખર **લાભ** કંઇજ
નથી, પણ જે પુરુષની સંપ્રદાયના ગુરુપદે નિયુક્તિ થાય છે તેની **જવાબદારી** અનેક ઘણી આવે છે'
મીલકત ઉપર ધર્મકુળનો કોઇ હક્ક સંબન્ધ રાખ્યો નહિ હોવાથી તેને બિચારાને કશો લાભ કે તેનું રક્ષણ
થયું છે એવું કોઇએ પણ ભુલથી પણ માનવું જોઇએ નહિ એમ ભારે ભલામણ કરે છે. કોઈ એવું માનતા
હશે કે " આ સંપ્રદાયની મીલકત ઉપર ધર્મકુળનો હક્ક સંબન્ધ આવ્યો હોવાથી તેમને લાભ અને રક્ષણ
થયું છે. " તેના નિવારણ માટે આવું માનવાની ભુલ કોઇએ ( અવળી માન્યતાવાળાએ પણ ) કરવી જોઇએ
નહિ. જ્યારે ધર્મકુળને લાભ કે રક્ષણ નથી થયું ? તો કેને થયું ? તેતો ખરેખર પંડયાશ્રીજ જાણે. મૂર્ત ધર્મકુળને
લાભ કે રક્ષણ ન થયું હોય તો શું અમૂર્ત જ્ઞાનવૈરાગ્યાદિરૂપને થયું છે ? વિશિષ્ટ રીતમાં લાભ કે રક્ષણ ન હોય
તો પછી તે શા કામની ? લાભ કે રક્ષણ વિનાની કેવળ નામ માટેજ ધર્મને બાને ધારી રાખવાની ? કુળ
તજી નિષ્કુળ થયા એના જેવી વાત છે. ધર્મકુળ એ કોઇ તદ્દન જુદી વસ્તુ નથી. પુરુષ વિશેષ છે, એજ ધર્મકુળ
છે. પંડયાશ્રીના કથન મુજબ્ય ધર્મકુળને કશો લાભ કે રક્ષણ નહિ મળવાને કારણે તે મેળવવા માટે ઠેઠ
છેલ્લી કોર્ટો સુધી લડયા હશે ? અને સંપ્રદાયના ધર્માદા આઠ દશ લાખ રૂપીયા બન્ને ગાદીએ મળીને ખર્ચ્યા
હશે ? એમ માનવું ? કશો લાભ કે રક્ષણ ન મળે તો કોઇ કોર્ટો લડીને અને ખર્ચા કરાવીને પણ લે ખરું ?
આમાં કોઇ સુજ્ઞે મુંઝાવા જેવું કે ગુંચાયા જેવું જરાપણ નથી. અર્થનું સ્વરૂપજ એવું અનર્થરૂપ નિશ્ચિત
છે. એમાં કોઇનો દોષ નથી. ગુરુપદે નિયુક્તિ થાય તેની જવાબદારી અનેક ગણી વધે છે એ વાત બરોબર છે.
ધર્મરક્ષણ એજ સ્થાપનનો મૂળ હેતુ છે. સ્વસ્વધર્મમાં સ્થાપન કરવા એ એમનું કર્તવ્ય છે એમ શ્રીમુખે
કહ્યું છે. મીલકતનું સ્વામિત્વ તો દેવમાં સમર્પિત હોવાથી એના રક્ષણની હવે વધુ ચિંતા નથી. ધર્મરક્ષણ તો
ધર્મકુળવાળાને સુગમ છે. જવાબદારી તો માને તો ખરી, નહિ તો કાંઇ નહિ, છુટાછેડા છે.

વકીલશ્રી હજી પણ એ દલીલને અતિ મુદ્દાની સમજીને છોડતા નથી. " આ યોજનાના પરિણામે
ખરેખર **લાભ** તો સંપ્રદાય અને તેના ત્યાગી ગૃહસ્થ આશ્રિતોને થયો છે. અને રક્ષણ પણ એમનું જ થયું
છે" એમ ધર્મકુળમાં ગુરુપદ સ્થાપનની યોજનાનું આખું પર્યવસાન આખરે ત્યાગી ગૃહીઓના **લાભમાં**
**અને રક્ષણમાં** તારવી લાવ્યા છે. સ્વાર્થ વિનાની કેવળ પરાર્થ પ્રવૃત્તિ તે આનું નામ ગણાય ? મનાય કે
ન મનાય પણ લીલાકુળનું હોવાથી માન્યા વિના છુટકો જ નથી. પરાણે બ્રાહ્મણી કર્યા જેવી આ વાત
સમજશો નહિ ? આ યોજના તો ત્યાગી ગૃહી આશ્રિતોના આત્યંતિક કલ્યાણ માટેની એકાંતિક આશ્રિતોએ
અવશ્ય સમજવા જેવી અત્યંત મહત્ત્વની છે.

સ્વાર્થલેશ વિનાની કેવળ પરાર્થ પ્રવૃત્તિ તો એક મહાપ્રભુની જ ગણાય. બીજાઓને તો સ્વાર્થનો
કંઇ કંઇ લોચો સીધી કે આડકતરી રીતે રહેતો હોય છે. ધર્મકુળના કોઈ એક જ ભાઇને લાભ મળે અને
બીજા તેથી વંચિત રહે એ ઠીક નહિ એ દૃષ્ટિએ અને સત્સંગના હિતની દૃષ્ટિએ બન્ને ભાઇઓના પુત્રોને
દત્તક લઇને મંદિરાદિ સઘળી મીલકત શ્રીકૃષ્ણાર્પણ આપી દીધી. પોતાનો નિર્વાહ અંશ પણ કશો રાખ્યો
નહિ. સ્થાનમાં કે બહાર ફરવા જાય ત્યારે જે જે ભેટ આવે તે પણ વિભાગથી બન્ને પુત્રો લઇ લે. જમવાના
પણ વારા લોકરિવાજ મુજબ થયા. સર્વસ્વ સમર્પણ છતાં અને આટલાં વાંનાં કર્યા છતાં ગઢડામાં ભાગ
માટે રીસામણાં થાય તે માટે મનામણાં કરવા મહાપ્રભુને પણ આજીજી કરવી પડે. સ્વનિર્વાહ માટે પણ
છેવટે પ્રિય આશ્રિતો પાસે અર્ધો રૂપિયો લેવાની વ્યવસ્થા કરવી પડે. ગઢડાની વાડીમાંથી એક ભક્ત શાક
રીંગણ લાવ્યા હશે તેને માટે પણ ઝઘડો વેરવો પડે. આવી તો અનેક વાતો વાર્તાગ્રંથોમાં
ગુંથેલી દિવ્ય લીલા તરીકે વૃદ્ધો મુખથી ગવાતી છે. આવી સ્વાર્થ ગંધ વિનાની કેવળ પરાર્થ
પ્રવૃત્તિતો મહાપ્રભુ સિવાય બીજામાં સંભવે નહિ. આને રંતિદેવ રાજાનું આખ્યાન કાંઇક મળતું

થાય છે. આવું કોઈ ત્યાગી ગૃહી આશ્રિતે બની શકે નહિ. પણ જો એ વ્યવસ્થાથી કેવળ અનુયાયીઓનું જ લાભ અને રક્ષણ મળતું હોય પણ ધર્મ કુળને જરા પણ લાભ કે રક્ષણ ન મળતું હોય તો એવું બને ખરું ? એતો વાંચકોજ વિચારશે. જન્મકુળમાં ગુરુપદ સ્થાપનથી આશ્રિત ત્યાગી ગૃહીઓને લાભ, રક્ષણ અને આદર્શની વાતને વળી વળીને વારંવાર ઉલટાવ્યા જ કરે છે. પણ તે વંધ્યા વાત કોઈ સુજ્ઞને ગળે ઉતરતી જણાતી નથી. કેમ કે ગેરલાભ ગેરરક્ષણ અને ગેરઆદર્શ નજરે જુવે છે. પૂર્વે લાભ, રક્ષણ કે આદર્શ પુરો પાડયો હોય તો પૂર્વના જાણે. પાછળનામાંથી કોઈ તેવું જોતા નહિ હોય તો બોલતા હશે કે કશો લાભ કે રક્ષણ કે આદર્શ નથી. વારસાઈની વાતમાં લોકો એમ બોલતા સંભળાય છે કે ઈચ્છારામનું કુળતો મહાપ્રભુની ઈચ્છાથી પરવારી ગયું. રામપ્રતાપજીનું કુળતો અમદાવાદ ગાદીએ રહ્યું. તે તો આ ગાદીના કશા કામના રહ્યા નહિ. હવે તો વઢવાણ કે જે બે ગાદીથી ત્રીજી ગાદીવાળા બાહ્ય ગણાય છે. ત્યાંથી જ વારસ લાવવાના રહ્યા–એટલે લેખકશ્રી જેને માનતા નથી તે વારસાઈ હક્કનો લાભ અને એ અંગેના બધાજ લાભો અને રક્ષણ ત્રીજી ગાદી વઢવાણને જ ફાળે ગયા છે. આતો હવે ચોખ્ખી ઉઘાડી વાત દેખાય છે. માટે હવે આ ચર્ચા ચોગાનમાં નહિ કરતાં ઘરમાં રહે એ ઈચ્છવા યોગ્ય છે. છેવટે "સંપ્રદાયની ગુરુ પરંપરાની આ એક આછી રૂપરેખા છે. એમાં બીજાં અંગો–સાધનો, નિયમો, સિદ્ધાંતો અને પ્રણાલિકાઓ વિષે હવે પછીની બાબતોમાં સ્વતંત્ર વિચારણા થવાની હોવાથી તે બાબતો અંગે અત્ર વિચાર કર્યો નથી" એમ કહી વર્ષ ૨ અંક ૧ ને પોતાના નામની સહી કરીને વિરામ લે છે. આ રીતે આ અંકના વિષયોની વિગતવાર સમાલોચના સંપૂર્ણ થઈ.

વર્ષ ૧ અંક ૬ માં "**સંપ્રદાયની રીત (૩)**" એવા આકર્ષક શીર્ષકવાળા લેખમાં પંડયાશ્રી **ઇષ્ટદેવ** અને **શાસ્ત્રોની** રીતનો વિચાર સંક્ષેપમાં કરે છે ( ગણના ક્રમમાં આ બે બાબતોને મુખ્ય માનીને પહેલી મુકી છે. પણ આચાર્યશ્રી અને આશ્રિતોની રીતમાં વધુ મહત્ત્વ માનીને કે તેની પ્રથમાપેક્ષા સમજીને તેનો વિચાર પહેલો કર્યો. વિવેચનની સરળતા ઉપર દૃષ્ટિ પ્રથમ નહિ રાખતાં (વિષય વિવેચન ઉપર દૃષ્ટિ પ્રથમ રાખવી એ વધુ સારી છે. આ કથનમાં મનસ્વિતા સીવાય બીજો કશો અર્થ નથી.) વર. ૧૮ માં અવશ્ય જ્ઞાતવ્ય કહેલી પાંચ બાબતોમાં "આપણા ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને જાણવા" એ પાંચમી બાબત છે. ચાલુ ચાર બાબતોમાં ઈષ્ટદેવ પ્રથમ છે. શ્રીજીએ કહેલી અને મને માનેલી બન્ને બાબતોને વિચારમાં ભેળી ભંડોળે છે. બે પૈકી ઈષ્ટદેવની રીતને પ્રથમ વિચારે છે.

ઇષ્ટદેવના રીતને **પારિભાષિક** કહે છે તે ન કહેવી જોઇએ. શ્રીહરિએ 'स श्रीकृष्ण:....उपास्य इष्टदेवो न:' 'तनोतु कृष्णोऽखिलमङ्गलं न:' એમ શુદ્ધ સ્પષ્ટ શબ્દોમાં કહી છે. અવતારવાદના પ્રથમ વક્તા શ્રીકૃષ્ણ ભગવાન કે અવતારવાદના વિચારક આચાર્યો કે બીજા કોઇએ પારિભાષિક શબ્દ વાપર્યો નથી. એ શબ્દ ઇશ્વરાવતારવાદમાં સંગત ઉપયોગી નથી. અન્યથા ભ્રમને ઉપજાવનાર છે. દ્વિભાષી જેવું થાય છે જો કોઇ ઇશ્વરાવતારને સાચી રીતે જાણનારા છે તે તેને પૌરાણિક કલ્પના કે સાહિત્યનો રૂપક અલંકાર તરીકે માનતા નથી. એ ઘટનાને ઘટિત સત્ય માને છે. અવતારોને યથાસ્થિત નહિ માનનારાઓની વિરોધી "પૌરાણિક કલ્પના છે, સાહિત્યનો રૂપક અલંકાર છે" ઇત્યાદિ કુયુક્તિઓની વિચારણાની કશી જરૂર નથી. આસ્તિકોને અનેક નવી શંકાને ઉપજાવનારી થાય.

અવતારની રીતના વિચારમાં જ્યારે શ્રીકૃષ્ણે કહેલી **ગીતાનેજ** પ્રથમ પ્રમાણ તરીકે પરિગ્રહે છે તો શ્રીકૃષ્ણ ભગવાને જે સુરીતિ અપનાવી છે એ જ મુખ્ય માનીને વિચાર કરવો જોઇએ. એના અર્થની સ્પષ્ટતા માટે રામાનુજાચાર્ય કૃત **ભાષ્યનો** આધાર લેવો જોઇએ. કારણ કે–શ્રીહરિએ બીજા શાંકરાદિ ભાષ્યોનો આદર નહિ કરતાં રામાનુજ રચિત સૂત્રભાષ્ય અને ગીતાભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યાં છે. તેમાં પણ ગીતાભાષ્યને તો ભણવાનો ખાસ આદેશ આશ્રિતો પ્રત્યે આપ્યો છે. આ જોતાં આ તત્ત્વ મહત્ત્વની બાબતમાં ગીતાભાષ્યનું અનુસરણ આવશ્યક અનિવાર્ય–અવર્જનીય છે. શ્રીકૃષ્ણે અવતાર સંબન્ધના સઘળા નિરૂપણ માટે ચારે ય શ્લોકો એકસાથે કહ્યા છે અને રામાનુજાચાર્યે તેના અર્થસ્ફોટ માટે એક સાથે ભાષ્ય

કર્યું છે. તેમાં પ્રથમના મુદ્દાના બે શ્લોકોને ચાર બાબતોને પ્રતિપાદનારા પડી મુકીને પછીના બે મુદ્દાને પ્રતિપાદનારા બે લીધા છે. પાછળથી જન્મના સત્યત્વને સમજાવનારો એક શ્લોક લીધો છે. 'अजोऽपि' આ શ્લોક કે જે છ બાબતો પૈકી ત્રણ મુદ્દાની બાબતોને નિરૂપનારો છે તે બીલકુલ લીધો નથી. જ્યારે પ્રશ્નો તો પાંચ મનસ્વી ઉભા કર્યા છે. તો આવી સળંગ બાબતમાં આડીઅવળી તોડફોડ કરવાની શી જરૂર ? શું એમાં હેયોપાદેયતા હતી ? ભગવાનના અવતારનું યાથાત્મ્ય જાણવા ઇચ્છતા અર્જુનના પ્રશ્ન ઉપરથી અવતારવાદની ઉપસ્થિતિ અકાંડ થઇ છે. શ્રીકૃષ્ણે જન્મનું સત્યપણું, જન્મનો પ્રકાર, દેહનું યાથાત્મ્ય જન્મનો હેતુ, જન્મનો કાળ, જન્મનું પ્રયોજન, આ છ ઉત્તરો અનુક્રમે આપ્યા છે. આને રામાનુજે ભાષ્યમાં યથાસ્થિત સપ્રમાણ સયુક્તિ ઘટાવ્યા છે. લેખકે ગીતાને પ્રમાણ તરીકે લીધી ખરી પણ તેનું અનુસંધાન બહુધા નહિ રાખીને પાંચ પ્રશ્નો મનસ્વી થોડા ફેરફારવાળા ઉપસ્થિત કર્યા છે. બધી બાબતમાં સામે થવાની કે જુદુ તડ પાડવાની શી જરૂર ? ગીતા ભાષ્યમાં વ્યાખ્યાન કરેલા ક્રમવાર પ્રશ્નોત્તરોને અને લેખકે ગોઠવેલા પાંચ પ્રશ્નોત્તરોને જરા શાંતિ રાખીને ધ્યાનપૂર્વક વાંચો અને વિચારો અને તારતમ્યને મેળવો. અવળાઈ સિવાય કાંઇ અર્થ છે ?

જ્યારે આ ધ્યેય બાબતમાં ગીતાનો મુખ્ય આદર કર્યો છે અને તેના અર્થની સ્પષ્ટતા માટે ગીતા-ભાષ્ય અનિવાર્ય છે. તેમણે સ્વયં ઇશ્વિરાવતારનીજ યથાસ્થિત વિચારણા કરી છે. બીજા અવતારોની વિચારણા કરી નથી. તો આ વિચારમાં બીજા પુરુષાવતાર આદિકની વિચારણા કરવાની શી જરૂર ? એમની તો અનાદર જેવી અવદશા તો છેવટે લાવ્યા છે. બીજી જાતના અવતારોની વિચારણા ભલે અન્યત્ર કરી હોય પણ આ સ્થળે કરવી યોગ્ય નથી. આતો અવતાર વિચારની પરા કાષ્ઠા સૈદ્ધાન્તિક છે. અન્ય અવતારોની લાંબી વિચારણા કરીને, છેવટે તો "ઇશ્વરાવતારની લાંબી વ્યાખ્યાઓની વિગતોમાં ન ઉતરીએ તો એમ કહી શકાય કે ઇશ્વરાવતાર એટલે શાસ્ત્રોમાં જે ઇશ્વિરના સ્વરૂપનું વર્ણન કરેલું છે તેનું પ્રત્યક્ષ થવું તે" એમ કહીને (૨) પેરો પુરો કર્યો છે. છ પ્રશ્નો તો પરકીય શ્રીકૃષ્ણના માન્યા હોવાથી એનો વિચાર ન કરે એ સ્વાભાવિક છે. પરંતુ પોતે પાંચ પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે તેની વિચારણા તો ક્રમવાર સપ્રમાણ કરવી જોઇએ. (૧) કોણ અવતરે છે ? (૨) કયાંથી અવતરે છે ? (૩) કેવી રીતે અવતરે છે ? (૪) શા માટે અવતરે છે ? (૫) અને અવતરીને શું કરે છે ? આ પાંચ પ્રશ્નો ક્રમથી છે. સંદિગ્ધ અને દ્વિઅર્થી જેવું સાથે જ થાય છે. 'यदा यदा हि' આ વાકયને લઇને "ભગવાનના જન્મની સમયમર્યાદા નથી. અને સંખ્યા મર્યાદા નથી" એટલું કહ્યું. પછી આ બાબતને પાંચ પ્રશ્નોમાં કેમ મુકી નથી ? "परित्राणाय साधूनां" આ શ્લોકનો સામાન્યત: પદ અર્થ કર્યો પણ કશું વિવેચન ઉપયોગી કર્યું નહિ. 'આ વિચારમાં ભાષ્યમાં કરેલું વિવેચન લેવાની ખાસ જરૂર હતી. ૭–૮ શ્લોકો તો સાથે મુકયા છે તો એવું વૈચિત્ર્ય કરવાનું કારણ શું ?' જે પરોક્ષ ઇશ્વિર તે પ્રત્યક્ષ થાય એ અવતાર' એ જે લક્ષણ કર્યું તે યથાસ્થિત છે. એની રીતનું કશું જ નિરૂપણ કર્યું નહિ. ભાષ્યમાં સવિસ્તર કરેલું છે તેને નહિ લેવાથી કલાભાઈની શાખી જેવું હાંઠો હાંઠો થાય છે. શ્રીકૃષ્ણે કહેલી ગીતાના શ્લોકો ન છુટકે થોડા લીધા, પણ તેમણે કરેલા અવતારવાદમાં શ્રદ્ધા આસ્તા કે ભાવ રસ નથી અને રામાનુજાચાર્યકૃત ભાષ્ય ઉપર પણ એવીજ સ્થિતિ છે. જેથી એવું વિચિત્ર વિકૃત પદે પદે બનવા પામે છે.

(૩) "ભારતીય ( બીજા દેશની કે બીજા બ્રહ્માંડની નહિ ) અવતારની આ અતિ સામાન્ય રૂપરેખા છે ઇશ્વરાવતાર માટે તેનાં જે હેતુઓ અને કારણો જણાવેલાં છે તેનો મહાપ્રભુએ પણ સામાન્યતઃ સ્વીકાર કરેલો છે. પણ **તદુપરાંત બીજા બે હેતુઓ** અને કારણો પણ ( ગીતામાં નહિ કહેલા માનીને ખાનગી પંડયાએ કલ્પેલા ) તેમણે જણાવેલાં છે" એમ હવે કપોળ કલ્પિત હેતુઓના વિચાર ઉપર નિશ્ચિત થયા છે. ભારતીય અવતારવાદને અતિ સામાન્ય ગણી કાઢયો. શ્રીકૃષ્ણે 'परित्राणाय साधूनां' આ શ્લોકથી કહેલા ત્રણ હેતુઓને પણ સામાન્ય કહીને કાઢી નાંખ્યા. એનું કશું ગૌરવ જ નહિ. શ્રીકૃષ્ણે ત્રણ હેતુઓ કહ્યા અને તેમના અવતારભૂત શ્રીહરિએ બીજા કહ્યા. હિસાબે પાંચ હેતુઓ થયા. એમાં શ્રીકૃષ્ણના

ત્રણ **સામાન્ય** અને શ્રીહરિના બે **વિશેષ** એવો મનઃકલ્પિત વિભાગ ગોઠવ્યો. હેતુ અને કારણ એ બે એકાર્થ છે. બન્નેને એક સાથે મુકાય નહિ. ભાષ્યમાં 'જન્મનો હેતુ શો ?' એ પ્રશ્નના ઉત્તરમાં સ્વકૃત કર્માદિ નહિ પણ પોતાની ઇચ્છા એ જ હેતુ" એમ કહ્યું છે. 'પ્રયોજન શું ?' આ પ્રશ્નનો ઉત્તર 'સાધુપરિત્રાણાદિ' એક કહ્યું છે. એટલે હેતુ જુદો અને પ્રયોજન જુદું જણાવ્યું છે. આમાં તો કશો વિભાગ જ કયાં છે ? ભાષ્યનો અક્ષર કયાં દેખવો કે વિચારવો છે ? ગીતાભાષ્ય ભણવાની તો શ્રીજીની આજ્ઞા સર્વ આશ્રિતો પ્રત્યે છે.

હવે શ્રીકૃષ્ણે કહેલાં ત્રણેય પ્રયોજનોને ગૌણ ગણીને તેને અધ્ધર ઉડાડે છે. તેના જે અર્થો સુસંગત સમુપયોગી ભાષ્યમાં કર્યાં છે તેનો તો લેશથી પણ સ્વીકાર નથી. તેમાં જે ધર્મસ્થાપન હેતુ કહ્યો તેતો **ભાગ્યેજ સયુક્તિ** કહેવાય ( એમાં કશી યુક્તિ નથી ) કેમકે ધર્મસ્થાપનતો ઋષિયો, ધર્માચાર્યો, સમાજ સુધારકો, રાજ્યકર્તાઓ પણ કરે છે. એટલે અવતાર ધારણમાં આ ખાસ કારણ ન ગણાય. ને સાચા સત્પુરુષો છે ને શરીરની રક્ષા માટે ઇશ્વર પાસે માગણી કરતા નથી, એટલે સાધુપરિત્રાણ એ પણ મુખ્ય પ્રયોજન ન ગણાય. દુષ્ટ જનોનો નાશ તો પોતાના પાપકર્મે થવાનો છે, એટલે એ પણ કારણ મુખ્ય ગણાય નહિ એમ યદ્વાતદ્વા અપલપીને શ્રીકૃષ્ણે કહેલાં ત્રણેય કારણોને અકારણ જેવાં હેય કરી કાઢયાં. કશાજ લેખામાં લીધાં નહિ.

હવે મહાપ્રભુને નામે જે બે હેતુઓ ખોટી રીતે ચઢાવ્યા છે તેનું વિવેચન કરે છે–" જેમ જ્ઞાની ભકતોના જીવનનો હેતુ પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે જીવી પરમેશ્વરની પ્રસન્નતા મેળવવી એજ હોય છે તેમ સ્વભકતોનું લાલન-પાલન કરવું અને એમને પ્રસન્ન કરવા-રાખવા એજ ઇશ્વરાવતારનો મુખ્ય હેતુ હોય છે. એને માટે ભગવાનને ભકતજનો જેવા માણસ થવું પડે, ભકતની રીતે જ હરવું ફરવું ખેલવું પડે, તેથી જ ભકતોને સુખ સમાસ થાય. મહાપ્રભુએ ઠેર ઠેર વારેવારે ઉત્સવો સમૈયા યોજ્યા, સંત હરિભકતો સાથે રંગ રમ્યા છે. આગ્રહ કરીને સંત હરિભકતોને પોતે પીરસીને જમાડયા છે, ભકતોને ઘેર જઇને ખુબ ભાવથી જમ્યા છે, વિગેરે. આ બધી લીલાઓનો હેતુ ભકતોના લાલન પાલન સિવાય બીજો નથી એ સહજ સમજી શકાય છે. " આ એક અવતાર ધારણનો મુખ્ય હેતુ કહ્યો.

હવે બીજુ કારણ કહે છે.–" ભગવાન તો કરુણામૂર્તિ છે. જીવમાત્ર તેમની કૃપા દૃષ્ટિના પાત્ર છે. કરુણાપાત્ર જીવો ઉપર નિષ્કારણ કરુણા વર્ષાવવી અને એ રીતે અનેક જીવોનું કલ્યાણ કરવું એ ઇશ્વરાવતારનો **બીજો હેતુ છે.** ઇશ્વિર જ્યારે આ કારણે પ્રગટ થઇને કરુણા દાખવે ત્યારે જો પાત્ર કે અપાત્રના અંતરમાં "આ ભગવાન છે" એટલું જ વસી જાય તો પણ તેનું કલ્યાણ સિદ્ધ થઈ જાય. મહાપ્રભુના પ્રાદુર્ભાવ પાછળ આ બેજ **હેતુઓ** મુખ્ય કારણભૂત રહેલા છે. આ બે હેતુઓ એવા છે કે—એમાં શ્રીકૃષ્ણે કહેલાં ત્રણેય ધર્મ સ્થાપન, સાધુરક્ષણ, દુષ્ટવિનાશન કાર્યો આપોઆપ સધાય છે." આ રીતે આ બીજો હેતુ કહ્યો. એમ ત્રણને ગૌણ ગણીને અને બેને મુખ્ય માનીને મનસ્વી મેળ સાધ્યો. જોઠવણી તો દેખાવમાં બહુ સારી જણાય પણ મૂળાર્થ અને ભાષ્યાર્થ થકી સાવ વિરુદ્ધમાં ઉઘાડ ઉટાંગ થઈ છે. શ્રીજીના નામથી જે મુખ્ય હેતુઓને કહેવા માગે છે તે મૂળાર્થના અનુસંધાનથી ગીતાભાષ્યમાં રામાનુજાચાર્યે બહુ આદરથી વિચાર્યા છે. એટલે આ બે હેતુઓનો સમાવેશ ત્રણ પ્રયોજનોમાં જ આપોઆપ આવી જાય છે. શ્રીજીના નામથી જુદા જલ્પવાની જરૂર નથી. વિતંડાવાદ જેવું થાય છે. શ્રીજીએ તો અધ્યાત્મજ્ઞાન માટે ગીતાભાષ્યને સ્વીકાર્યું છે. એટલે એ થકી કંઇપણ જુદું અવળું કહેવા માગતા નથી એ સ્પષ્ટ છે. પોતે શ્રીકૃષ્ણના અનન્ય અવતાર એકાત્મા હોવાથી બન્ને વચ્ચે આ બાબતમાં ભેદ પડે એવું કંઇપણ જુદું કહેવા માગે નહિ એ સહજ છે પોતાની પૃથક્પણાની કુકલ્પનાને ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીહરિને માથે ચઢાવવી એ કોઇ રીતે આશ્રિતે ઇચ્છનીય નથી. આશ્રિઓએ ધિક્કારવા યોગ્ય છે. પોતે અધ્યાત્મ શાસ્ત્ર તરીકે સ્વીકારેલા ગીતા ભાષ્યનો આખો ભાવાર્થ અવતાર ધારણ પ્રયોજન બાબતનો વચ કા. ૫ માં શ્રીમુખે સંતોની સભામાં સવિસ્તર વિવેચન કર્યો છે. " परित्राणाय " આ શ્લોકનો અર્થ અને કા. ૫ નો અર્થ સદ્બુદ્ધિની સહાયથી મેળવી જુવો તો સ્પષ્ટ સમજાશે કે કશો ફરક નથી. સર્વાંશે સમાનાર્થતા છે. આમાં અલ્પજ્ઞાન કે બુદ્ધિ ફેરજ કારણ જણાય છે.

આ બાબતમાં કોઈને સંશય કે વિપર્યય ન રહે એ માટે ભાષ્યનો અર્થ સંક્ષેપમાં જણાવીએ—જન્મનું પ્રયોજન કહે છે. 'साधूनां परित्राणाय' અહીં સાધુ શબ્દ અસમર્થાદિ વિષયવાળો નથી. એની સામે દુષ્કૃત્ શબ્દ હોવાથી સુકૃતિ વિષયવાળો લેવો પડે. એટલે પૂર્વોકતલક્ષણ ધર્મશીલ તે સાધુ કહેવાય. 'धर्मस्य' આ પદનો અર્થ "વેદમાં કહેલો, ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થાએ રહેલો, કર્તવ્ય તરીકે કહેલો" આ રીતે કર્યો છે. આવા લક્ષણવાળા ધર્મમાં નિષ્ઠાવાળા. એટલું જ નહિ પણ વૈષ્ણવાગ્રેસર હોય-એટલે ભગવદ્ભક્તવર્ય હોય-ભગવાનને જ ઉપાયપણે અને પ્રાપ્યપણે વરેલા હોય. આ બે વિશેષણોથી એ અર્થ નિષ્પન્ન થયો કે ધર્મમાં દૃઢ નિષ્ઠાવાળા અને ભગવદ્ભક્તિમાં પરા નિષ્ઠાવાળા. વિ. પુ. માં દૃઢ વિષ્ણુભક્તનું લક્ષણ કર્યું છે કે-પોતાના વર્ણાશ્રમધર્મથકી ચલાયમાન નહિ થનારો, અતિશય સ્વચ્છ (રાગાદિદોષે રહિત) ચિત્તવાળો, માટેજ પોતાના સુહૃદ્ પક્ષમાં અને વિપક્ષ પક્ષમાં પણ સમમતિવાળો, પરધનહરણાદિક દોષોથકી નિવૃત્તિવાળો, આવાં લક્ષણોથી 'વિષ્ણુભક્ત છે' એમ ઓળખવો. વળી વિ. પુ. માં "વર્ણાશ્રમના આચારવાળા પુરુષે પરમપુરુષ વિષ્ણુનું આરાધન કરાય છે. બીજું કોઈ તેમની પ્રસન્નતાનું સાધન નથી. અર્થાત્ ધર્મને ત્યજીને નહિ પણ ધર્મે સહિત ભક્તિ એજ પરમાત્માની પ્રસન્નતાનું પરમ કારણ છે. અર્થ એ નિષ્પન્ન થયો કે ધર્મે સહિત ભક્તિમાં નિષ્ઠાવાળા. (આજ સિદ્ધાંત શ્રીહરિએ સ્વીકાર્યો છે.) રક્ષણ કેને કહેવાય ? તો અનિષ્ટની નિવૃત્તિપૂર્વક ઇષ્ટની પ્રાપ્તિ. આવા વૈષ્ણવાગ્રેસરો લૌકિક ઇષ્ટ કે અનિષ્ટને માનતા નથી. ભગવાનની મૂર્તિનો લાભ એજ ઇષ્ટ છે અને તેનો અલાભ એજ અનિષ્ટ છે. સમાશ્રયણમાં પ્રવર્તતાં, ભગવાનનાં નામો, ચરિત્રો અને દિવ્યરૂપતો મન વાણીને અગોચર (અપ્રત્યક્ષ) હોવાથી મારાં દર્શન વિના સ્વાત્માનું ધારણ પોષણ આદિકને નહિ પામતાં ક્ષણ કાળ જાય તો તેને સહસ્ર કલ્પ જેટલો માનનારા. (ગોપીઓએ કહ્યું છે કે-તમારાં દર્શન વિના એક ચપટી વગાડે એટલો કાળ જાય છે તે અમને યુગ જેટલો જણાય છે એની પેઠે જાણવું) એટલું જ નહિ પણ અતિશિથિલ શરીરવાળા થઈ જાય છે. અદર્શન દુઃખની આ છેલ્લી અવસ્થા છે. જેને માટે ભગવાનને જાતે જન્મ લેવો પડે એવા સાધુઓ જેવાતેવા નહિ પણ આવા લક્ષણવાળા કહ્યા છે. પોતાના વિયોગદુઃખથી બહુ દુઃખી એવા એ ભક્તોના ઉજ્જીવન માટે પ્રથમ પોતાની મૂર્તિ, ચરિત્રો, દર્શન, વાર્તાલાપ આદિકને આપીને તેના રક્ષણ માટે ભગવાન્ અવતાર ધરે છે. મોક્ષસુખાદિકની પેઠે આ દાન અવતારધારણ વિના પોતાના સંકલ્પમાત્રથીજ આપી શકાય એવું સહેલું નથી. આ રીતે સાધુઓનું આંતર ભયથકી રક્ષણ કહ્યું. હવે બાહ્ય ભયથકી રક્ષણને કહે છે. ભક્ત વિરોધિઓના વિનાશ માટે (ભાગવતોનો જે અપરાધ છે તે દુષ્કૃતની કાષ્ટા છે માટે) અને ક્ષીણપણાને પામેલો વૈદિક ધર્મ કે જે મારા આરાધનરૂપ છે તેના આરાધ્ય મૂર્તિના દર્શનથી સ્થાપન માટે દેવમનુષ્યાદિરૂપથી યુગયુગમાં અવતરૂં છું. તાત્પર્ય એ છે કે-ભક્તોને જે અત્યંત અભીષ્ટ મૂર્તિ, ચરિત્રો, દર્શન વાર્તાલાપાદિ છે તે અવતાર ધારણ વિના કેવળ સંકલ્પમાત્રથી સાધ્ય નથી. વળી અનુષ્ઠાનદ્વારા કે ઉપદેશદ્વારા ધર્મપ્રવર્તનતો વ્યાસાદિદ્વારા પણ કરી શકાય છે. પરંતુ આરાધ્ય મૂર્તિ પ્રદર્શાવીને ભક્તિરૂપ ભાગવત ધર્મ પ્રવર્તાવવો એતો અવતારધારણનું અસાધારણ પ્રયોજન છે. સોએસો બીભત્સ ગાળો આપનારો અને ત્રણ જન્મથી શત્રુવટું કરનારો શિશુપાળ પણ કૃષ્ણનાં દર્શનથી પ્રીતિમાન્ થઈને મુક્તિને પામી ગયો હતો. દુષ્કૃતિનો નાશ એ પણ અત્યંત નાશ નથી. પરંતુ વિપરીતપણામાં કારણભૂત જે રાક્ષસાદિ શરીરગ્રંથિઓ વિગેરે છે તેનું નિવર્તનજ છે. તેની નિવૃત્તિ થતાં તેઓ પણ ધાર્મિક થાય. માટે વિનાશપણ ધર્મસ્થાપનમાં પર્યવસાન પામે છે. આ રીતે અવતારધારણનાં ત્રણ પ્રયોજનો ગીતાભાષ્યમાં વર્ણવ્યાં છે. સૂત્રભાષ્યમાં (અંતરાધિકરણમાં) 'साधूनां परित्राणाय' આ વાકયનો અર્થ કરતાં 'साधवो ह्युपासकाः, तत्परित्राणमुद्देश्यम्, आनुषङ्गिकश्च दुष्टानां विनाशः, सङ्कल्पमात्रेणापि तदुपपत्तेः' એમ સાધુરક્ષણનેજ પ્રધાન પ્રયોજનપણે અને દુષ્ટવિનાશનને અવાંતર પ્રયોજનપણે કહે છે. કેમકે તેતો સંકલ્પમાત્રથી પણ કરી શકાય છે. આ રીતે અવતાર ધારણનાં ત્રણ પ્રયોજનો સશાસ્ત્ર સયુક્તિક કહ્યાં. પંડયાશ્રી જે પ્રયોજનને શ્રીકૃષ્ણના અભિપ્રાયથી જુદા શ્રીહરિના અભિપ્રાય તરીકે કહેવા મથે છે તે આ વિવેચન જરા શાંતિથી ધ્યાનપૂર્વક વાંચશે અને વિચારશે તો પૃથક્પણાની

ભ્રમણા સમૂળ ભાગી જશે. આની સાથે કા. ૫ વચનામૃત પણ અનુસંધાનમાં લેવું. એટલે શ્રીકૃષ્ણ અને તદ્રૂપ શ્રીહરિના અભિપ્રાયની પણ એકાર્થતા સારી રીતે અસંશય સમજાઇ જશે. કોઇને પણ કહેવું પૂછવું પડશે નહિ. અને કોઈની ઉપર રોષ ઉપજશે નહિ.

હવે પંડયાશ્રી અવતારધારણમાં પરમેશ્વરની અપાર નિષ્કારણ કૃપાદષ્ટિને બીજા હેતુપણે કહે છે તેની સમાલોચના કરીએ–જન્મનો હેતુ શો ? એનો અર્થ કરતાં સ્વકર્માદિ હેતુ નહિ પણ પોતાની માયા છે. **માયા** શબ્દનો અર્થ કરતાં 'माया वयुनं ज्ञानं' આ કોષના પ્રમાણથી 'જ્ઞાનપર્યાય' એવો અર્થ કર્યો. જ્ઞાન પણ સંકલ્પરૂપનું કહેવાતું હોવાથી એનું તાત્પર્ય 'સંકલ્પ' એવું કાઢયું. એટલે સંકલ્પમાત્રથી સંભવું છું. આ એક અર્થ કર્યો છે. 'माया दम्भे कृपायां च' આ વચનના અનુસંધાને **માયા** શબ્દનો 'કૃપા' એવો પણ અર્થ કર્યો છે. એટલે અવતારધારણમાં બીજું કોઇ પ્રયોજન નહિ પણ કૃપા જ તેનું પ્રયોજન પ્રથમ છે. આ અર્થ 'मूर्तिं नः पुरुकृपया बभार सत्त्वम्' ( ભા. પુ. ૫–૨૫ ) 'जगतामुपकाराय' (વિ. પુ.) વિગેરે વચનોમાં વ્યક્ત છે. અવતાર કૃપામૂલક સંકલ્પથી હોવાથી બન્ને બાબત બંધબેસતી છે. ગીતાના ઉપોદ્દ્ઘાતમાં જ 'अपार कारुण्य सौशील्य वात्सल्यौदार्यमहोदधिः ।' આ વાક્યથી કારુણ્યાદિ ગુણોની પ્રેરણાથી અવતાર ધારે છે. એમ કરુણાને અવતારધારણમાં પ્રથમ પ્રયોજનપણે કહે છે. બ્રહ્માદિ જગતને સર્જીને સ્વસ્વરૂપથી સ્વધામમાં નવરા બેસી રહ્યા હતા. પછીથી કરુણાદિ ગુણોએ પ્રેરણા કરી કે–અમારો તો કશો ઉપયોગ જ કરતા નથી. અહીં ધામમાં કોઈ દુઃખી નહિ હોવાથી દયાનો, અહીં કોઈ મંદ નહિ હોવાથી સૌશીલ્યનો, અહીં કોઇ દોષવાન્ નહિ હોવાથી વાત્સલ્યનો, અહીં કોઈપણ દરિદ્ર નહિ હોવાથી આદાર્યનો, એમ કોઇપણ ગુણનો સદુપયોગ થતો નથી. અમો તો બીન ઉપયોગના નવરા તમારે વિષે અમથા પડયા રહ્યા છીએ. કોઈ ઉપયોગ કરો તો બહુ સારૂં. એમ ભગવાનને બહુ રીતે ઉચકયા ત્યારે તે ગુણોનો જ્યાં સારો ઉપયોગ થાય એવી આ પવિત્ર પૃથિવી ઉપર પોતાના સમગ્ર ગુણ ઐશ્વર્ય શક્તિઓ સાથે દિવ્યરૂપથી અવતર્યા અને એ ગુણોનો સદુપયોગ સદ્‌ભક્તો વિષે પુષ્કળ કર્યો. આ દૃષ્ટિએ દેખીએ તો કારુણ્યાદિ ગુણોજ અવતારધારણમાં પ્રધાન પ્રયોજનક છે. ભક્તોને લાલન પાલન વિગેરે કરવું એ પણ કૃપામૂલકજ છે. બધા હેતુઓનો કૃપામાંજ સમાવેશ સ્વરસતઃ છે. માટેજ ભગવાનને કૃપાસાધ્ય કહેવામાં આવે છે.

આ રીતે ઉપોદ્દ્ઘાતમાં કહીને પછીથી તેના ઉપપાદનમાં–'स्वमेव रूपं तत्तत्सजातीयसंस्थानं स्वस्वभावम-जहदेव कुर्वन्' ઇત્યાદિ સંસ્કૃતમાં પંક્તિઓ લખી છે. એનો અર્થ એવો છે કે–'પોતાના મૂળ રૂપને જ તેતે દેવ મનુષ્ય આદિકને સજાતીય આકારવાળું કરીને, પોતાના જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય આદિક સર્વ સ્વભાવોને નહિ છોડીને ( સાથેજ લઇને ) તેતે દેવમનુષ્યાદિકના લોકોમાં વારે વારે અવતરીને, તેતે દેવ મનુષ્યાદિકોએ આરાધન કર્યાથકા તેઓને તેમની ઈચ્છા મુજબ તેતે ધર્મ અર્થ કામ મોક્ષાદિ ફળ આપીને કૃતાર્થ કરે છે' આ રીતે સર્વ અવતારો માટે સામાન્યપણે કહીને, હવે કૃષ્ણાવતાર માટે વિશેષતઃ કહે છે–ભૂભારહરણના મિષથી ( આ પણ મિષમાત્ર છે, સર્વને સમાશ્રય આપવો એ મુખ્ય પ્રયોજન છે. દુષ્કૃતિનો વિનાશ છે તે પણ સાધુપરિત્રાણરૂપ મહાપ્રયોજનની અંતર્ગત ગૌણ છે ) આપણ આદિક કે જે અતિક્ષુદ્રો છે તેમને પણ પોતાનો સમાશ્રય સાક્ષાત્ આપવા માટે પૃથ્વી ઉપર અવતરીને, મનુષ્યોના નેત્રગોચર ( પ્રત્યક્ષ થઇને, પર–બ્રહ્માદિક અને અવર–આહીરાદિક સર્વ જનોના ( સ્ત્રીપુરુષ આદિક વિભાગ વિના ) મન નેત્રને હરનારાં દિવ્ય ચરિત્રોને ( નવનીત નટનાદિ ) કરતા થકા (આ સાધુત્રાણનો પ્રકાર છે) પૂતના કંસ આદિક દુષ્કર્મિઓને હણીને, ( આ આનુષંગિક પ્રયોજન કહ્યું ) અનવાધિક દયા સૌહાર્દ અને પ્રીતિથી ગર્ભિત એવું જોવું, વાર્તાલાપ અમૃતવડે વિશ્વને પોષણ આપતાથકા, ( પ્રિયતમ સ્વસ્વરૂપનું દર્શન એ ધારક છે અને ચારિત્રોનું દર્શન એ પોષક છે અને સાથે વાર્તાલાપાદિ છે તે ભોગ પ્રકાર છે. આ સાધુત્રાણ સમજવું ) નિરતિશય સૌંદર્ય ( રૂપગુણ ) સૌશીલ્ય ( સ્વરૂપગુણ ) ઇત્યાદિ ગુણગણોના આવિષ્કારથી માલાકાર અક્રુર આદિકને ભગવદ્-ભક્તિરૂપ પરમ ધર્મિષ્ઠ કરીને, 'યુદ્ધપ્રોત્સાહન મિષથી ગીતાશાસ્ત્રનું અવતરણ કર્યું'' આ રીતે ઉપોદ્દ્ઘાતમાં છે.

"जन्म कर्म च मे दिव्यं" આ શ્લોકથી ભગવાનના જન્મ કર્મની દિવ્યતાનું જ્ઞાન કે જે આ પરમ પ્રકૃતમાં પરમોપયોગી છે તે બીલકુલ લીધુ નથી. આ શ્લોકને લઇને વચનામૃતાદિ ગ્રંથોમાં શ્રીમુખે ભગવાનના જન્મકર્માદિકનું દિવ્યપણું બહુધા નિરૂપ્યું છે. "ये यथामां प्रपद्यन्ते" આ શ્લોકમાં જે જે પરમ ભક્તો જે જે ઈચ્છા ધારીને મારા શરણને પામે છે તેની તેની ઇચ્છા પ્રમાણે હું બધુંજ સંપાદન કરી આપું છું. એટલે પતિપણું, પુત્રપણું, સારથિપણું, વારાહ નારસિંહપણું વિગેરે પ્રક્રિયાથી હું વર્તુ છું. એમાં મારી ભગવાનપણાની કોઈ ઈચ્છાને રાખતો નથી. આ શ્લોકનો અર્થ પણ પ્રકૃત અવતાર વાદમાં બહુ ઉપયોગી છે. આ અર્થ આ વિચારણામાં લેવાની જરૂર હતી. જો લીધો હોત તો બહુ શંકાને સ્થાન ન રહેતાં બધું સમ્યક્ થઇ જાત.

ઉપર પ્રમાણે ચોમેરનું વિચારતાં પંડયાશ્રી જે મનઃકલ્પિત બે હેતુઓને શ્રીકૃષ્ણ ભગવાને કહેલા અને એકાત્મા શ્રીહરિએ સંમાન્ય કરેલા અને પ્રાચાર્ય તરીકે સ્વીકારેલા રામાનુજાચાર્યે બહુ બુદ્ધિથી વિવેચન કરેલા ત્રણ હેતુઓ થકી તદ્દન જુદા તારવે છે તેનો આમાં સમાવેશ સ્વતઃ સુરીતિએ થઇ જાય છે. કશો અર્થ બાકી રહેતો નથી. આ સદર્થની સંપુષ્ટિ માટે આ પ્રસંગના ચાર શ્લોકોની ગોપાલાનંદમુનિ વિરચિત ભાષ્ય અને તે ઉપર શુકાનંદમુનિરચિત ટીકા પૂર્વાપરના અનુસંધાનથી વાંચી વિચારી લેવી. પરમ પ્રપુષ્ટિ માટે શિક્ષાપત્રી શ્લોક ૨૯ની મહામુનિ શતાનંદમુનિકૃત ટીકામાં ગીતાના પાંચ શ્લોકોને પ્રમાણ તરીકે લઇને અવતારવિષયની બધી બાબતો રામાનુજ પ્રોકત પ્રક્રિયાએ પ્રતિપાદી છે તે પણ વાંચી વિચારી લેવી. આટલું કર્યા છતાં ગળે ન ઉતરે અને સંશય રહે તો પછી અધુરૂ અને અવળું જ્ઞાન અહિતકર નિવડયું છે એમ સ્વયં સમજી લેવું ઘટે.

રામાનુજે અવતારપ્રકરણને ચોમેરથી મેળવીને છ પ્રશ્નોત્તરો કહ્યા ત્યારે મોટા ભાઇએ પાંચ કહ્યાં. એમાં અર્થ વિનાનું થોડુ આપ ડહાપણ વાપર્યું. ગીતાચાર્ય શ્રીકૃષ્ણને નામમાંથી પણ કાઢી નાંખ્યા તેનું તો કાંઇ નહિ પણ તેમણે કહેલા 'परित्राणाय साधूनाँ' આ શ્લોકના અર્થને પણ 'એમ નહિ' એમ વિવદીને ઉડાવી દીધો. જ્યારે વિચિત્ર અર્થ અને વિકૃત રજુઆત કરવી હતી તો એ શ્લોકને પ્રમાણતરીકે લેવાજ ન હતા. ખંડન કરવા લીધા છે એવો અર્થ નીકળે છે. રામાનુજે સાધુરક્ષણ અને ધર્મસ્થાપનને મુખ્ય પ્રયોજનપણે ગણીને દુષ્ટવિનાશનને અવાંતર ગૌણપણે ગણ્યા છે. જ્યારે આ મોટા ભાઇએ ત્રણેયને ગૌણ ગણીને બીજા બે કારણો મનસ્વી જોઠવી કાઢયાં છે. આવું દોઢડહાપણ અદ્યાપિ કોઇ આચાર્યે કે શિક્ષિત વર્ગે કર્યું જાણ્યું નથી. ગીતાના કહેનારા ભગવાન્ શ્રીકૃષ્ણ કે જે શ્રીહરિનું પૂર્વરૂપ છે એમ પણ પંડયાશ્રી માને છે. ભાષ્યના કરનારા રાનુજાચાર્યને કે જે ઉ. સંપ્રદાયના પ્રાચાર્ય છે એમ પણ માને છે જેમનું કરેલું ભાષ્ય ભણવાની સર્વે પ્રત્યે શ્રીજીની આજ્ઞા એમ પણ જાણે છે, તો એમના ભાષ્યમાં આવું દોઢડહાપણ થાય ખરૂં ? એજ ખાસ સમજવાનું છે.

△ સત્સંગ પત્રિકાના વર્ષ ૨ અંક ૨ માં **"સ્વા. ના. સંપ્રદાય સ્વતંત્ર છે"** એવા સ્વતંત્ર શીર્ષકથી ઉમરેઠના પ. ભ. ભટ્ટ કેશવલાલ મલ્લિકાર્જુન જજજ સાહેબે જાણે સુપ્રીમ કોર્ટનો ચુકાદો આપતા હોય એવા આવેશથી એક સ્વતંત્ર લેખ લખ્યો છે. તેમાં સંપ્રદાયની સ્વતંત્રતા (કોઇને પણ પરતંત્ર નહિ) સમજાવવા માટે "यदा यदा हि" આ બે ગીતા શ્લોકોને અનુલક્ષીને, અવતારધારણના હેતુ બાબતમાં પંડયાશ્રીના જેવીજ આબેહૂબ મળતી આવે એવી ઉટાંગ દલીલો કોઇને પણ પ્રતીતિ નજ આવે અને ગળે નજ ઉતરે એવી કરી છે. (જાણે એકજ લેખક હોય) તેમાં કારી. ૫ વચનામૃતનો આધાર લીધો છે. તેમને પણ આ સમાલોચના પ્રત્યુતરરૂપ બની રહેશે.

વળી વકીલશ્રી આજ અવતાર પ્રકરણમાં–"મહાપ્રભુના પ્રાદુર્ભાવ માટે સંપ્રદાય બહારનાં શાસ્ત્રામાં પણ નિર્દેશ કરેલા જોવા મળે છે. દા. ત. શ્રીમદ્ ભાગવતનો બીજો પાંચમો દશમો અને અગીયારમો સ્કંધ તથા વાસુદેવમાહાત્મ્યનો તેરમો અધ્યાય તથા વિષ્ણુધર્મોત્તર પુરાણ વિગેરે." આ રીતે જેને આ લેખમાંજ "સંપ્રદાય બહારનાં" કહીને ગૌણ કે સિદ્ધાંતમાં અનુપયોગી માને છે તે ભાગવતાદિ શાસ્ત્રોનાં પ્રમાણોથી

મહાપ્રભુના પ્રાદુર્ભાવને પ્રમાણિત કરવા માગે છે એ થોડું આશ્ચર્ય જેવું લાગે છે. આઠ શાસ્ત્રો શ્રીહરિ અને તેમના મહાજનોએ જે રીતે સંપ્રદાયનાં શાસ્ત્રો તરીકે સ્વીકાર્યાં છે એ રીતે સ્વીકારીને એમ કરતા હોય તો સારી વાત છે. જેને સંપ્રદાય બહારનાં ગૌણ ગણીને સિદ્ધાંતમાં અનુપયોગી માને છે તેના પ્રમાણોથી મહાપ્રભુના પ્રાદુર્ભાવનું પ્રામાણ્ય પણ એના જેવું જ સંપ્રદાય બહાર ગૌણ સિદ્ધાંતહીનજ કેમ ન થાય ? જે શાસ્ત્રોને મહાપ્રભુના ભવિષ્યમાં થનારા પ્રાદુર્ભાવનું વિજ્ઞાન હોવાથી એવા નિર્દેશો કરેલા છે તેને સંપ્રદાય બહારનાં પણ કેમ કહવાય ? આમાં ભાગવતના સ્કંધો અને વા. મા. ના અધ્યાયની ફક્ત નોંધ આપી છે. કશું વિવેચન જરૂરી આપ્યું નથી. સંપ્રદાયનિષ્ઠોએ એનું વિવેચન થોડું આપ્યું છે તે ઉપરથી ઉપરના પ્રકરણમાં ઉપયોગી થવા માટે તેનું વિવરણ કરીએ.

મહાપ્રભુનો પ્રાદુર્ભાવ " अन्योऽपि धर्मरक्षार्थं देहः संध्रियते मया " ( ભા. ૧૦–૫૦ ) આ શ્રીકૃષ્ણવચનથી નિર્દેશાય છે. આ શ્લોકનું વ્યાખ્યાન ગોપાળાનંદમુનિએ ગૂઢાર્થદીપિકા ટીકામાં ગૂઢપણે મહાપ્રભુના પ્રાદુર્ભાવવિષયપણે કર્યું છે. " कृतादिषु प्रजा राजन् कलाविच्छन्ति सम्भवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः " ( ભાગ ૧૧–૫ ) આ શ્લોકની એજ મહામુનિએ કરેલી ટીકામાં–"युद्धार्थे મથુરામાં આવેલા જરાસંધની સાથે સંગ્રામ સમયે શ્રીકૃષ્ણે પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન વિચારતાં, " अन्योऽपि धर्मरक्षार्थं " એમ અન્ય અવતારધારણનો નિશ્ચય કરેલો. એજ અવતારને આ શ્લોકથી જણાવવા બીજુંપણ કલિનું માહાત્મ્ય કહે છે. " આવું પ્રતીક આપીને, " कलौ एकान्तिकधर्मरक्षार्थं श्रीकृष्णो नारायणमुनिनाम्ना भक्तिधर्मात्मजो भविष्यति. श्रीकृष्णेन धर्मज्ञानवैराग्यसहितैकान्तिकी भक्तिरुद्धवं प्रत्युक्ता सा तु अत्रागतरामानन्दाख्योद्धवसहितेन भक्तिधर्मसुतेन श्रीनारायणमुनिनैवात्र प्रवर्तिता नान्यैः, 'अतो देहः संध्रियते 'मया' इत्येकवचनेन प्रोक्तः श्रीनारायणमुनिरेव स्वयं श्रीकृष्णः " ( અર્થ–કલિયુગમાં એકાંતિક ધર્મની રક્ષા માટે શ્રીકૃષ્ણ નારાયણમુનિ નામથી ભક્તિધર્મના પુત્રપણે પ્રગટ થશે. શ્રીકૃષ્ણે અંગસહિત એકાંતિકી ભક્તિ ઉદ્ધવજી પ્રત્યે કહેલી. તેતો ઉદ્ધવના અવતારભૂત રામાનંદમુનિએ સહિત શ્રીનારાયણમુનિએજ આ લોકમાં પ્રવર્તાવી છે. બીજા કોઇએ નહિ. માટે 'देहः संध्रियते मया' આ એક વચનથી કહેલા શ્રીનારાયણમુનિજ સ્વયં શ્રીકૃષ્ણ છે) ઉદ્ધવજી શા માટે આવેલા ? તો શ્રીકૃષ્ણેજ પોતાના સ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરવા મોકલેલા. " श्रीकृष्णश्चापि स्वप्रतिज्ञां सत्यां कर्तुमुद्धवसहायार्थतया धर्मदेवगृहे स्वयं प्रादुर्भूत इति बोध्यम् " ( શ્રીકૃષ્ણ પણ " अन्योऽपि " આ કૃત પ્રતિજ્ઞાને સત્ય કરવા ઉદ્ધવજીને સહાય આપવા માટે સ્વયં ધર્મદેવના ગૃહમાં પ્રગટયા, એમ જાણવું ) ઇત્યાદિ સુવાકયો લખીને " વસુદેવસુત શ્રીકૃષ્ણ ભગવાનજ ધર્મસુત શ્રીહરિરૂપે ફરીથી પ્રાદુર્ભવ્યા છે " એમ સપ્રમાણ સયુક્તિ સમર્થન કર્યું છે.

"अन्योऽपि" આ શ્લોકની ભગવત્પ્રસાદાચાર્યપ્રણીત **ભક્તરંજની** ટીકામાં–શ્લોકાર્થને કહીને, વધારામાં "આ શ્રીકૃષ્ણનો પુનઃ પ્રાદુર્ભાવ કયા પ્રબન્ધમાં કહ્યો છે ? તો વાસુદેવમાહાત્મ્યમાં " मया कृष्णेन निहताः " ઇત્યાદિ ત્રણ શ્લોકોથી કહ્યો છે" એમ કહીને વળી એકજ કૃષ્ણનો બેવાર અવતાર કેમ ઘટે ? એવી શંકા કરીને, જેમ મત્સ્ય કૂર્મ વરાહનો બે વાર અને ધન્વન્તરીનો ત્રણવાર અવતાર થયો છે તેમ શ્રીકૃષ્ણનો બેવાર અવતાર ઘટે છે એમ સમાધાન કર્યું છે. આ રીતે વિશેષ જણાવ્યો છે. સ્કંધ ૧૦ ની ભક્તરંજની ટીકામાં ઉપર્યુકત અર્થની સ્પષ્ટતા મંગળમાં જ 'अन्यं सतामवनहेतव एव देहं धास्ये प्रतिश्रुतमितीह बलाग्रतो यत् । सत्यं विधातुमुदभूद्दयया स कृष्णो धर्मस्य सद्मनि पुनस्तममुं नमामि ॥ यः पूर्वरूपमदधान्नृपभावयुक्तमन्यत्तु साधुजनभावयुतं सदीशः । तं च द्विरूपधरमेकगुणस्वभावं कृष्णं पितामहमहं शरणं गतोऽस्मि ॥' આ રીતે સુસંગત કરી છે. આમાં શ્રીકૃષ્ણનાં નૃપભાવવાળું અને સાધુભાવવાળું એમ બે રૂપો કહીને તે બન્નેનું એક ગુણસ્વભાવવાળાપણું કહ્યું છે. અ. ૯૦ શ્લો. ૫૦ની ટીકામાં અંત્ય મંગળમાં " धर्माङ्गभूर्धर्मपरः सदीशः श्रीस्वामिनारायणनामधारी । कृष्णावतारो धरणीतलाद्योऽधर्मं समूलं जयताद्धरन् वै ॥' એમ શ્રીકૃષ્ણનો સ્વા. ના. નામથી અવતાર કહ્યો છે. વળી સ્કંધ ૧૦ અ. શ્લો. ૩ ની ટીકામાં " तदवतारद्वयसत्त्वेन पूर्वावतारचरितानि, भविष्यतो द्वितीयस्य तदवतार-

चरितानि " એમ શ્રીકૃષ્ણના બે અવતારો ભૂત ભવિષ્યના જણાવ્યા છે. સ્કંધ ૧૦ અ. ૨ શ્લો. ૨૮ ની ટીકામાં "कृष्णहरिकृष्णयोरेकावतारत्वाश्च" એમ કૃષ્ણ હરિકૃષ્ણની એકાવતારતા સાબીત કરી છે. 'વસુદેવસુત શ્રીકૃષ્ણનોજ ધર્મસુતપણે દ્વિતીય અવતાર છે' એમ બહુધા નિરૂપણ કર્યું છે. આ ટીકામાં આવાં અભેદ વચનો બહુ છે. વરતાલમાં કૃષ્ણ હરિકૃષ્ણ બન્ને સાથે જ અખંડ વિરાજમાન છે. મૂળનો ઉત્કર્ષ કહેવાથી તેના અવતારમાં પણ ઉત્કર્ષ સાબીત કરી શકાય છે. માટેજ મૂળનો ઉત્કર્ષ અનેકધા નિરૂપવામાં સર્વે સંમત છે.

વાસુદેવ માહાત્મ્યમાં—' मया कृष्णेन निहताः ' ( અ. ૧૮ ) ઇત્યાદિ ત્રણ શ્લોકોથી અક્ષરાધિપતિ શ્રીકૃષ્ણે બ્રહ્મા પ્રત્યે ભવિષ્યમાં થનારા પોતાના મત્સ્યાદિ અવતારોને કહેતાં, બીજો ધર્મદેવ થકી મૂર્તિવિષે શ્રીહરિ રૂપથી થનારો પોતાનો અવતાર સૂચવ્યો છે. સંપ્રદાય બહારનાં બીજાં શાસ્ત્રોમાં આવા રૂપની બાબતો છે પણ વિસ્તારભયથી લીધી નથી. આજ બહારનાં શાસ્ત્રોના અનુસંધાનથી સંપ્રદાયનાં શિક્ષાપત્રી, સત્સંગિજીવન, વચનામૃત, હરિદિગ્વિજય, ભક્તચિંતામણી વિગેરે સંસ્કૃત પ્રાકૃત પ્રબન્ધોમાં જે વસુદેવસુત શ્રીકૃષ્ણ એ જ ફરીથી શ્રીહરિરૂપથી પ્રગટયા છે એમ નિરૂપવામાં આવ્યું છે. બીજા પ્રાકૃત કવિઓએ પણ એ જ અનુસંધાનથી પદો રચ્યાં છે. એમ બધા ગ્રંથોની એકાર્થતા છે. આ રીતે પંડયાશ્રીપ્રદર્શિત સંપ્રદાય બહારનાં શાસ્ત્રોનાં શ્રીહરિના અવતારને નિરૂપનારાં વચનોની સમાલોચના થઇ.

પંડયાશ્રી જો બહારનાં શાસ્રોનાં વચનોને શ્રીહરિના અવતારની સિદ્ધિમાં પ્રમાણ તરીકે સાચી રીતે શુદ્ધ મનથી માનતા હોય તો એકગુણસ્વભાવવાળા શ્રીકૃષ્ણ શ્રીહરિ વચ્ચે તત્ત્વભેદની ભ્રમણાથી બહુ જ દૂર ભાગી જ ગયા હોય. સંપ્રદાયનાં કે ઉક્ત બહારનાં શાસ્ત્રો તો એમ જ ચોખ્ખું ઉઘાડું કહે છે.

વળી વકીલશ્રી " કોઇ એક કાર્ય કે વ્યક્તિ માટે અવતાર ધારવો અને ઉપર જણાવેલા હેતુઓ ( લાલન પાલન, કૃપા ) માટે અવતાર ધારણ કરવો એમાં થોડો પણ મહત્ત્વનો તફાવત રહેલો છે." મન-માન્યા હેતુઓથી તફાવતને ફાળવે છે. જ્યારે બધાજ ભગવદવતારોજ અનન્ય ભકતોના કૃપામૂળક લાલન પાલનાદિ માટે છે તો પછી તેમાં થોડો પણ મહત્ત્વનો તફાવત કહી શકાય જ કેમ ? સર્વ અવતારો વિષે એ એ હેતુઓ બહુ આદરથી તે તે શાસ્ત્રોએ બરોબર વર્ણવ્યા છે. અને તેતે અવતારાઓએ પ્રદર્શાવ્યા છે. સમગ્ર ગુણ ઐશ્વર્ય સાથે અવતરે છે એ બાબત પણ સર્વ અવતાર સાધારણ ' अजोऽपि सन् ' આ શ્લોકથી શ્રીકૃષ્ણેજ કહી છે. થોડા મુકત પુરુષોને સાથે લાવે છે એ પણ સર્વ અવતારસાધારણ બાબત છે. શ્રીકૃષ્ણની સાથે બ્રહ્માદિ દેવો આવ્યા હતા. રામચંદ્રજીની સાથે આ દેવો આવ્યા હતા. શ્રીહરિની સાથે બદરિકાશ્રમમાંથી મરીચ્યાદિક મુનિઓ આવ્યા હતા. બહુધા અવતારો માટે એવું વર્ણન તે તે ગ્રંથોમાં છે. સમાધિની વાત પણ સર્વ અવતાર સાધારણ છે એમ વરતાલ ૧૩માં શ્રીમુખે કહ્યું છે. શ્રીકૃષ્ણનાં દર્શન કરીને ગોકુળવાસી સર્વેને સમાધિ થઇ હતી અને તેમાં ભગવાને પોતાનું ધામ દેખાડયું હતુ. એવી તો અનેક બાબતો શ્રીમુખે શ્રીકૃષ્ણને વિષે વર્ણવી છે. એજ અનુસંધાને ભગવાન શ્રીહરિને વિષે બહુધા વર્ણવી છે. શ્રીકૃષ્ણે દ્વિભુજ ચતુર્ભુજ અષ્ટભુજ સહસ્રભુજત્વાદિ અનેક રૂપો ભકતોને બતાવ્યાં છે અને લીન કરી દીધાં છે અને શ્રીહરિએ પણ એજ રીતે અનેક રૂપો બતાવ્યાં છે અને લીન કરી દીધાં છે. એટલે આ ઐશ્વર્ય ઇશ્વરાવતાર સાધારણ વર્ણવ્યું છે. ભગવાન્ શ્રીકૃષ્ણ શ્રીહરિ વિષે તો સમાન ગુણ ઐશ્વર્યો વર્ણવ્યાં છે. કેમકે આત્મસ્વરૂપથી બંન્ને એક છે. રૂપથી જે ભિન્નતા તે પૃથક્પણામાં પ્રયોજક નથી. એક ક્ષત્રિય રૂપમાં ગૃહસ્થ વેષધારી હતા અને બીજા બ્રહ્મધર્મમાં વર્ણિવેષધારી હતા. એ ઉપરથી થોડો પણ મહત્ત્વનો તફાવત પાડી શકાય નહિ. તફાવતમાં ફાવટ આવે એવું કોઈ પ્રબળ પ્રમાણ નથી. એકાત્માપણાની ચોખ્ખી વાત કરે છે. થોડો પણ મહત્ત્વનો તફાવત પાડવો હતો, તો સંપ્રદાય બહારનાં 'अन्योऽपि' ' मया कृष्णेन निहताः ' ઈત્યાદિ પ્રમાણો શ્રીહરિના પ્રાદુર્ભાવના સમર્થન માટે લેવાં ન હતાં. અને સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોમાં એ બાબતનું જ અનુસંધાન લીધું છે તે પણ લેવું જોઇતું ન હતું. ' થોડો પણ મહત્ત્વનો ' એનો ખરો અર્થ શો થાય ? પરસ્પર વિરુદ્ધ છે. એક કાર્ય માટે કે એક વ્યકિત માટે ભલે અવતાર હોય તેથી શું ? એથી

કાંઇ આત્મતત્વભેદ શી રીતે પાડી શકાય ? વામનજી અને નૃસિંહજી એક કાર્ય માટે અને એક વ્યક્તિ માટે હતા. તેથી શું ભગવાનપણાના ઐશ્વર્યમાં બાકી હતું. જ્યારે મૂળ પરબ્રહ્મ પરમાત્માના જ અવતારો કહેવામાં આવે છે તો પછી તેમાં થોડો પણ મહત્ત્વનો તફાવત વસ્તુતઃ સાધી શકાય નહિ.

પંડ્યાશ્રી આ બાબત થોડી સમજે છે ખરા પણ ઠા રહેતા નથી. થોડી પણ મહત્વની તફાવત પાડવા મંડી પડે છે. જુઓ–" ભગવાન્ જ્યારે અવતાર ધારણ કરે છે ત્યારે સમગ્ર ઐશ્વર્ય અને શક્તિ સાથેજ અવતાર ધારણ કરે છે, પણ જેવું કાર્ય, જેવો સેવક અને જેવું સ્થળ તે પ્રમાણે વ્યક્ત કરે છે. પણ ઐશ્વર્ય અને શક્તિના ઓછાવત્તા આવિષ્કાર યાજે કાર્ય કરવામાં આવ્યું હોય તેની મહત્તા વા ઓછાવત્તા મૂલ્યાંકનને કારણે મંદબુદ્ધિ માણસ તેમાં ભેદનું આરોપણ કરે છે પણ જે સાચો સત્સંગી છે તે તો પોતાના ઇષ્ટદેવને સર્વ-કારણના કારણ અને સર્વોપરી માનવા છતાં ' अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा ' આ શિક્ષાપત્રી વચનને સદા ' શિરસાવંદ્ય સમજીનેજ ચાલે છે ' આ રીતે કહે છે. સત્ય સમજીને પણ પોતે દઢ સત્સંગી નહિ રહેતાં મંદબુદ્ધિ માણસ બની જાય છે. એ દેખીતી વાત છે. સર્વ અવતાર સાધારણપણે સમજતા હોય તો કાંઇ કહેવાનું રહેતું નથી. બીજા અવતારો માટે મહત્ત્વની તફાવતનું કુંટણું ચુંથણું અને કુથલી કર્યા કરો પણ એક શ્રીકૃષ્ણને પડયા મુકો, કેમકે તે બન્નેને અનન્યાત્મા તરીકે મહાપ્રભુએ અને તેમના ઉપાસક મહાજનોએ સ્વશાસ્ત્રોમાં બહુધા વ્યપદેશ્યા છે. વિશિષ્ટાદ્વૈત તત્વમાં ભેદ પડાય નહિ.

ઉપર પ્રમાણે અવતારધારણની રીતિનાં વિવેચનો વિવિધ થયાં પણ કોણ અવતરે છે ? કયાંથી અવતરે છે ? કેવી રીતે અવતરે છે ? એની સ્પષ્ટતા કે જે આશ્રિતોને અત્યંત ઉપયોગની છે તે જોઇએ તેવી ચોખ્ખી થઇ નહિ. તો એજ ગીતા શ્લોકોના ભાષ્યના અનુસંધાને સંક્ષેપમાં કરીએ—

" तदात्मानं सृजाम्यहं " આ વાકય ઉપર ' तदाऽहमेव स्वसङ्कल्पेनोक्तप्रकारेणात्मानं सृजामि ' એવું ભાષ્ય છે. ભાષ્યના અર્થની સુસંગતિ માટે તેની ટીકામાં " आत्मानं सृजामि इत्येतन्न तावत्स्वरूपविषयं, तस्य नित्यत्वात् आत्माश्रयादिप्रसङ्गात् । नापि जीवविषयं, तस्य प्रकरणासङ्गतत्वात् । नाप्याद्यविग्रहविशिष्टस्वात्मविषयं, तस्यापि रूपस्य नित्यत्वात् । अतोऽवतारविग्रहविशिष्टस्वात्माऽत्र 'आत्मानं' इति निर्दिश्यते " આવાં વાકયો લખ્યાં છે. એનો અર્થ એવો સંગત છે કે–' આત્માને હું સર્જું છું ' આ જે સર્જન કહે છે તે અહમર્થભૂત સર્વાન્તરાત્મભૂત વિભુ ( સર્વવ્યાપક ) જ્ઞાનાનંદસ્વરૂપમાં ઘટે નહિ, કેમકે સર્વ વેદાંત પ્રતિપાદ્ય તેતો નિત્યસિદ્ધ છે. નિત્યસિદ્ધ જીવાત્મસ્વરૂપમાં સર્જન જેમ સંભવે નહિ તેમ. ' હું આત્માને સર્જું છું ' એટલે ' પોતે પોતાને સર્જે છે ' એવો અર્થ દેખીતો આવે છે. એમાં તો આત્માશ્રયાદિ દોષનો પ્રસંગ આવે છે. આત્મા શબ્દથી જીવને લઇને ' તેને સર્જું છું ' એમ પણ અર્થ ઘટે નહિ, કેમકે આ પ્રકરણ કાંઇ જીવસર્ગના નિરૂપણનું નહિ હોવાથી અસંગતિ દોષ આવે. હવે જો આત્મા શબ્દનો આદ્ય વિગ્રહે વિશિષ્ટ સ્વાત્મપર અર્થ લઇએ તો પણ અહીં ઘટે નહિ, કારણકે પરમ પદમાં રહેલો જે આદ્ય વિગ્રહ છે તે પણ નિત્ય છે. નિત્યમાં સર્જનક્રિયા સંભવે નહિ. આ રીતે આત્મા શબ્દનોજ સંગત અર્થ કરવામાં અનેક અનુપપત્તિઓ આવે છે. તો અહીં અવતારદેહે વિશિષ્ટ એવો જે સ્વાત્મા તે પર અર્થ લેવો. તાત્પર્ય એ નીકળે છે કે–'अहं શબ્દથી અવબોધાતા નિત્યસિદ્ધ ચેતન પરમાત્મસ્વરૂપમાં તથા અક્ષરધામસ્થ મુક્તાનુભાવ્ય નિત્યસિદ્ધ પર દિવ્યરૂપમાં પણ સર્જનક્રિયા નહિ સંભવતી હોવાથી સ્વતઃસિદ્ધ દિવ્ય મૂર્તિને સજાતીય દ્વિતીય મૂર્તિ ધારણરૂપ અર્થ લેવો. એમાં તો સર્જન સંભવી શકે. એને જ અવતાર કે પ્રાદુર્ભાવ કે જન્મ કહે છે. આવા અવતારવિગ્રહે યુક્ત અહમર્થ પરમાત્મા છે. આ વિવેચનથી એ વિશદ થાય છે કે–અવતારોનું ઉપાદાન ' प्रकृतिं स्वामधिष्ठाय ' આ શ્લોકમાં નિરૂપ્યા મુજબ મૂળ દિવ્ય મૂર્તિજ છે. પણ અહમર્થ સ્વરૂપમાત્ર નથી. આવો અભિપ્રાય હોવાથીજ ભાષ્યમાં અવતારનિરૂપણ પ્રસંગે "स्वमेव रूपं देवमनुष्यादिसजातीयसंस्थानं कुर्वन् देवादिरूपः सम्भवामि" એવા સંગત શબ્દો લખ્યા છે. 'अहं सम्भवामि' એનો પણ અર્થ ઉપર કહ્યા પ્રમાણે સમજવો. આ અર્થને મળતા અંત્ય ૩૧ 'ભગવાનનું ધામ તેને વિષે જે પુરુષોત્તમ ભગવાનની આકૃતિ રહી છે ને તે આકૃતિમાંથી

એ પોતે ભગવાન અવતાર ધારે છે" આ શ્રીમુખના શબ્દો છે. આકૃતિ શબ્દ રૂપપર જાણુવો. જેવી પરમૂર્તિ
દિવ્ય છે તેવી જ અવતારમૂર્તિ પણ દિવ્ય છે એમ કહેવા માટે 'સજાતીય' કહેવું પડે છે. જે મૂળ છે તે
ધામમાં કાયમ રહેતી હોવાથી 'દ્વિતીય' એમ પણ કહેવું પડે છે. આ સજાતીય દ્વિતીય મૂર્તિનોજ આવિર્ભાવ
તિરોભાવ થાય છે. મૂળ મૂર્તિને‌ા નહિ. આવિર્ભાવ તિરોભાવનો પણ ખરો સંગત અર્થ દર્શન અદર્શન છે.
જેમ કોઇ પડદામાં પેસે અને નિકળે એની પેઠે આ સમજવું ઘટે. આમાં સ્વરૂપ અને રૂપની ભિન્નતા
સ્પષ્ટ શબ્દોમાં આવે છે.

હવે આ રૂપ એ શું દ્રવ્ય છે? એનો પણ વિમર્શ પ્રસંગાત્ કરીએ–'प्रकृतिं स्वामधिष्ठाय सम्भवामि'
આ વાક્યનો અર્થ 'प्रकृतिः—स्वभावः, स्वमेव स्वभावमधिष्ठाय स्वेनैव रूपेण स्वेच्छया सम्भवामीत्यर्थः' એમ
'પ્રકૃતિ' શબ્દનો '**સ્વભાવ**' એવો અર્થ ભાષ્યમાં કર્યો છે. એની ટીકામાં–"अतोऽत्रावतारोपयुक्ताऽन्या
प्रकृतिरुच्यते इत्यभिप्रायेण प्रकृतिः—स्वभाव इति" એવો ભાષ્યકારાભિમત અભિપ્રાય કાઢયો છે. તત્વાર્થ એ છે
કે–અહીં **પ્રકૃતિ** શબ્દથી ત્રિગુણા જડા પ્રકૃતિ લેવાની નથી. કારણ કે અવતારોમાં પણ એમનો વિગ્રહ
'न तस्य प्राकृता मूर्तिः' એમાં કહ્યા મુજબ ત્રિગુણા જડા પ્રકૃતિનો નથી. કિંતુ 'जन्म कर्म च मे दिव्यं'
એમાં કહ્યા મુજબ અવતારધારણમાં ઉપયોગમાં આવે એવી બીજી પ્રકૃતિ (દિવ્ય) કહેવાનો અભિપ્રાય હોવાથી
અહીં '**પ્રકૃતિ**' શબ્દનો '**સ્વભાવ**' એવો સંગત અર્થ કર્યો છે, તે ઉપયોગી બંધબેસતો છે. મૂળ દિવ્ય
રૂપ પણ 'नित्यालिङ्गा स्वभावसंसिद्धिः' આ શ્રુતિના અનુસંધાને પરમાત્મસ્વરૂપનું અસાધારણ વિશેષણ
હોવાથી **સ્વભાવ** શબ્દથી તેનું ગ્રહણ થાય. વળી ટીકામાં '**प्रकृतिशब्दस्यात्र** विग्रहपरतां' 'प्रकृतिशब्दोऽव-
तारोपादानभूतदिव्यविग्रहमाह' 'अवतारविग्रहोपादानप्रकृतेर्बहुश्रुतिसिद्धतामाह' એમ **પ્રકૃતિ** શબ્દનો અર્થ
પ્રકૃતોપયોગી સમજાવવા માટે વાકયો લખ્યાં છે. તાત્પર્ય એ છે કે–ભગવાનની જે નિત્ય મૂર્તિ
છે તેનો અસાધારણ સ્વભાવ શો છે? તો દિવ્યત્વ છે. જે મૂળ મૂર્તિ છે તે જડ પ્રકૃતિ દ્રવ્યની
નહિ પણ તે થકી અત્યંત વિલક્ષણ દિવ્ય પ્રકૃતિ દ્રવ્યની છે. અવતાર મૂર્તિઓની અપ્રાકૃતતા સાધવા માટે
તેનાં ઉપદાન દ્રવ્યની અપ્રાકૃતતાને નિરૂપે છે. જો મૂળ ઉપદાન કારણ દિવ્ય હોય તોજ ઉપાદેય કાર્ય
અવતારરુપો પણ દિવ્ય થાય એ દેખીતી વાત છે. એ મુખ્ય મુદ્દો ખાસ કહેવાનો છે. આવા દિવ્ય સ્વભાવને
અધિષ્ઠાન કરીને દેવમનુષ્યાદિકને સજાતીયપણે સંપાદીને સંભવે છે. આથી રહસ્યાર્થ એ નિકળ્યો કે દિવ્ય
મૂર્તિને લઇને જે સજાતીય દ્વિતીય મૂર્તિઓ થાય તે સંભવ કે અવતાર શબ્દથી કહેવાય છે. દિવ્ય કહો કે
અપ્રાકૃત કહો બન્નેનો એક અર્થ છે. આ પ્રાકૃત પ્રકૃતિથકી જુદી દિવ્ય પ્રકૃતિમાંથી થએલી એ મૂળ મૂર્તિ
અને તેમાંથીજ અવતાર મૂર્તિઓ થાય છે. એટલે બન્નેની અપ્રાકૃતતા છે. આમાં અહમર્થ સર્વવ્યાપક
પરમાત્મસ્વરૂપને કાંઇ લેવાદેવા નથી. આ મૂર્તિઓ વિશિષ્ટ પરમાત્મા છે. બન્ને વિશિષ્ટ હોવાથી સહવ્યવહાર
થાય છે. આમાં ત્રણેય ઉત્તરો આવી જાય છે. અવતાર ધારણની રીતિમાં આટલું અવશ્ય જાણવા યોગ્ય છે.

અંત્યે એક વાત સખેદ આશ્ચર્ય સાથે કહ્યા જેવી અને તમામ આશ્રિતોએ સમજવા જેવી ન છુટકે
કહેવી પડે છે. આ અંકમાં ઇષ્ટદેવના નામે ઈશ્વરાવતારની રીતના વિચારમાં બહુ ઉંડા ઉતર્યા છે. એમાં
શ્રીકૃષ્ણે કહેલી ગીતાના શ્લોકોને પ્રમાણ તરીકે લીધા છે અને તેના યદ્વાતદ્વા વિવેચનમાં પણ ખુબ ઉંડા
ઉતર્યા છે અને લેખ પણ બહુ લાંબો લખ્યો છે. આમાં '**શ્રીકૃષ્ણ**' એવું નામ જ આવવા દીધુ નથી.
એ નામને જ દૂર તારવી કાઢયું છે. ફકત 'ગીતામાં કહ્યું છે' એટલું જ લખ્યું છે. વિશેષ નામ તો અવશ્ય
આવવા દેવું જોઈએ. આપણે કાંઈક વાત કરીએ છીએ તો અમુક આચાર્યે અમુક ઋષિએ કે અમુક
માણસે આ વાત કહી છે એમ વિશેષ નામ વાપરીએ છીએ. આ ઉપરથી શ્રીકૃષ્ણ નામ ઉપરજ ઝેરવેર
છે એમ કોઈ કહેતો ના કહેવાય તેમ નથી. આવું તો બીજે બહુ સ્થળે પણ કર્યું છે. એટલે એ વાતને
પૃષ્ટિ મળે છે. વળી અપરરૂપ ભગવાન્ શ્રીહરિના ભાવિ અવતારના પ્રામાણ્ય માટે પરરૂપ શ્રીકૃષ્ણ ભગવાને
કહેલા "अन्योऽपि धर्मरक्षार्थे" "मया कृष्णेन निहताः" ઇત્યાદિ ભાગવત તથા વા. મા. ના

શ્લોકો કે જે શ્રીકૃષ્ણના વચનામૃતરૂપ છે તેને પ્રમાણુ તરીકે લીધા છે. તેમાં પણ કૃષ્ણનું નામ આવવા દીધું નથી. અવતારોની વાત બહુ લાંબી કરી છે તેમાં પણ કૃષ્ણાવતારની વાત જ આવવા દીધી નથી. શ્રીમુખે હજારોવાર શ્રીકૃષ્ણ નામથી મુખ્ય ગ્રંથોમાં મંગળમાંજ સંબોધ્યા છે. ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે માનીને 'श्रीकृष्णं हृदि चिन्तये' એમ જેમનું ધ્યાન ધરવાનું પણ કહે છે. એમના મંગળ નામથી જ ઓદ્ધવ સંપ્રદાયની સંસ્થાપના છે. એમના જ નામના નિવેશવાળા નિત્ય જપનીય દીક્ષામંત્રો છે. એમના જ નામની વિવિધ મૂર્તિઓ મહામંદિરોમાં પ્રતિષ્ઠિત છે. જેમણે ઉદ્ધવજીને આપેલું તત્ત્વજ્ઞાન સંપ્રદાયમાં પ્રથમ નંબરે પ્રવર્તે છે. વૃંદાવનમાં બે મંત્રો આપીને પૃથક્ સંપ્રદાયની પ્રવૃત્તિની આજ્ઞા આપી છે. ભગવન્નામોમાં કૃષ્ણ નામની મુખ્યતા માની છે. આવા પણ મૂળભૂત ભગવાન શ્રીકૃષ્ણનું નામ જ ન આવવા દે એતો સંપ્રદાયના સમસ્ત સમાશ્રિતોએ નિંદનીય ભત્સર્નીય ધિક્કારણીય કેમ ન કહેવાય ? શું આ અપાચરણ પરમ એકાંતિક ભક્તોના મુખ્ય લક્ષણમાં આવે છે ? શું આથી એકાંતિકની પરાકાષ્ઠા અને પ્રેમાદ્વૈત પ્રાપ્ત થઇ જાય છે ? શું શ્રીહરિના મૂળભૂત શ્રીકૃષ્ણનો મહાદ્રોહ અને ખંડન નથી થતું ? શિક્ષાપત્રીમાં શ્રીકૃષ્ણને ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે માનીને તેમની જ ભક્તિ કરવાની શ્રીમુખે કહી છે તે સેવામંડળના પ્રમુખ વિગેરે શું આવી અત્યંત અવળી જ ભક્તિ ઉપાસના કરશે ? અને ગોલોકધામમાં શ્રી કૃષ્ણની સેવારૂપ મુક્તિને મેળવશે ? ઇષ્ટદેવની રીત આવી અત્યંત વિચિત્ર વિકૃત હશે ? "नास्ति नष्टे विचारः' એના જેવી આ અતિશય અવળી રીતિ કેમ ન કહેવી ?

"કેટલાક લોકો વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરે છે" 'બુદ્ધિ ફરી છે' એમ બીજાઓને અપવાદ આપે છે. પરંતુ પોતાને તો તેનું લવલેશ ભાનજ નથી. પરોપદેશે પાંડિત્ય જેવું છે. સર્વધર્મ સમન્વય રાખવાની અને સર્વમાંથી સાર ગ્રહણ કરવાની અને કોઇ ધર્મનું ખંડન નહિ કરવાની વડીલાતો બહુ થાય છે પણ વર્તનમાં કિલ છે. જેની સાથે સમન્વય સાધવાનું અને જેમાંથી સાર ગ્રહણ કરવાનું અને જેનું ખંડન નહિ કરવાનું અત્યાવશ્યક છે. તેની સાથે જ અનન્વય કે અન્યથા અન્વય કે દુરન્વય કરવામાં આવે છે અને જેના સ્વીકૃત તત્વસારને પણ અસારપણે ઠરાવવામાં આવે છે અને જેનું મંડન કરવાનું છે તેનુંજ ખુબ ખંડન જાહેરમાં કરવામાં આવે છે એ અત્યંત દુઃખ શોકની વાત છે. આ બધી અવળાઇનું અપયશ કે અપરાધ સેવામંડળને નામે થતું હોવાથી તેમને ખાતેજ જમા થતું હશે. તે બધા ભેળા મળીને સુવિચારે તો સર્વેના શ્રેય સારૂ થશે. વિશેષ અન્યત્ર કહેવાયો હોવાથી હવે અલં. અવતાર રીતની વિચારણા કર્યા પછી સંક્ષેપમાં શાસ્ત્રોની વિચારણા કરીને, "ઇશ્વરલાલ પંડ્યા" એવી અંતે સહી કરીને ૧–૬ અંક પુરો કર્યો છે.

વર્ષ ૧ અંક ૫ માં **"સંપ્રદાયની રીત (૨)"** એ મથાળાવાળા લેખમાં આશ્રિતોની રીતનો યથા તથા વિચાર કરે છે. એ રીત તો ( વચ. વર. ૧૮ ) હ. વા. સુ. માંજ "વાસુદેવ માહાત્મ્યથકી ત્યાગી ગૃહીના નિયમો જાણવા" એમ શ્રીહરિએજ કહી દીધી છે. વધુમાં શિક્ષાપત્રી, સત્સંગિજીવન વચનામૃતમાં એ રીતિનો વિસ્તૃત વિચાર કર્યો છે. એટલે નવો કરવાનો નથી. મંડળના પ્રમુખના મુખથી પ્રકારાંતરે–રચનાત્મક થાય એની વિશિષ્ટતા માનીને કરતા હોય તો ભલે.

ભારતીય આર્યજીવનની જુની વાત કરતાં, જે પ્રથમ ચાર આશ્રમો હતા તેમાં ઉન્નતિ માટે અંત્યે સંન્યાસનો સ્વીકાર હતો, કેમ તો એના વિના કોઇનોય મોક્ષ શક્ય ન હતો. આ માનીનતાને મહાપ્રભુએ રદ જેવી કરીને બેજ આશ્રમો ત્યાગી ગૃહી રાખ્યા છે. તેમાં વળી ગીતાનો દાખલો ( પ્રવૃત્તિ નિવૃત્તિ ) આપે છે. વળી બે પૈકી ગૃહસ્થમાં બ્રહ્મચર્યનો અને ત્યાગિમાં વાનપ્રસ્થ સંન્યાસના સમાવેશની તો ચોખ્ખી ના કહે છે. કોઈ કરે તો તેને ભારે ભુલ તરીકે ભણે છે. સંપ્રદાયના ત્યાગીને ગ્રંથમાં કેટલીકવાર "પરમહંસ" શબ્દથી સંબોધ્યા છે પણ તે સંન્યાસી સ્વરૂપના નહિ પણ વૈષ્ણવી દીક્ષાવાળા ત્યાગી છે એમ ઠરાવીને બેજ આશ્રમોની દૃઢતા કરે છે, સંપ્રદાયમાં પહેલાં સંન્યાસી હતા.

મહાપ્રભુએ વાનપ્રસ્થ સંન્યાસ બ્રહ્મચર્ય આશ્રમને રદ જેવા ગણ્યા છે એમ કહેવું એ સાહસ છે. કેમકે તેમણે તો સ. પ્ર. ૨ અ. ૭ માં તથા સ. પ્ર. ૫. અ. ૩૮–૩૯–૪૦ માં તથા હરિગીતામાં પણ બન્નેના ધર્મો વ્યાસ સમાસથી કહ્યા છે. નૈષ્ઠિકના ધર્મો તો જુદાજ કહ્યા છે. શિક્ષાપત્રી શ્લો. ૪ માં નૈષ્ઠિક કહ્યા છે તે ઉપર ટીકામાં શંકા ઉપાડી છે કે–કલિમાં દીર્ઘકાળ બ્રહ્મચર્યનો નિષેધ કર્યો છે તો નૈષ્ઠિક કેમ કહેવાય ? તેનું સમાધાન એમ કર્યું છે કે–જે પાળવા સમર્થ હોય તેને માટે તે નિષેધ નથી. 'कलिना धीरभीरुणा' એમ જે કલિ છે તે ધીરથકી ભય પામી જાય છે. એમાં કલિનું બળ ચાલતું નથી. ભગવાનના બળવાળા ભક્તોને માટે તો કશી શંકાજ નથી. એમ ઉપપાદન કરીને કલિમાં નૈષ્ઠિક વ્રત માટે બાધ નથી એમ સાબીત કરીને તેના ધર્મો કહ્યા છે. અને તેની સ્થાપના સંપ્રદાયમાં કરી છે. વાનપ્રસ્થ માટે પણ આ ન્યાય કહી શકાય. શંકરાચાર્યની તકરારમાં તેમના તરફથી નૈષ્ઠિક વિષે એવો જ પ્રશ્ન પુછેલો. એનો ઉત્તર એવોજ આપેલો કે–હજી કળિયુગ જ નથી. સંધિનાં વર્ષો ચાલે છે. છત્રીશ હજાર વર્ષ વીત્યા બાદ કલિનો અમલ ગણાય. ત્યાંસુધી કલિવર્જ્ય ધર્મોનો અમલ મુલતવી રાખવો પડે. એટલે ત્યાંસુધી નૈષ્ઠિક આશ્રમ સ્વીકારી શકાય. એજ ન્યાય વાનપ્રસ્થ સંન્યાસને પણ લાગુ થાય. વળી કોઇ રીતે નૈષ્ઠિક વાનપ્રસ્થ સંન્યાસ આશ્રમો લોકમાં ચાલુ છે. રામાનુજ મધ્વ નિંબાર્ક શંકરાચાર્ય વિગેરે સંપ્રદાયમાં એ પ્રથા ચાલુ પ્રસિદ્ધ છે. તેમની ગાદીઓ ચાલે છે. એટલે શ્રીજીએ એ આશ્રમોને બંધ કરીને ત્યાગી ગૃહી બે જ આશ્રમો રાખ્યા છે એમ કહેવું તે શ્રીજી વચનથી અને અન્ય સંપ્રદાયો અને લોકવ્યવહારથી પણ વિરુદ્ધ છે. એનો આગ્રહ પકડીને બીજાઓને ટાળી નાખવા અને એમાં શ્રીજીને માથે આળ ચઢાવવી તે કોઇ રીતે યોગ્ય નથી. જ્યાં સુધી વર્ણવિભાગ ચાલે છે અને વેદની પ્રવૃત્તિ છે ત્યાં સુધી આશ્રમો પણ ચાલુ જ માનવા પડે.

"ઉપર્યુક્ત બે આશ્રમો પૈકી **એક શ્રેષ્ઠ છે અને બીજો હીન છે.** અથવા માણસે મોક્ષ પ્રાપ્તિ માટે એક પછી બીજા આશ્રમની યા કેવળ ત્યાગાશ્રમનો જ આશ્રય કરવો જોઇએ **એ માન્યતા બરાબર નથી"** એમ પંડયાશ્રી પંડાબળથી બોલે છે તે વસ્તુ વિચાર કરતાં બીલકુલ બરાબર નથી. કારણ કે મહાપ્રભુ અને તેમના ગુરુ રામાનંદ સ્વામી અને તેમના ગુરુ રામાનુજાચાર્યે મોક્ષ પ્રાપ્તિ માટે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ત્યાગાશ્રમ સ્વીકાર્યો છે. આ બધી ગુરુપરંપરા ત્યાગીઓની છે. અને પ્રત્યક્ષ શાસ્ત્રોમાં તેમણે જ ત્યાગાશ્રમની શ્રેષ્ઠતા સહેતુક ગ્રથિત કરી છે અને ત્યાગાશ્રમની સ્થાપના પણ કરી છે. લોકમાં પણ એ માન્યતા રૂઢમૂળ છે. સંપ્રદાયમાં પણ પુરી પ્રથિત છે. જે ગૃહસ્થો છે તે પણ પોતાના આશ્રમની મમતાને છોડીને શાસ્ત્રાધારે ત્યાગાશ્રમની શ્રેષ્ઠતાને સકારણ માને છે અને તે પ્રમાણે પરા પૂજાને કરે છે. તો પછી આ મંડળવાળાએજ એવો આગ્રહ શા માટે રાખવો જોઇએ. બીજા મંડળવાળા એવો આગ્રહ રાખતા નથી. શિક્ષાપત્રી શ્લોક ૧૦૧ વૈરાગ્યના અપકર્ષને કહેનારાં (ગૃહસ્થાશ્રમને વળગી રહેવાનાં) વચનો કરતાં વૈરાગ્યના ઉત્કર્ષને કહેનારાં (ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ત્યાગાશ્રમના સ્વીકારવાળાં) વચનોને પ્રધાનપણે માનવાનાં કહે છે. એમાં ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને ત્યાગાશ્રમને સ્વીકારીને હરિભક્તિ કરનારાને શ્રેષ્ઠ કહે છે. (આ શ્લોકની શતાનંદટીકા મંડળવાળાએ વાંચીને ખાત્રી કરવી) ગૃહસ્થાશ્રમની સાથે ત્યાગાશ્રમને તુલ્યપણે સરખાવે છે તે બુદ્ધિ કૃપાનો પ્રતાપ છે. તેથી જ વિકૃત રજુઆત પદે પદે થાય છે. વારે વારે આ ચર્ચાને ચોગાનમાં ચિતર્યા જ જાય છે. એમાંથી શો અપૂર્વ અલભ્ય લાભ મેળવવાના હતા.

આ પછી પંડયાશ્રી સ્ત્રીપુરુષોની અલગ વ્યવસ્થાને બહુ વખાણે છે તે વ્યાજબી છે. પરંતુ સેળભેળ તો એક યા બીજી રીતે પ્રકારાંતરે મૂળસુધી પ્રસરતી છે. એને માટે પંડયાશ્રી જ બૂમો મારે છે. સંપ્રદાયનાં વખાણ અને વિશિષ્ટતા વર્ણવવી જોઇએ. પણ બીજાઓને નિંદવા જોઇએ નહિ. એવું સેવામંડળનું પરમ ધ્યેય જણાવ્યું છે. વળી પંડયાશ્રી નિર્વિકલ્પ નિશ્ચયની દૃઢતાની ન છુટે અને ન તુટે એવી વાત કરે છે પણ તેમાં પોલમપોલ પારાવાર પ્રવેશી છે. વિકલ્પો વધી ગયા છે અને પ્રગટ ઉપાસનાની જીવનજ્યોતિ ઘરઘરની ખાનગી બની ગઇ છે. પંડયાશ્રી જાણતા હોવાથી થોડો મર્મ પણ કરતા રહે છે. આ બાબતના વિવેચનથી વિક્ષેપ સિવાય કશો લાભ થાય એમ નથી એમ જાણીને ઉપેક્ષા કરી છે.

વળી પંડયાશ્રી "એવું પૂર્ણકામપણું તેની રગેરગમાં વસી ગયું છે, પણ તે કારણે તે બીજા દેવ, ધર્મ અને શાસ્ત્રપ્રતિ કદી અવિવેક કે અનાદર દાખવતો નથી. કોઈ દેવ, સંત, સદ્ધર્મ કે સચ્છાસ્ત્રની નિંદા તે કદી કરતો નથી કે સાંભળતો નથી. સદ્ધર્મ અને સચ્છાસ્ત્રમાંથી તે હંમેશાં ગુણુજ ગ્રહણ કરે છે" એમ ખુબ વખાણે છે તે યોગ્ય છે. પરંતુ વાણીવિલાસ છે. વર્તનમાં શૂન્ય છે. સત્સંગ પત્રિકાના લેખોજ વાંચી વિચારી જુવો. સંપ્રદાયનાજ દેવ, ધર્મશાસ્ત્ર, સંત વિગેરે કોઇને છોડયા નથી. કિં બહુના–ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને, તેમના પરિવારને, રામાનુજને, તેમના મતને, જ્ઞાનને અને આઠ સચ્છાસ્ત્રોને પણ છોડયાં નથી. અવિવેક અનાદરનોજ આદર કર્યો છે. ગુણગ્રહણની તો વાતજ કયાં છે? વિવેચન ઉપર તેતે પ્રસંગે આવી ગયું છે. લેખો લખનારા પંડયાશ્રીના મંડળનાજ બહુધા છે. પૂર્ણકામપણું રગેરગમાં વસી ગયું હોય તો એનામાં આવાં અપલક્ષણો લેશથી પણ ન હોય એમ પોતેજ કબૂલે છે. પૂર્ણકામપણું પણ મનમાન્યું છે. વળી પંડયાશ્રી "પણ તે સાથેજ હોમ, વશીકરણ, મારણતારણ, જાદુમંત્ર, તંત્ર તથા મલીન દેવદેવીઓમાં એને જરાએ શ્રદ્ધા હોતી નથી. તેમજ એની તેને કંઇ બીક પણ હોતી નથી." એમ પ્રકટ ઉપાસનાવાળાનાં વખાણ કરે છે તે સારૂ છે. પરંતુ ભૂતાદિકની ભ્રમણાને લીધે પંડયાશ્રી કહે છે એ બધુંજ કરતા જોવામાં આવે છે. જાહેરમાં કહેવામાં સત્સંગને સમાસ નથી.

૪ પેરાથી તાણાવાણા માફક વણાઈ ગએલી વાત બહુ વિવેચનથી કરે છે તે સાચા ભક્ત માટે સાચી છે. "આ બધી બાબત એકદમ માની શકાય તેવી નથી" એમ પંડયાશ્રી પોતે કહે છે જેથી વિવેચનની જરૂર નથી.

૫ પેરામાં અતિ મહત્ત્વની મહાપ્રભુની ૧૩૮ વર્ષો વીતિ ગયાં છતાં પ્રગટતાની અને શિક્ષાપત્રીની નાની મોટી આજ્ઞાઓના પાલનની બહુ ઉંચી વાત કરે છે તે સારી છે. પણ શ્રીજીની આજ્ઞાઓને ઓટીમાં ચઢાવીને સ્વયં પ્રગટ ભગવાનો બહુ થઇ પડયા છે. તેને જ પરાત્પર પદે ચઢાવાની જ બધી ગોઠવણીઓ કરતા હોય છે અને એને માટે જ ધૂમ ખર્ચા કરતા હોય છે. જો કોઇ સાચી વાત કહે તો તેને પૂર્વગ્રહવાળા કહીને ઉતારી પાડવામાં આવે છે. કહ્યામાં સાર નથી. "वृत्तालये दुर्गपुरे स भगवान् जयतीह साक्षात्" એમ ગોપીનાથ (શ્રીકૃષ્ણ) અને હરિકૃષ્ણની મૂર્તિની એકાત્મતા કહે છે તે બહુ સારૂ છે. એવી પ્રગટ ઉપાસનાની ઉત્કૃષ્ટ અને જીવનજ્યોતિ તેના જીવને સદાય પ્રકાશિત કરતી રહે" એમ કહે છે એ પણ તે બે વચ્ચે તત્ત્વ-ભેદ ન પાડે તો અત્યંત ઇચ્છનીય છે. ૬. પેરાથી આશ્રિતો માટે નિયમ, નિશ્ચય અને પક્ષની વાત કરે છે તે યથાસ્થિત છે. પરંતુ પોતપોતાના ગુરુઓ માટે નિયમાંતર, નિશ્ચયાંતર અને પક્ષાંતરને મોટા પ્રમાણમાં પાડતા જોઇ જાણીને બહુ દુ:ખ થાય છે. એ કારણે ઘણા આશ્રિતો શુષ્ક કર્મઠ ધર્માંધ અને ધર્મજડ પણ બનેલા જણાય છે. પંડયાશ્રી કયાં નથી જાણતા?

પંડયાશ્રી ૭–૮–૯ પેરામાં ત્યાગી–સત્સંગીના (સ્ત્રીઓની નહિ) દીક્ષાવિધિની અને તેની વિશિષ્ટતાની લંબાણથી બહુ વિચારણા મનમાની કરે છે. એ વિધિ તો સત્સંગિજીવનમાં (પ્ર૦ ૪) વિસ્તારથી વર્ણવ્યો છે. એનો અલ્પાંશે અમલ થયો છે. બહુધા અમલ થયો નથી એમ પંડયાશ્રીજ સૂચવે છે. અત્યારે હવે અમલ થવાની શકયતા નથી. એનું વિવેચન કરીએ તો સમાજમાં અતિઉણપ જણાય. એથી લાભ નથી. તેમ સમાસ નથી. જેથી ચર્ચા વિચારણામાં ઉતરવા માગતા નથી. પંડયાશ્રી ભલે ચર્ચા કર્યા કરે. ૧૦ પેરામાં ત્યાગી ગૃહી આશ્રિતોની રીતિમાં બહુ બહુ પ્રકારે વિશિષ્ટતા અને અતિશયોક્તિ કહી કહીને, છેવટે બહુ ઉણપ સમજીને જાણે નિર્વેદ આવ્યો હોય એમ "આજે વિપરીત દેશ, કાળ, સંગ વિગેરેના યોગના કારણે એમાં તીરાડો–ઘણી તીરાડો પડેલી જણાય એ શકય છે પણ મહાકવિ નાનાલાલના શબ્દોમાં કહીએ તો તે "ભાંગ્યુ તોયે ભરૂચ" છે. એ હકીકતનો કોઇથીય ઇનકાર થઇ શકે તેમ નથી." એમ કહીને મન વાળે છે. આ રીતે આશ્રિતોના નિયમોની ઇતિ લાવ્યા છે. એમ વચ–વર–૧૮ માં પાંચ બાબતો સર્વેએ અવશ્ય જ્ઞાતવ્ય કહી છે તેની સમાલોચના સંપૂર્ણ થાય છે. ઇતિશ્રી.

આ જ્ઞાન નામનું અત્યંત અવળું અજ્ઞાન ( નિરાકાર આત્મા સાકાર બની જાય છે વિગેરે ) આ નિતરાં નિરાળા સાક્ષર શિક્ષિત કહેવાતા મંડળમાં કયાંથી આવ્યું છે તેની ઘણી જોત કરતાં મૂળ મળી આવ્યું છે. એક **ચિત્ર** અતિવિચિત્ર મુદ્રિત મફત વહેંચાએલું જોવા મળ્યું છે. એની બે હજાર કોપી છપાવી છે. એનું નામ **"સર્વોપરી શુદ્ધ ઉપાસના દર્શન. અક્ષરધામનો નકશો"** એવું મોહક આપ્યું છે. આના મુદ્રક લેખક પ્રકાશક **રતિલાલ** એ. પંડયા છે. રહેવાસી **સરસપુર**–અમદાવાદ છે. એના અર્ધા ભાગમાં ગોળાકાર નકશો છે. અંદર સમજુતી આપતું લખાણ છે. બીજા અર્ધા ભાગમાં વિગત સમજાવતું આખુ લખાણ છે. મધ્ય ભાગે એક ગોળાકાર નાનું કુંડાળું કાઢયું છે. તેના મધ્યે **સ્વામિનારાયણ** ભગવાનને સાવ સામાન્ય વેષભૂષામાં બેસાર્યા છે. એમના ચરણારવિંદ પાસે **અનાદિ મુક્તોનું** મુખ્ય નિત્ય સ્થાન ગોઠવ્યું છે. કુંડાળામાં **અક્ષરધામ**, અંતર્યામિ શક્તિ, બ્રહ્મધામ તેજ, એવા ત્રણ શબ્દો લખ્યા છે. એમના ફરતા ચારે બાજુ **પરમ એકાંતિકનો** નંબર નિરાળો નોંધ્યો છે. ( આ નંબરો અબજીબાપાવાળાના કહેવાય છે. એકાંતિક નંબર ત્રીજો પણ છે. ) તેમના પછી ચારે બાજુ '**અક્ષર**' એવા શબ્દથી નંબર નોંધ્યો છે. ( આ નંબર ગુણાતીતાનંદવાળાનો કહેવાય છે ) તેના પછી નીચે ચારેબાજુ **વાસુદેવ બ્રહ્મ** શબ્દ લખ્યો છે. ( આ કોણ હશે તે વાસુદેવ જાણે ) તે પછી **નરનારાયણ** (૧) **મહાકાળ** (૨) **શ્રીકૃષ્ણ** (૩) આ ત્રણ નંબરો ચારે તરફ નોંધ્યા છે. આટલાનો ગોળાકાર પૃથક્ પાડયો છે. આ કુંડાળામાં જે આવ્યા તેને **અચળ સૃષ્ટિ કહે છે.** સુખાદિકમાં ન્યૂનાધિકતાને માને છે. ( સંપ્રદાયને આ માન્ય નથી ) આમાં છેક છેલ્લા શ્રીકૃષ્ણને ગુલામ હાલતમાં મુકયા છે. પછીથી મોટું કુંડાળું ચિતર્યું છે. તેમાં પ્રકૃતિને પ્રારંભીને પાતાળ પર્યંતના સઘળા લોકોની લાંબી નોંધ કરી છે. એમ નવ્ય નકશો પુરો કર્યો છે.

કાગળના બીજા ભાગમાં સમજુતી આપી છે. જીવ, ઇશ્વર, માયા, બ્રહ્મ, પરબ્રહ્મ, પરંબ્રહ્મ અંતર્યામિ શક્તિ એમ લખ્યું છે. બ્રહ્મ–શ્રીકૃષ્ણ સુધી ( લાલ વર્તુળ ) **દેહ અને આત્મા જુદા નથી.** ( દેહ કહો કે આત્મા કહો, બન્નેનો ભેળો લોચો ) **પૃથ્વી ઉપર આવે તો પણ દેહ અને આત્મા જુદા નહિ. મુક્તોને પણ તેવી રીતેજ સમજવું.** ( જીવોને દેહ આત્મા જુદા અને પૃથ્વી ઉપરના મુક્તોને જીવ આત્મા જુદા નહિ આ કેવી વિચિત્ર વાત ? ) **આ સાકાર બ્રહ્મમય** સૃષ્ટિ કહેવાય છે. આમાં સુખ ઐશ્વર્યમાં તારતમ્ય છે. પ્રકૃતિથી પાતાળ સુધી સર્વેના દેહ આત્મા જુદા હોવાથી એ જીવ કહેવાય છે. સર્વેના આત્મા નિરાકાર છે. **પરબ્રહ્મની ઉપાસનાથી જીવ સાકાર થાય છે.** ( નિરાકાર આત્માને સાકાર બનાવવાજ ઉપાસના છે ) આ સઘળી **ચલસૃષ્ટિ** કહેવાય. શ્રીકૃષ્ણને બ્રહ્મ ઠરાવ્યા છે. તે પોતે પ્રકૃતિથી પાતાળ સુધી મહાવિરાટને સર્જે છે. ( ઉપર પ્રવેશજ નહિ ). નિરાવરણ અર્ચિમાર્ગ ચારેય દિશાએથી કાઢયો છે. ( શાસ્ત્ર પ્રમાણે અર્ચિ માર્ગ નથી ) ઠેઠ સીધો શ્રીજી પાસે પહોંચી જાય. નકશામાં મહેનત અને ખર્ચો ઘણો કર્યો છે. અને લાગવગ મોટી મેળવી છે. અને બહુ મંડળવાળાને સાધ્યા છે.

આ નવીન નકશાને છપાવવાની **આજ્ઞા** આપનારા અમદાવાદના ધ. ધુ. આચાર્યશ્રી **દેવેન્દ્રપ્રસાદજી** મહારાજશ્રી છે. પ્રસન્નતા પ્રદર્શાવનારા ચરાડવાના મહંત સ. શાસ્ત્રીશ્રી **ગોપાલચરણદાસજી**, સ. પુ. સ્વા. **બાલમુંકુંદદાસજી**, સ. બ્ર. **રામકૃષ્ણાનંદજી** ધ્યાની, સ. શાસ્ત્રી **હરિનારાયણદાસજી**, પ. ભ. શ્રી **કેશવલાલ** મલ્લિકાર્જુન ભટ્ટ ( ડીસ્ટ્રીકટ જજજ ) પ. ભ. **મોહનલાલ** ભાળજા. ( એડવોકેટ ) એમ મળીને છ જણ છે. આમાં બીજી વ્યક્તિઓતો પ્રકાશક સાથેના કોઈ કોઇ જાતના સંસર્ગથી દાખલ થઇ હશે એ વાત સમજમાં આવે છે. પરંતુ જજજ સાહેબ કે જે પ. ભ. નાથજીભાઇના જમાઇ અને એમના મંડળમાં મુખ્ય મનાતા સાક્ષર છે. તેમના લેખો પણ સત્સંગ પત્રિકામાં સ્વતંત્ર આવે છે. આ તો વગર વાંચે વિચારે સહી તો નજ આપે. આમાં બીજી બાબતો વિષે કશી નિસ્બત નથી. પ્રકૃતમાં મુક્તિદશામાં દેહ જુદો અને આત્મા જુદો એમ નહિ પણ **નિરાકાર આત્મા સાકાર બની જાય છે.** આ એક માન્યતા અવિચારિત પ્રખર પ્રવર્તી છે. તેનો સુવિચાર ચાલે છે. પ. ભ. ગુરુ નાથજીભાઇથકી તો આ જ્ઞાન મેળવ્યું નથી. એમનો એ વિષય ન

હતો, એ સર્વ કોઈ સમજે છે. આ જ્ઞાનમંડળમાં આ જજજ સાહેબ ભળ્યા હોય અને એ જ્ઞાન શીખી જોખી લાવ્યા હોય, એવું અનુમાન છે. (આ જ્ઞાનના કોઇ મૂળ ગુરુ તો હોવા જોઇએ) એમનાથકી આ જ્ઞાનજ પંડયાશ્રી વકીલ પાસે આવ્યું હોય એમ જણાય છે. એ ગુરુપરંપરાએ પ્રાપ્ત થયેલું આ જ્ઞાન સેવામંડળના સભ્યો માટે જાહેરમાં પત્રિકાદ્વારા મુકર્યું હોય એમ જણાય છે.

વળી આ જ્ઞાનનું મૂળ શોધતાં અબજીબાપાનું મંડળ (રુચિમંડળ નામથી ઓળખાય છે) જણાય છે. હાલમાં અમદાવાદ મંદિર તરફથી **"સ્વામિનારાયણ"** માસિક નીકળે છે. તેના સંસ્થાપક **તેજ ઇન્દ્રપ્રસાદજી** મહારાજશ્રી છે. તંત્રીઓ વિગેરે બીજાઓ છે. એના વર્ષ ૧ અંક ૫ માં **ઉત્તમરામ** ચુનીલાલ કણીયા (એલ. ટી. એમ.) એ નામથી એક લેખની શરૂઆત છે. એ ચાલુ લેખ ૬ અંકમાં પણ આવ્યો છે. એમાં આ નકશાની બાબતોનું બહુધા અનુસંધાન મળતું આવે છે. અબજીબાપાની વાતોનું અનુસંધાન આવતું હોવાથી આ પ્રક્રિયા એમના મંડળની છે એમ જાણવામાં આધાર મળે છે. પૂર્વે આ બાબતની ચર્ચાઓ થઈ ગઈ છે. આ બાબતમાં નિસ્બત નથી. એમના વર્તુળનું જ્ઞાન પ. ભ. નાથજીભાઈના મંડળમાં આવ્યું છે તે અત્યાર સુધી ગૂઢ હતું તે હવે સેવામંડળને નામે જાહેરમાં મૂકીને તેમાં આખા સંપ્રદાયને ફસાવવા માગે છે. જેથી આ એક ચેતવણીરૂપની સમયાનુસારી સમાલોચના પ્રસંગાત કરી છે. માસિકના સંચાલકોએ આ લેખની બાબત શિક્ષાપત્રી, સત્સંગિજીવન, વચનામૃતો સાથે મળતી આવે છે કે કેમ ? તે જોવાની ફરજ છે. સંપ્રદાયસિદ્ધાંતે રામાનુજપ્રવર્તિત વિશિષ્ટાદ્વૈત મત અને તેમણે કરેલા અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકારેલા સૂત્રભાષ્ય ગીતા ભાષ્યના અનુસંધાનની પણ અપેક્ષા છે. આ વહીવટ નથી પણ સંપ્રદાયનું વિજ્ઞાન છે. અવિનય થતો હોય તો ક્ષંતવ્ય છે.

આ નકશાની બાબતમાં સર્વેએ જાણવા જેવું **વિચિત્ર** કહીએ. શ્રીકૃષ્ણ ભગવાનનો નંબર તો ક્રમાંકે આઠમો કે નવમો એક ખુણે છેલ્લો આવે. (નંબર મળ્યો એટલા ભાગ્યશાળી) એટલે શ્રીજીથી એકાત્મા એમનું અંતર બહુ છેટું પડયું. વચ્ચે જાતજાતના મુકતો અને અક્ષરો અને વાસુદેવ બ્રહ્મ, નરનારાયણ, કાળ-પુરુષ, વિગેરે ધકાવીને ઘુંશી ગયા. (ભોળાભાવના શ્રીકૃષ્ણ બધોજ હક્ક કબજો અક્ષરધામ સુધીનો ખોઈ બેઠા) ભલે એ બધો આક્રમક વર્ગ આપમેળે મોટો થઈ બેસે. અને શ્રીકૃષ્ણને એક ખુણે છેલ્લે જાણે ઉપરના સર્વેના તાબેદાર ગુલામ તરીકે રાખ્યા હોય તેની પણ ચિંતા નથી. સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો કે જે શ્રીકૃષ્ણને ઉપાસ્ય ઇષ્ટદેવ પરંબ્રહ્મ પરમાત્મા અવતારી તરીકે પ્રતિપાદનારાં છે તે પણ મિથ્યા નિરર્થક થાય તેની પણ ચિંતા નહિ. પરંતુ આજ નકશાની નીચે ભવિષ્યમાં પ્રગટનારા ભગવાન્ શ્રીસ્વામિનારાયણના અવતારની સાબીતી માટે કેટલાંક પરોક્ષ શાસ્ત્રોનાં શંકિત પ્રમાણો પ્રદર્શાવ્યાં છે. તેમાં શંકા હોવાથી ભલે બાજુપર રહ્યાં. પરંતુ જેને માટે જરાપણ અવળું બોલી શકાય નહિ એવા ભાગવતના સ્કંધ ૧૦ નું " अन्योऽपि धर्मरक्षार्थं देहः संध्रियते मया " આ પ્રમાણ લીધું છે. શ્રીકૃષ્ણ કહે છે " હું બીજો અવતાર ધર્મરક્ષા માટે ધારીશ " તો તે અવતાર તો સ્વા. ના નો છે. એવો તો આખો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત ઘનિષ્ઠ ઘડયો છે. આ પ્રમાણ આ બાબતમાં શી રીતે ઘટશે એ મોટી ચિંતા સર્વેને થાય તેમ છે. પરસ્પર વિરોધનો અવધિ રહેતો નથી. જે શ્લોકને પ્રમાણ તરીકે નકશામાં લીધો છે તે પ્રમાણે તો શ્રીકૃષ્ણ શ્રીહરિ બન્ને એકાત્માઓ સાથે જોઇએ. પહેલા શ્રીકૃષ્ણ અને પછી શ્રીહરિ એમ બેઠક ઘટતી આવે. આ પ્રમાણેની સુસ્થિતિ હોવા છતાં બધા સર્વોપરી ઉપાસનાધારી મંડળવાળાઓએ મળીને આઠમે નંબરે ધકાવી કાઢયા છે. નકશામાં શ્લોકની વાત મુકવાની જ ન હતી. અસંગતિનો અવધિ રહેતો નથી. ઉઘડ ઉટાંગ હાંકવું હોય ત્યાં સમન્વયની કે પરસ્પર વિરોધની તો વાત જ કયાં છે ? સ્વતંત્ર તંત્રવાળાને એની ચિંતા ન હોય એ સહજ છે. નરનારાયણ એજ સ્વામિનારાયણ છે એવો શાસ્ત્રીય ઉપોદ્ઘાત છે. અને તે પ્રમાણે સર્વત્ર પ્રચાર પણ છે. એમને છઠ્ઠે નંબરે સ્થાન આપ્યું એ મોટો ઉપકાર માનવો પડશે. શ્રીકૃષ્ણ કરતાં અધિક ભાગ્યશાળી તો ખરા. શિક્ષા-પત્રી પ્રમાણે શ્રીકૃષ્ણ અને નરનારાયણતો એક સ્વરૂપ છે. એમની વચ્ચે કાળ પુરુષને કયાંથી લાવીને આવરણ

તરીકે દાખલ કરી દીધો. બીજા બીચારા રામાદિ અવતારોને તો આ ગોળામાં સ્થાનજ મળતું નથી. વચ્ચે
વચ્ચે પોતાની બાબતની પ્રમાણતા માટે વચનામૃતને અડાવે છે. સદ્ગુરુ સંગ્રહિત એક પરથારાને પૂર્વાપરના
અનુસંધાનથી વાંચે વિચારે તો બધા પ્રશ્નો આપો આપ ઉત્તરિત થઈ જાય. કોઇને કાંઈ કહેવાનું રહેશે નહિ.
કોણ શ્રીકૃષ્ણ ? અને કોણ સ્વામિનારાયણ ? અને કેનું અક્ષર ધામ ? અને કેના કોણ મુકતો ? દિવા જેવું
દિવ્ય દેખાય છે. એ પ્રમાણે નકશો હોવો જોઇએ. આ સ્વતંત્રપક્ષવાળા તો શાસ્ત્રીય પ્રમાણોને માનનારા નથી.
તો અક્ષરધામમાંથી સીધા પધારેલા શ્રીહરિ અને તેમના મુકતોમાં દેહ આત્મા જુદા જુદા હતા કે એક મેક રૂઢમૂઢ
લોચો હતો. હજી બહુ વર્ષો થયાં નથી. પરંપરાથી અનુભવવાળા હજી જાણીતા છે. સર્વેના દેહતો પડયા
રહ્યા છે. તેના અગ્નિ સંસ્કારો થયા છે અને અસ્થિ સંગ્રહ થયો છે. અહમર્થ મુકતાત્માઓજ ધામમાં ગયા
છે. આટલું સમજે તો આ વિસંવાદી વાતનો ફાઈનલ નિર્ણય આવી જાય છે. અહમર્થ આત્મા સ્થિર છે.
એમાં વૃદ્ધિ વિગેરે વિચિત્ર વિકારો થઈ શકે નહિ. એટલું સમજે તો બસ છે.

ઉપરના નકશાની બધી બાબતો પ્રમાણપુરઃસર છે એમ માનીને ધ. ધુ. આચાર્યશ્રી છપાવવાની આજ્ઞા
આપે છે. પરંતુ તેની તપાસણી ચકાસણી તેમણે પ્રથમ કરવી ઘટે છે. કેમકે પોતે ધર્મનાજ જેમ એમ જ્ઞાનના
પણ ધુરંધર મનાય છે. શ્રીહરિએ રામાનુજ પ્રવર્તિત વિશિષ્ટાદ્વૈત મત સ્વમત તરીકે સ્વીકાર્યો છે અને તે
રામાનુજે રચેલા સૂત્રભાષ્ય ગીતાભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યો છે. તે તરફ દૃષ્ટિ રાખવી ઘટે છે.
શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃત ઉપર તો આવશ્યક છેજ. આ નકશાની બાબતોમાં પ્રસન્નતા પ્રદર્શકો
ચાર ત્યાગીઓ અને બે ગૃહસ્થો છે. ત્યાગીઓમાં બીજાઓ તો સાધારણ કહેવાય છે. પરંતુ ચરાડવાના મહંત સ.
સ્વામી ગોપાલચરણદાસજી તો શાસ્ત્રી જ્ઞાની કહેવાય છે. તેમણે વાંચી વિચારીનેજ પ્રસન્નતા પ્રદર્શાવી હોય એમ
જણાતું નથી. એક વર્તુળમાં દેહ આત્મા જુદા અને એક વર્તુળમાં જુદા નહિ એ વસ્તુ તત્ત્વદૃષ્ટિએ બહુ
વિચારણીય છે. બીજી પણ બાબતો નકશામાં નિર્દિષ્ટ વિચારવા જેવી છે. આમાં ઉમરેઠના એડવોકેટ ભાળજાની
પ્રસન્નતા લખી છે તેતો કોઇ સંસર્ગથી દાખલ થઇ ગયા હશે. એમનો એ બીલકુલ વિષય નથી. ઉમરેઠના
કેશવલાલભાઇતો જજ્જ સાહેબ હોવાથી ચોમેરની ચોકસાઇ અને ચકાસણી કરીને ચુકાદો આપનારા
છે અને પ. ભ. નાથજીભાઇના જ્ઞાનપાત્ર છે અને સંપ્રદાયનાં તેમજ બીજાં રામાનુજીય શાસ્ત્રો પણ વાંચ્યા
હશે, તેઓ આ નકશાની બાબતમાં કયા સંસર્ગથી સંમત થઇને સહી આપી હશે એ અત્યંત આશ્ચર્ય
પામવા જેવી વાત છે. " વાંચે પણ નહિ કરે વિચાર તે સમજે નહિ સઘળો સાર " એવું છે.

આ નકશો બહાર પડયા પહેલાં બીજો **એક નકશો** બહુધા આજ નમુનાનો જરા નાનો બહાર પડયો
છે. સંપાદક કડીના **છોટાલાલ** મગનલાલ રૂના વ્યાપારી છે. આમાં પણ આચાર્યશ્રીની આજ્ઞા લખી છે. આનું
નામ **"ઉપાસના દર્પણ"** એવું ઉત્તમ રાખ્યું છે. ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયવાળાને માટે આ પ્રયાસ છે એમ
ઉદ્દેશને કહે છે. વચનામૃતો ઉપરથી ઉદ્ધારેલું છે એમ પોતે માનીને તે તે વચનામૃતોની નોંધ આપી છે.
કૃષ્ણનું નામ જ આવવા દીધું નથી એટલે બીજી ઉપાધિ તો નથી. બહુધા બાબતોમાં બન્ને નકશાને મળતાપણું
છે. આમાં થોડું અવ્યક્ત છે. આમાં પણ બે કુંડાળાં નાનાં મોટાં ગોળાકાર ચિતર્યાં છે. વચ્ચે પુરુષોત્તમ
નારાયણ, તેમની નીચે મુક્તો, અને તેમની પછી શુદ્ધ ચૈતન્ય બ્રહ્મતેજ, અક્ષરધામ (નિર્ગુણ) અક્ષર (સગુણ)
વિગેરે નંબરો લખ્યા છે. " શુદ્ધ ચૈતન્ય બ્રહ્મતેજ " આ શબ્દો તો બહુધા ચારે બાજુ લખ્યા છે. એ
ઉપરથી સુધારા વધારા સાથેનો આ નકશો બન્યો હોય એમ જણાય છે સ્વાભિમત જ્ઞાનના
પ્રચાર માટે નકશાની મહેનત અને ખર્ચો ઘણો કર્યો પ્રત્યક્ષ દેખાય છે. વળી આ નકશાની સમજુતી
માટે **"ઉપાસના દર્પણ"** એ નામની ચોપડી એજ છોટાલાલભાઇએ કડીમાંજ છપાવી છે. આચાર્યશ્રીની
આજ્ઞા લખી છે. એમને જ અર્પણ છે. આચાર્યશ્રી અને લાલજીના ફોટા છે. ચરાડવાના શાસ્ત્રીજીએ ભૂમિકા
લખી છે. ૧૪ પ્રકરણો પાડયાં છે, આમાં પણ નાના મોટા નકશા એના એજ છાપ્યા છે. નામ એનું એજ છે.
નિવેદનમાં સ્વામીશ્રી હરિચરણદાસજીના પત્રોનું તથા મુક્તરાજ દેસાઈભાઈ તથા સારાભાઇનું સ્મરણ છે. ૪૩ પાન
ઉપર **"જયારે શુદ્ધ અક્ષર બ્રહ્મરૂપ થાય છે ત્યારે તેનો આત્મા ભગવાનની ઇચ્છાએ કરીને સાકાર**

**થાય છે.''** એવા શબ્દો છે. એ ઉપરથી મળતો આશય સમજાય છે ભૂમિકામાં પાન ૩૯ ઉપર ''પોતાના અવતારોને તથા અવતારોના ભક્તોને પૃથ્વી ઉપર મનુષ્ય રૂપ ધરાવીને પોતાના સ્વરૂપનું જ્ઞાન તથા ઉપાસના સમજાવીને તે સર્વેને પોતાના અક્ષરધામમાં લઈ જવા'' એ એક ચતુર્થ હેતુ લખ્યો છે. આ બાબત મુખ્ય ગ્રંથો સાથે મળે છે કે કેમ ? તે વિદ્યાભાસ્કરની પદવીવાળાએ વિચારવાનું છે. સંતભૂષણ અને ધર્મભાસ્કર તો સાધારણ છે. અવતારો કેના ? અને એ શું તત્ત્વ ? અને એમાં જુદાઈ કેવી ? એ જુદુ તત્ત્વ છે તો પાંચ પૈકી કયા તત્ત્વમાં એમનો સમાવેશ છે ? અને એમનો કયા ધામમાં કે ટાપુમાં નિવાસ છે ? જ્યારે અવતારોને પણ કલ્યાણ માટે મનુષ્ય રૂપ ધરવું પડે અને પરનું જ્ઞાન ઉપાસન કરવું પડે તો પછી તેમના થકી તો કલ્યાણની આશાજ કેમ રખાય ? રામકૃષ્ણાદિ અવતારો અને તેમના ભક્તો ધ્રુવ પ્રહ્લાદ ઉદ્ધવ નારદ અંબરીષ શુક સનકાદિક વિગેરે અનાદિ કાળથી કલ્યાણ વિના આપણી પેઠે રીબાતા રઝળતા કહેવાય ખરૂં ? પૂર્વેના કોઇ અવતારો કે તેમના ભક્તોનું જ્યારે અદ્યાપિ કલ્યાણ થયું નથી તો તેમની મહેનતનું શું ફળ ? શ્રીહરિ પણ એક અવતાર હોવાથી તુલ્ય ન્યાયે એમની પણ એવી અવદશા કોઈ કહે તો શો સાચો ઉત્તર શાસ્ત્ર પ્રમાણે આપી શકાય ? આ બધો ચોમેરનો વિચાર કરવાનો છે. આમાં અમારે બીજી બાબતો ઉપર બહુ નિસ્બત નથી. **''નિરાકાર આત્માજ સાકાર બની જાય છે''** એ બાબત ઉપર ખાસ નિસ્બત છે. તેથી જ આટલું વિવેચનથી કડવું કહેવું પડે છે તે ક્ષંતવ્ય છે. સંપ્રદાયને રામાનુજીય જ્ઞાન સ્વીકાર્ય હોવાથી તે તરફ દૃષ્ટિ રાખવી એ ખાસ જરૂરી છે. આ જ્ઞાન ભંડોળીયું–ભભાકીયું તો નથી થતું ને ?

---

△ વિ. આપશ્રીએ ૧૪–૧૨–૩૯ ના દિને મારી ઉપર એક પત્ર લખેલો. તેના ૨ પેરામાં ''જીવ નિરાકાર છે, પરમાત્મા સાકાર છે. ઉદ્ધવ સંપ્રદાયમાં પરમાત્મા સાકાર છે અને તે સાકાર પરમાત્માની ઉપાસના પ્રચલિત છે. તો **જીવ નિરાકાર કેવી રીતે ? અને પરમાત્મા સાકાર કેવી રીતે ?** એ ખુલાસો આપનાથી જાણ્યા બાદ અધ્યાત્મજ્ઞાન બાબત આપની પાસે મારે કેટલીક શંકાઓ સમાધાન સારૂં રજુ કરવી છે તો આપ યોગ્ય ખુલાસો આપવા કૃપા કરશો '' આ રીતે ''જીવ નિરાકાર કેવી રીતે ? અને પરમાત્મા સાકાર કેવી રીતે ? આ બે પ્રશ્નનો ખુલાસો માંગેલો. તો આ લાંબા લેખ ઉપરથી સંપૂર્ણ ખુલાસો સમજી લેશો. આમાં બીજી શંકાઓનું પણ સમાધાન આવી જાય છે.

બીજું તા. ૨૯–૮–૪૩ના દિને એક પત્ર લખેલો. તેમાં '' ઉદ્ધવસંપ્રદાય'' અને ''શ્રીસંપ્રદાય''માં ભિન્નપણું છે કે કેમ ? જો ભિન્નપણું નથી તો જુદો સંપ્રદાય અને તેનું જુદું નામ આપવાનું પ્રયોજન શું ? તેમજ વિશિષ્ટતા શી ? જો ભિન્નપણું છે તો સંપ્રદાય શબ્દને અનુસરીને શું ભિન્નપણું છે તે જણાવશો. '' એમ પ્રશ્ન કરેલો. તેનો પણ ઉત્તર ઉપરના લાંબા લેખમાં આવી જતો હોવાથી તેમાંથી જાણી લેશો. આ જીજ્ઞાસા પછીતો આજ વિષયના લેખો ઉદ્ધવ માસિકમાં તથા જય શ્રીહરિમાં તથા વિદ્વત્પરિષદમાં તથા સૂત્રભાષ્ય, ગીતાભાષ્ય, ઉપનિષદ્ભાષ્ય, માનમેયપ્રકાશિકા તથા તેની વિસ્તૃત પ્રસ્તાવના તથા વચનામૃત ભૂમિકા વિગેરેમાં વિસ્તારથી આવી ગયા છે. આ બાબત કોઇને અજાણી નથી. તમારા જ્ઞાનમાં કેમ નહિ આવ્યું હશે તે જાણવા જેવી બાબત છે.

## △ આ જ્ઞાન પ્રસંગે એક જાણવા જેવી જુની વાત—

**'' સત્સંગ સુધા ''** ( પછીથી સુધા નામ આવ્યું હતું ) બોટાદથી પ્રગટ થતા માસિકના વર્ષ ૧ અંક ૧૧ (સવંત ૧૯૮૫) **'' સત્સંગ સમીક્ષા–ઉત્કર્ષનો ઉપાય ''** એવા શીર્ષકથી '' લે. ઈશ્વરલાલ લાભશંકર પંડયા. બી. એ '' એવી અંત્ય અભિધાથી લેખ લખ્યો છે. તેમાં–'' એ નિષ્ઠા સર્વ કાર્યોમાં ઉપર તરી આવે છે. સાહિત્ય, સાંપ્રદાયિક શાસ્ત્રોના કર્તા ભિન્ન ભિન્ન પુરુષો છે છતાં શ્રીહરિના સિદ્ધાંત વિષે એકવાકયતા જે સાહિત્યમાં નજરે પડે છે તે શ્રીહરિને વિષે કેવળ આશ્રિતોની નિષ્ઠાને લીધે જ છે.'' એમ માનતા મનાવતા હતા. હવે અત્યારે એજ પંડયાશ્રી ''એકાર્થ પ્રતિપાદક શાસ્ત્રોના વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત કરીને અર્થાંતર કરવામાં આવે છે'' એમ કહે છે, ૪૦ વર્ષ ઉપરની આ વાત છે. તે વખતે

: ર વ સ્થ દે ગૌર પ્રવૃ થાય આ હિત અને જોશે. સહકાર શકાયો. થયું છે ઉતરીને જે નકાર ભૂલાવ્યા હોય તે

તેમની જાણમાં વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆતની ખબર નહિ હોય એમ જણાય છે. તે વખતે (ઓચાસણવાળા બહાર હતા) વધુ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત આ અરસામાં થઈ જણાય છે. વાકયો તો બહુધા એનાં એજ છે. એમાં શેળભેળ કરીને કે ક્ષેપકતા કરીને કે પછી ઉટાંગ અર્થો સૌ સૌની માન્યતા મુજબના ગોઠવ્યા એમજ કહેવું પડે. એજ સુધા માસિકમાં સેંકડો વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત પહેલી પાને પાને પ્રતીત થાય છે. જે અત્યારે પણ જે તે રૂપમાં જ્યાં ત્યાં જેમ તેમ ચાલુ છે. અટકી નથી. એટલે હવે અનુપાયે એમ જ કહેવું પડે કે "શ્રીહરિને વિષે એક નિષ્ઠાનો અભાવ છે." શાસ્ત્રોના કર્તા તો ભિન્ન ભિન્ન વિદ્વાન મહાપુરુષો છે તે સ્વધામ સીધાવી ગયા છે. શાસ્ત્રોતો એનાં એજ હયાત છે. હવે ભગવાન શ્રીહરિ વિષે આશ્રિતોની નિષ્ઠામાં ફેર પડયો તેને લીધેજ શ્રીહરિના સિદ્ધાંત વિષે એક વાકયતા રહી નથી એમજ અનુપાયે માનવું પડે છે. શાસ્ત્રોના કર્તા ભિન્ન ભિન્ન પુરૂષો છે તે સર્વેની ભગવાન શ્રીકૃષ્ણ છે એજ શ્રીહરિ છે એવી એ નિષ્ઠા ઉપર તરી આવે છે તે તેમનાં વચનો ઉપરથી જાણી શકાય છે. શાસ્ત્રોમાં ત્રણ ગ્રંથની મુખ્યતા માની છે. અસ્તુ "સત્સંગની સમીક્ષા અને ઉત્કર્ષનો ઉપાય" ૪૦ વર્ષોથી કરતા આવ્યા છે. "સ્થળે સ્થળે યુવક સંઘ સ્થાપવો જોઈએ" એવી પણ ઈચ્છા જણાવી હતી. (આ લેખ આખો સેવામંડળના સભ્યોએ વાંચવા જેવો છે) તે પછી વડોદરામાં સત્સંગ આશ્રમની સ્થાપના કરી હતી. તે પછી અમદાવાદમાં પણ એજ આશ્રમની સ્થાપના કરેલી. વળી ચરોતર સત્સંગ મંડળ સ્થાપ્યું હતું. વળી વડોદરામાં શ્રીજીની દ્વિશતાબ્દિ ઉત્સવ ઉજવવા માટે આચાર્યશ્રીની આજ્ઞાથી શેઠશ્રી છોટુભાઈના પ્રમુખપદે તા. ૧૯-૮-૫૭ ને રોજ "અખિલ ભારત સ્વા. ના. પ્રચારક મંડળ" નામની સંસ્થા સ્થપાયેલી. તેમાં પંડ્યાશ્રી પ્રમુખ તરીકે હતા. (જે પાછળથી ઉહાપોહને પરિણામે મુલતવી રહ્યું હતું). આ વખતે 'સત્સંગ સેવા મંડળ' નામ રાખ્યું છે. ધ. ધુ. આ. ન. આ. પાંડેએ તા. ૨૯-૩-૫૮ દિને સત્સંગીઓની પહેલવહેલી સભા બાગને બંગલે રાખી હતી. તેમાં તેમણે "સત્સંગ યુવક દળ" સ્થાપવાની વાત વેગથી કરી હતી. પણ હજુ સુધી સ્થપાય જણાતી નથી. સ્વામિનારાયણને માટે આવી મંડળોની સ્થાપના કરતા હોય તો સમ્યક્ છે. પરંતુ તેમના નામે મંડળ સ્થાપીને પછીથી પોતાને નામે અખિલ કરી દે છે એજ અસમ્યક્ છે. મંડળોનો પરિણામ એવોજ "અહં બ્રહ્માસ્મિ" આવેલો પ્રત્યક્ષ જોવાય છે. અસ્તુ.

"મંડળના ઉદ્દેશમાં "અસંદિગ્ધતા કે દ્વિઅર્થ જેવું કંઈ જ નથી" "સંપ્રદાયનું હિત સચવાય, ગૌરવ વધે, અને ઉત્કર્ષ સાધી શકાય એવી દરેક પ્રવૃત્તિ કરવી. ધ. ધુ. આચાર્ય મહારાજને એવી દરેક પ્રવૃત્તિમાં સંપૂર્ણ સાથ અને સહકાર આપવો અર્થાત્ સંપ્રદાયનાં દેવ, શાસ્ત્ર, આચાર્ય અને આશ્રિત પુષ્ટ થાય એવી પ્રવૃત્તિ કરવી એ જ મંડળનો ઉદ્દેશ છે." આ રીતે ઉદ્દેશ તો ઉત્તમોત્તમ જણાવ્યો છે. પરંતુ આ સત્સંગ પત્રિકામાં આજ સુધીમાં પ્રમુખ, મંત્રી, તંત્રી વિગેરેના લેખો આવ્યા છે. તેથી સંપ્રદાયનું શું હિત સચવાયું છે? અને શું ગૌરવ વધ્યું છે? અને શો ઉત્કર્ષ સધાયો છે? અને દેવ, શાસ્ત્ર, આચાર્ય અને આશ્રિતો પુષ્ટ થાય એવી શી પ્રવૃત્તિ કરી છે? તે હવે પંડ્યાશ્રી મનમાં શાંતિથી સમજીને તળ તપાસી જોશે. આચાર્યશ્રીને એવી પ્રવૃત્તિમાં સંપૂર્ણ સાથ અને સહકાર આપવાનો ઉદ્દેશ છે તે મુજબ મનમાન્યો સાથ સહકાર અપાયો હશે. પરંતુ તેથી શું સંપ્રદાયનું હિત સચવાયું છે, અને ગૌરવ વધ્યું છે, અને ઉત્કર્ષ સાધી શકાયો છે, તે જાહેરમાં કાંઈ જોવા મળતું નથી. ઉલટું વિપરીત જ જણાય છે.

"અસંદિગ્ધતા કે દ્વિઅર્થ જેવું કંઈજ નથી" એ ધ્યેયતો બહુ સારૂં છે. પણ તે પ્રમાણે વર્તન થયું છે? "અસંદિગ્ધતા જેવું કંઈજ નથી" એ વાકયનો અર્થ શો થાય છે તે જરા શાંતિથી ઉંડા ઉતરીને સમજપૂર્વક વિચારશે. "અસંદિગ્ધતા નથી" એટલે સંદિગ્ધતા છે એવો અર્થ દેખીતો થાય છે. બે નકાર આવે છે. "સંદિગ્ધતા નથી" એવું વાકય હોય તો ઇચ્છિત અર્થની સિદ્ધિ થાય. પરમેશ્વરે ભૂલાવ્યા લાગે છે. કારણકે બીજું જે તત્ત્વજ્ઞાન લખ્યું છે તે બહુધા સંદિગ્ધ અને દ્વિઅર્થ છે. હૈયામાં હોય હોય તે હોઠે આવે એવી કહેવત છે. શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

# शुद्धिपत्रम् ।

| पृष्ठ | पङ्क्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| १ | १ | સ્નાન | સ્થાન |
| ९ | २ | शिक्षेव | शिक्षेत |
| ९ | १४ | અત્યાશ્ચ | અત્યાશ્ચર્ય |
| १७ | ७ | કપિલેશ્વરાનંદજી | નિષ્કામાનંદજી |
| १७ | ९ | નિષ્કામાનંદજી | કપિલેશ્વરાનંદજી |
| २८ | १२ | दृक्षा | दिदृक्षा |
| ,, | १२ | दयाशी | यादृशी |
| ,, | २० | शक्तेश्वर | शक्तेरी |
| ,, | २४ | સ્વચ્છન્ન | સ્વચ્છંદ |
| ,, | ३१ | भजद्ध्रो | भजद्भ्यो |
| २९ | १ | लसश्च | लसच्च |
| ,, | ४ | बर्हिवो | बर्हिवो |
| ,, | २५ | પૂર્ણકાતા | પૂર્ણકામતા |
| ३६ | १३ | જીવતા | જીવના |
| ३७ | ३२ | धारयिष्तु | धारयितुं |
| ४१ | २४ | तद्वैक्षत | तदैक्षत |
| ४३ | १३ | શરીર | શરીરિ |
| ४६ | १६ | सिद्धन्तो | सिद्धान्तो |
| ५० | ७ | જગદત્પા | જગદ્વ્યા |
| ,, | १४ | નિર્બાધ રૂપણ | નિર્બાધનિરૂપણ |
| ५२ | २७ | विलक्षण | दिलक्षण |
| ५६ | १२ | સમાન્ય | સામાન્ય |
| ६१ | ९ | गुणगुणा | गुणगणा |
| ६१ | २६ | जानात्यवेति | जानात्येवेति |
| ६३ | ४ | તાત્પર્થ | તાત્પર્ય |
| ६५ | २२ | वेदादमे | वेदाहमे |
| ७० | २४ | क्वचि | क्वचिद् |
| ८४ | १० | પરમદ | પરમપદ |
| ८५ | ७ | જ્ઞાનવ્ય | જ્ઞાતવ્ય |
| ९४ | २३ | મન્યા | માન્યા |
| ९५ | ६ | અતે | અને |
| १०८ | २५ | દ્વૈતેતા | દ્વૈતનો |
| १०९ | २३ | પરંરા | પરંપરા |
| ११० | २३ | દાદજને | દાજને |
| ११७ | १० | ડિરૂપને | દ્વિરૂપને |
| १२५ | २ | त्वाश्च | त्वाच्च |
| १२७ | २५ | છહો | છે |